# કહાનજી ધર્મસિંહ પુસ્તકાલય, રાજકોટ

## સાહિત્ય-રત્નાકર

આ પુસ્તકમા એકેશ્વરની ભક્તિ, વિવિધ ઋતુવર્ણન, સજ્જન દુર્જન વિચાર, દાનમહિમા, પ્રીતિ-મૈત્રિ, શૃગાર સૌંદર્ય, નારી વિચાર, નાયિકા ભેદ તથા કાવ્ય ચમત્કૃતિ વગેરે નવરસ યુક્ત વિષયો ઉપર કવિશ્રી અકબર, અનંત, અહમદ, આલમ, ઉદય, કબીર, કમાલ, ક્હાન, કિશોર, કેશવ, ગગ, ગોવિંદ ગોપ આદિ ૩૦૦ નામાંકિત હીંદી કવિઓની કવિતાઓનો કવિ પરિચય સહ સમાવેશ કરવામા આવ્યો છે મોટા કદના પાના ૬૦૦, પુઠુ પાકુ ત્રણ સોનેરી નામવાળુ મુલ્ય રૂા ૪

## કાઠિયાવાડી સાહિત્ય-ભાગ પહેલો

આ પુસ્તકમા રાહ ખેગાર ને રાણકદેવીના, રાહ મડળિક ને નાગબાઇના, રાહ ક્વાટ ને ઉગાવાળાના, શેણી ને વેજાણંના, ને બામ રીયા વિગેરેના ઇતિહાસપ્રસિદ્ધ દુહા, સોરઠા ઉપરાંત સત પુરૂષોની જ્ઞાનબોધક વાણીનો સમાવેશ કર્યો છે કિં રૂા ૧૫

## કાઠિયાવાડી સાહિત્ય-ભાગ બીજો

આ પુસ્તકમા રાજિયા, જેઠવા મોતિયા, શામળા, સામતા, રહેમાન, છગણ, વીરમ વિગેરેના રચેલા સેંકડો સુબોધક સોરઠાઓ ઉપરાત એકત્રીસ ઇતિહાસિક અને રસિક વાર્તાઓના સાર સાથે દુહાઓ દાખલ કર્યા છે કિં રૂા ૧

## કચ્છદેશની જુની વાર્તાઓ

પ્રાચીન ધર્મશાસ્ત્ર સાથે સબધ ધરાવતી સખ્યાબધ ઇતિહાસિક છતા ચમત્કારીક વાર્તાઓનું આ દળદાર પુસ્તક, અનેક ફારસી, ગુજરાતી અને સિંધી ગ્રથોને આધારે એક અનુભવી કચ્છી લેખકની કસાએલી કલમે લખાએલું છે કિં રૂા ૧

## ચોરાશી આશન [હીંદી, મરાઠી, ગુજરાતી]

આ ગ્રથમા શ્રી હઠયોગના સિદ્ધાસન, પદ્મ સન, વીરાસન, તથા ધીરાસનાદિ ૮૪ આસનોના અવાતર (પેટા) ભેદ મળી ૯૮ આસનોના ચિત્રો મત્ર પ્રક્રિયા સાથે આપ્યા છે સિવાય નેતિ ધોતિ, બસતી તથા બ્રહ્મદાતણાદિના ચિત્રો પણ દાખલ કર્યા છે કિં રૂા ૧ા

## ચમત્કારિક દ્રષ્ટાંતમાલા

જગત ઝવેરી ચમત્કારને નમસ્કાર કરે છે તેથી ચિત્ર વિચિત્ર બુદ્ધિ ચાતુર્યના ૧૦૮ દ્રષ્ટાતો ચુટી કાઢી આ સુબોધક કથામાળા તયાર કરી છે એમા ત્રણ જન્મનુ જ્ઞાન, યમરાજનું રાજીનામું, દત્તાત્રય ને ગોરખ સુવરી ને નારદ, ભર્તુહરી ને ગોપીચદ, જ્ઞાનીનો દર્શનલાભ સન્યાસીની જ્ઞાનગગા, શ્રીપ્રભુ પતમા ચાહે સો કરે, શ્રી કાશીક્ષેત્ર નિરૂપણ વિગેરે વિષયો અને કાવ્યો મનોરંજક છે કિં રૂા ૨ા

---

## અનુક્રમણિકા

## खंड ६–आत्मबोध अने हितोपदेश

## સ્ત્રીઓએ ગાવાનાં ગીતો

## खंड ८ गोरक्षा, मद्यमांस निषेध अने अन्नफळशाकनो श्रेष्ठता



## खंड ९ मुंबईमां थयेलुं भयंकर हुल्लड

खंड १० ऋतुना रंगढंग, प्लेगप्रकोप इत्यादि



खंड ११ विविध विषय

॥ ૐ ॥

# કહાનકાવ્ય.

## खंड १—अवतारचरित्.

### મત્સ્યાવતાર.

( પદ પહેલું-ઝિંઝોટી )

"નાથ કૈસે ગજકો બંદ છુડાયો."—એ રાહ

ધન્ય ધન્ય માધવ આપની માયા,
ધરી મચ્છની અદ્‌ભૂત કાયા,—ધન્ય ધન્ય૦ ( ટેક )
પ્રથમ ઉદ્ધાર કર્યો મનુનો પછી, સપ્ત દેવર્ષિ તાર્યા,
બ્રહ્માનાં માનુષિ પુત્ર કલત્રને, જલ પ્રલયેથી ઉગાર્યા,—ધન્ય૦ ૧
બ્રહ્મ કુટુંબે ભરી સહુ સૃષ્ટિને, વિસ્તારી મોહિની-માયા,
ડૂબતા ચાર વેદોને ઉગારી, આપમાં આપ સમાયા,—ધન્ય૦ ૨
હયગ્રિવ દૈત્યે ચોરી વેદને વળી, પાતાળ મહે સતાડ્યા,
દૈત્ય મારી વેદ દઇ બ્રહ્માને ખેદદ હર્ષ પમાડ્યા,—ધન્ય૦ ૩
સાતમા મનુ સત્યવ્રતને દાખવી, પ્રનયલીલા મત્સ્યરાયા,
જય ધર્મનો કર્મનો ક્ષય કરવા, આવો કાન વ્હારે ધાયા,—ધન્ય૦ ૪

### ૨ કૂર્માવતાર

( પદ-બીજું )

ચતુરભુજ ચૌદ ભુવનના સ્વામી,
ચૌદ રત્ન શોધી આપ્યા નામી,—ચતુરભુજ૦ ( ટેક )
મચ્છ પછી કચ્છનું* તન ધરિયું, લેશ ન રાખી ખામી,
ગિરિ મદ્રાચળની પીઠ પકડી, વિશ્વની વેદના વામી,—ચતુરભુજ૦ ૧
કૌસ્તુભ-ચંદ્ર-રમા-ઐરાવત, ધન્વંતરી સુખધામી,
શંખ-સારંગ-સુરા-રંભા-સુરભી,-અમૃત-વિષ નિપજામી—ચતુરભુજ૦ ૨
સપ્તમુખી અશ્વ ને પારિજાત એ, રત્ન ચૌદ ધન પામી,
દેવ ને દૈત્યનું દ્વંદ્વ થયું તે, જાણીને અંતરજામી,—ચતુરભુજ૦ ૩
મોહિનીરૂપ માયાપતિ ધારી, માર્યો સહુ ક્રૂર કામી,
સર્વ-સુરપતિ-ચિત્ત સંતોષ્યા, આપ્યાં રત્ન ઉચ્ચગામી,—ચતુરભુજ૦ ૪
નૌકા પુણ્યની ને નીર તુફાની છે, દૃષ્ટિ કરો દામ સામી,
નાવિક થઇ કાન પાર ઉતારો, જાનુ એ ચરણ પ્રણામી,—ચતુરભુજ૦ ૫

* કચ્છ-કૂર્મ, કાચબાના બીજાં નામ.

## ૩ વરાહાવતાર.

(પદ-ત્રીજું)

વિષ્ણુ ત્રીજું રૂપ વરાહનું ધારી,
વેગે વસુંધરાને ઉદ્ધારી,—વિષ્ણુ ત્રીજું૦ (ટેક)
તપ તપી બ્રહ્માનો વર મેળવી થયો, દૈત્ય અતિ દુરાચારી,
જેણે અધર્મની બીતિ તજીને, પૃથ્વી પાતાળે ઉતારી!—વિષ્ણુ૦ ૧
જળપ્રલયે જગ ડૂબતું જોઈ, દુસ્તર ડૂબકી મારી,
પેસિ પાતાળ કર્યું પરિપાલન, રાક્ષસિ માયા નિવારી,—વિષ્ણુ૦ ૨
વર્ષ સહસ્ર એ યુદ્ધને અંતે, હિરણ્યાક્ષને સંહારી,
અધર ધરી વસુધા બ્હાર લાવ્યા, તે દેવની બલિહારી,—વિષ્ણુ૦ ૩
દેવ ધારે ત્યારે શું ન કરી શકે, જલ થલ ગગન વિહારી,
પલ પલ કહાન અકટ ઘટનાપર, તન મનથી જાઉં વારી,—વિષ્ણુ૦ ૪

## ૪ નૃસિંહાવતાર

(પદ ચોથું)

નાથ! અતિ અદ્ભુત આપની માયા,
ધરી કેસરી ને નર કાયા!—નાથ અતિ૦ (ટેક)
ભક્ત પ્રહ્લાદનું સંકટ ટાળવા, સ્થંભ વિશે શું સતાયા!
પ્રગટ થયા ભયભંજન સ્વામી, કીધી કૃપાછત્ર છાયા,—નાથ અતિ૦ ૧
ગર્જના સાંભળી બ્રહ્માદિ દેવો, નમન કરી જશ ગાયા,
ભગ્ન ભયાનક રૂપ ભાળીને, ભક્તો પણ ભરમાયા,—નાથ અતિ૦ ૨
ચતુર્થ† વિષ્ણુ અવતાર ન જેના, જનક કે જનુની જાયા,
સ્વરૂપે હણ્યા રાક્ષસ તોયે, રક્ષક દેવ મનાયા,—નાથ અતિ૦ ૩
ધન્ય શુભ્ર વૈશાખ ચતુર્દશી, ગ્રહ-યોગ યોગ્ય ગણાયા,
ધન્ય સુદિન આજ એની જયંતી, ઋષિમુનિ મન હરખાયા,—નાથ અતિ૦ ૪
તાત! પુનર્જન્મ લઈ મહારો ફેલાઈ આસુરી માયા,
ધર્મ ઉદ્ધારવા, પાપ મટાડવા, આવો ધર્મમૂર્તિ ધાયા,—નાથ અતિ૦ ૫
શીલ-સંતોષ-શોભા-શાન્તિમંદિર, સુંદર વરદ સુહાયા,
જ્ઞાન કૃપાળી અભય વર આપો, જય જય નરસિંહરાયા,—નાથ અતિ૦ ૬

## ૫ વામનાવતાર.

(પદ-પાંચમું)

ત્રિભુરૂપ શી ધર્યું ભગવાને,
ભૂલી આપ પ્રતાપ પ્રભાને—ત્રિભુરૂપ૦ (ટેક)
પ્રહ્લાદપૌત્ર મહા બલી રાજા, પનગો જપ તપ દાને,
સ્વર્ગ અને મૃત્યુ પાતાળ જીત્યાં, અમરાવતી અતિ માને,—ત્રિભુરૂપ૦ ૧

† ચોથા

દેવ દુભ્યા પાછુ વાળી ન જોયુ, દુ:ખ આપ્યા અપમાને,
ગજાનન ગર્વે, વિજુ ભય ભાગ્યા, પ્રગટ થઈ પરિણામે,—ભિક્ષુરૂપ૦ ૨
વામન[1] વાડવ[2] દેહ ધરી ગયા, દ્વાર બળી બલિયાને,
ત્રિપદ ભૂમિ ત્રિભુવનને આપી, (તેણે) હાસ્ય કરી અભિમાને,—ભિક્ષુરૂપ૦ ૩
બાળ બટુક વૈરાટ બન્યા તે, નિરખ્યા ઋષિ-મુની ધ્યાને,
બે પગને સ્વર્ગ ને ભૂમિ રોક્યા, (તે) વિષ્ણુ વિચિત્ર વિધાને,—ભિક્ષુરૂપ૦ ૪
ત્રીજે પદે બળી પાતાળ ચાંપ્યો, સુતળ[3] રાજ્ય દીધુ દાને,
આપ પોતે તેની દ્વારપાળી કરી, કાન કૃપાના નિધાને,—ભિક્ષુરૂપ૦ ૫

## ૬ પરશુરામાવતાર

(પદ છઠ્ઠુ)

પ્રગટ પ્રભુ પરસિ પરશુરામ ધારી,
વિષ્ણુઅંશ છઠ્ઠા અવતારી,—પ્રગટ પ્રભુ૦ (ટેક)

ત્રેતા આરંભ અખાત્રીજે જન્મ્યા તે શિવ-શિષ્યની બલિહારી;
માત રેણુ જમદગ્નિ જનકની, કીર્તિલતા વિસ્તારી —પ્રગટ પ્રભુ૦ ૧
માત ને ભ્રાતનો સંહાર કરવા, તાતની આજ્ઞા સ્વીકારી!
વર માગી સજીવ કર્યા સદ્ય એવા, નટવરની ગતિ ન્યારી —પ્રગટ પ્રભુ૦ ૨
યુદ્ધ કરી કામધેનુને લાવ્યા, સહસ્રાર્જુનને સંહારી,
ઋષિ-ઋત્વિજને અભયદાન દીધા, આપત્તિ તેની નિવારી —પ્રગટ પ્રભુ૦ ૩
વાળવા વેર વળી તાત માતનુ, દિલ દઢતા ન વિસારી,
રૌરવ[4] વાર નક્ષત્રીજ કીધી જે, વસુધા પ્રાણથી પ્યારી —પ્રગટ પ્રભુ૦ ૪
શિષ્ય તેના દ્રોણ ને ભિષ્મ પ્રગટ્યા, યુદ્ધચતુર સહાયકારી,
વેદ-શ્રુતિ-તંત્ર મંત્ર પ્રયોગક, ઋષિવર વર ઉપકારી —પ્રગટ પ્રભુ૦ ૫
ગિરિ મહાચળ અચળ તપે તપ, ચિર અમર દેહધારી,
આનચરિત તેના ન સમજાત, વદન મરિને વિચારી —પ્રગટ પ્રભુ૦ ૬
ધન્ય પ્રિયવદ[5] નિર્ધન જેણે, દીન દયા દિલ ધારી,
પરભવ ધનિક જન્મી જશનામી, યજ્ઞ કર્યા શ્રયકારી —પ્રગટ પ્રભુ૦ ૭
અખુટ સુખ તેના ખૂટી ગયા પણ, ગાય ગુણો નરનારી,
અક્ષયતૃતિયાનુ દાન માહાત્મ્, દે દારિદ્ર વિદારી —પ્રગટ પ્રભુ૦ ૮
દાન ભોગ ને નાશ એની ત્રણ ધનની ગતિ નિર્ધારી,
પુણ્ય વિના ક્ષય પામે પલકમા, માન મહત્વને મારી —પ્રગટ પ્રભુ૦ ૯
અનજળ દાન ને પાલન ગાયનુ, વૃદ્ધસેવા શ્રેયકારી,
કાન વિનતિ ધ્યાન ધરીને, નિજ જન્મ લીજે સુધારી —પ્રગટ પ્રભુ૦ ૧૦

---

૧ ઠીંગણા ૨ બ્રાહ્મણ ૩ સુતળ નામના લોકનુ ૪ એકવીસ ૫ એ નામનો ગૃહસ્થ

## ૭ રામાવતાર
( પદ સાતમુ )

વીર વર દશરથસુતને સમરિયે,
ચારુ રામચરિત ચિત્ત ધરિયે,—વીર વર૦ (ટેક)
તાત વચન, માત કૈકેયીનું મન, દુઃખ ન જેણે જરિયે,
વનવાસ વર્ષ ચતુર્દશ ગાળ્યાં, સેતુ બાંધ્યો ભર દરિયે,—વીર વર૦ ૧
એક વચન એક બાણ પત્ની એક, ટેક એક અનુસરિયે,
દિવ્ય દયામય પૂર્ણ પરબ્રહ્મ, દર્શનથી દિલ ઠરિયે,—વીર વર૦ ૨
સીતા-શિયળવ્રત ભંગ થવા કર્યા, નીચ પ્રપંચો અરિયે,
સાચ સતીને આંચ ન આવી, લજ્જા રાખી શ્રીહરિયે,—વીર વર૦ ૩
સત મતાપતા રંક કંપાવતા, રાવણ દુર્ગુણ હરિયે,
ન્યાય નીતિકાજ રણરંગ રાખી, મરણનો ભય નવ ગણિયે,—વીર વર૦ ૪
રાક્ષસ રાજ્યમાં મહાપુરુષ વસ્યો તે સત્યને સ્થાપવા મથિયે,
ઘોર કલીનું નિકંદન કાઢી આનંદે આગળ ધમિયે,—વીર વર૦ ૫
શીલ સાચવતા શીશ સમર્પિયે, હેમથી મારિયે મરિયે,
શૂર ધનુર્ધર રામ પ્રતાપે, શ્રી રાજ્ય લક્ષ્મી વરિયે,—વીર વર૦ ૬
રામ શિવ ભજે શિવ રામ ભજે, એમ અભેદ આચરિયે,
ગોત્ર જ્ઞાતિ ને કુળવંશ કેરા, દંભ દર્પ પરહરિયે,—વીર વર૦ ૭
મસ્તકે ભ્રાતની પાદુકા રાખી તે, ભરત ભક્તિ ઉર ભરિયે,
જોઈ પરાક્રમ પવનતનુજના, ગહન સેવાધર્મ ગ્રહિયે,—વીર વર૦ ૮
અવધ પ્રજા સમ અચળ શ્રદ્ધાથી, રાજભક્તિ ઉર ધરિયે,
કપિસમ ગુણગ્રામ ગાવી, હર હર હર ઉચ્ચરિયે,—વીર વર૦ ૯
કવિ વાલ્મિક તુલસી જશ ગાયા, જ્ઞાનિ વસિષ્ઠ મુનિયે,
કાન મધુમાસ[1] મગળા નવમી, જન્મ જયતિ ઉજવિયે,—વીર વર૦ ૧૦

## ૮ કૃષ્ણાવતાર
( પદ આઠમુ )

રસિક કૃષ્ણચંદ્ર છબી ન્યારી ન્યારી,
કળાપૂર્ણ વિષ્ણુ અવતારી,—રસિક કૃષ્ણ૦ (ટેક)
સ્થાપવા ધર્મ અધર્મ ઉથાપવા નૌતમ નરદેહ ધારી,
લજ્જા-પુષ્ટિ-તુષ્ટિ-કીર્તિ પ્રદાતા વેદવદ અવિકારી,—રસિક કૃષ્ણ૦ ૧
કંસના વચનો ધ્વશ કર્યો, કેશી[2] ચાણૂર[3] દૈત્ય સહારી,
કાલીયસર્પના દર્પને ગાળ્યો, ભક્તરાજ કૈવારી,—રસિક કૃષ્ણ૦ ૨
બાલમુકુંદ કરી બાળલીલા, ચોરલીલા રૂચિકારી,
ગોપ ગોપી સગ શ્રીરંગ વલ્લભ, રાસ રમ્યા ગિરધારી —રસિક કૃષ્ણ૦ ૩

---

૧ ચૈત્ર ૨ ૩ એ નામના દૈત્યો.

દ્વારિકામાં ઉદ્ધવાદિને દીધો, બોધ નિગમ નિરધારી,
મિત્ર સુદામાનું દારિદ્ર ટાળ્યું, ગુરુ ગૃહવાસ સભારી,—રસિક કૃષ્ણ૦ ૪
મથુરામાં માયાનું મંથન કીધું, પચ મકારને[1] મારી,
ગોકુળમાં કુળમોટમ મૂકી, ગોવિંદ ગોધેન ચારી,—રસિક કૃષ્ણ૦ ૫
પુંડરિકાક્ષ વાસુ દશ બાહુ, અભય વરદ ઉપકારી,
બ્રહ્માથી શ્રેષ્ઠ શ્રી ઉત્પત્તિકર્ત્તા, સર્વેશ સ્વેચ્છાચારી,—રસિક કૃષ્ણ૦ ૬
ત્રણ પગલાં ભર્યાં આપ ત્રિવિક્રમ, શાશ્વત શિષ્ટાચારી,
સ્રીમાત્રને દિવ્ય માતરૂપે ગણી, શ્રીપતિ પૂર્ણ શૃંગારી,—રસિક કૃષ્ણ૦ ૭
પાર્થને[2] પ્રથમ કહી જ્ઞાનગીતા, રથ ચલવ્યો રાસધારી,
જીવ શિવ શુદ્ધ સ્વરૂપ બતાવી, દેહની મમતા નિવારી,—રસિક કૃષ્ણ૦ ૮
તન જર્જર જિર્ણ વસ્ત્ર તજીને, નવિન સજે નરનારી,
કાન નવું તન ચેતન ધારે, જ્ઞાન આપ્યુ ગિરધારી,—રસિક કૃષ્ણ૦ ૯

## ૯ બુદ્ધાવતાર.

(પદ નવમું)

ધર્યું નવ નવીન રૂપ ભગવાને,
શુદ્ધ બુદ્ધનું ધાગ્ણા ધ્યાને,—ધર્યું. (ટેક)
દાનવ દૈત્ય ન દૈવથી ડરતા, અંતરના અભિમાને,
ગો—અજા—અશ્વનું આમિષ ભક્ષતા, મસ્ત થઈ રક્તપાને,—ધર્યું નવ૦ ૧
હોમવા યજ્ઞમાં નિર્દોષ પશુઓ, કેવળ ધર્મને બહાને,
યજ્ઞમંડપ થયો આપ ત્યાં પ્હોંચ્યા, સેવડા સાધુને વાને,—ધર્યું નવ૦ ૨
એટક આસને પીછી પસારિ તે, કારણ સાભળિ કાને,
બેસતાં સ્હેજ હિંસા પાપ લાગે તો, યજ્ઞનું શા પરમાણે ?—ધર્યું નવ૦ ૩
બંધ કર્યો યજ્ઞ છોડી મૂકર્યાં પશુ, અભય થઈ ગયાં સ્થાને,
સહજ અદૃશ્ય થયા અવતારિ તે, અચળ છે પુસ્તક પાને,—ધર્યું નવ૦ ૪
કાન કોટચાવધિ અપરાધ કીધા, અંતરના અજ્ઞાને,
બુદ્ધાવતાર હરો મનોવેદના, અધમ અદૃષ્ટ દશાને,—ધર્યું નવ૦ ૫

## ૧૦ કલ્કી અવતાર.

(પદ દશમુ–આરતી)

જય જય જય નકલંક,† નિર્ગુણ ગુણરાશી, પ્રભુ૦ (૨)
વિષ્ણુ વિપ્ર સ્વરૂપે, (૨) પ્રગટ્યા અવિનાશી.—જયદેવ હરિદેવ૦ ૧
વાસુદેવ શ્રીકૃષ્ણ, સ્વધામ વાસ કર્યો, પ્રભુ (૨)
આરંભાયો કળિયુગ, (૨) અધર્મ વ્યાપિ રહ્યો,—જયદેવ હરિદેવ૦ ૨

---

૧ માંસ, મદ્ય, મત્સ્ય, મૈથુન, મુદ્રા. ૨ અર્જુન. † નીલા રંગના ઘોડાપર બેઠેલા ને હાથમાં ખુલ્લી તલવાર.

તસ્કર કાતર દેસ, જોર ઘણુ જામ્યુ, પ્રભુ (૨)
સત સુજન સત્સગ (૨) વ્યક્ત થઈ વામ્યુ,—જયદેવ હરિદેવ૦ ૩
નીલ અશ્વ વાહન, ચક્ર અગ્નિ કરમા, પ્રભુ (૨)
સદ મહાગથી ઉતર્યા, (૨) ત્રિભુવન ભૂતલમા !—જયદેવ હરિદેવ૦ ૪
પચ કોટિ જન મ્લેચ્છ, મદમાતા માર્યા, પ્રભુ (૨)
સુવર્ણ યુગ પ્રગટાવી (૨) સાત્વિકને તાર્યા,—જયદેવ હરિદેવ૦ ૫
શાશ્વત પુરુષપુરાણ, ધર્મધ્વજ ધર્તા, પ્રભુ (૨)
ચિદાનદ ગતિદાતા, (૨) સોહ ઋણકર્તા,—જયદેવ હરિદેવ૦ ૬
નિષ્કલક નિજ રૂપ, વરિષ્ઠ પર વસ્તુ, પ્રભુ (૨)
ઋષિ-મુનિવર પદ વદે, (૨) નહિ અસ્તુ અસ્તુ,—જયદેવ હરિદેવ૦ ૭
આરતિ દશ અવતાર, સુર સગિત તાને, પ્રભુ (૨)
કહાન દિપારતિ* ગાતા, (૨) દુખ-આર્તિ§ ટાળે,—જયદેવ હરિદેવ૦ ૮

---

## खंड २–पर्वोत्सव–जयंती, स्तुति.

### ઉત્તરાયન (મકરસંક્રાંતિ)†

( પદ પહેલુ–છદ રુચિરા, ચાલ લાવણી )

જાન્યુઆરિ તારીખ તેરમી, મકર રાશિ ભાનુ સમાતી,
બાર રાશિ ફરિ સૂર્ય આવતા, પુણ્ય પર્વણી પમાતી ૧
દક્ષિણ દિશથી ઉત્તરાયનમા, આદિદેવ‡ આગમન કરે,
વિષમમાનની સમાનતાથી રાત્ર રકમા માગ્ય ભરે ૨
દેવ દિવસ ને રૈંસ નિશાનો, ઉદય થાય છે આ ટાણે,
ઉત્તરાયનમા દેહ તજે તે મોક્ષ-મુક્તિ લે નિર્વાણે ૩
તર્પણ-અર્પણ-સ્નાન દાન ને ભોગભોગ્ય તલનો મહિમા,
વેદ અને ધર્મના ગ્રંથે, આપી તેને શુભ ઉપમા ૪
પોશમાસની મકાતિ છે, દોષ શોષને હરનારી,
વાસર ગુરુએ શિશિર ઋતુ તે, શીતળતા દે સુખભારી. ૫
પ્રવેશ મધરાતે હોવાથી, ચોર ચકોર જોર મારે,
ઠગ પાખડી ધૂર્ત વેદિયા, ધર્મ મર્મને મહારે ૬
વાર નામનું ફળ શુભ જાણી, નીતિ દ્રવ્ય અરી કરમા,
પરધન પત્થર તુલ્ય ગણીને, ચિંતન ના કરવુ ઉરમા ૭
કામધેનુનુ પૂજન કરતા, અફળ મહાફળ સદા ફળે,
પાત્ર વિપ્ર યાચકને દેતા, દુખ દરિદ્રતા પાપ બળે ૮
બાવન અક્ષ માથી શિખ્યો, નનો અક્ષર એક નથી !
લ ના લેવાની વૃત્તિ ને દદા દેવામા ધમકી ! ૯

* દિવાની આરતી § વ્યાધિ-વેદના † વિક્રમ સવત ૧૯૮૯ ‡ સૂર્ય

થયા અદાતા તેની શિક્ષા, ભિક્ષા માગી ખાવાનું,
સંભ્રમ સમ સ્થિતિ દાખવે, ઉદાર ઉત્તમ થાવાનું. ૧૦
દાન ગયાં નાદાન વધ્યાથી, ઘમંડતાએ ઘર ઘાલ્યું,
દામ ધામ ને નામ જમાવી, વિવેકને વાસ્યું તાળું. ૧૧
હળતાં મળતાં મિત્ર આપ્તને, આપે છે તિલગુડ હસવા,
ડાહ્યા દક્ષિણિ ગુજરાતીઓ, જાય પરસ્પરને ગળવા. ૧૨
'તિલ ગુડ ઘ્યા ગુડ ગુડ બોલા,' એ બોધ પાઠ છે લેવાનો,
સ્વભાવ તજિયે પાપ શાપ ને, ધર્મ શિખિયે સેવાનો. ૧૩
સમજે જો સંક્રાંતિ શિક્ષા, સકરતા દુર્બુદ્ધિ ટળે,
વર્ણ વ્યવસ્થા શુદ્ધ બને ને, હરિસમરણ આનંદ મળે. ૧૪
પંચ તણી પચાત ગઈ ને, ઘણાં નાત તડ પાપ નડ્યાં,
પક્ષપાતિ શઠ શેઠ પંકથી* ન્યાય નીતિનાં મૂળ ખડ્યાં. ૧૫
રૂચિ અનુસારે રચ્યા રૂચિરા, છંદ શબ્દ હરિગુણ ગાઓ,
ક્રાન ક્રાંતિનાં કષ્ટ નિવારી, સક્રાંતિ સફળા થાઓ ૧૬

## સંક્રાંતિનો સાર †

(પદ બીજું—ગરબો)

"હરિભજન વિના, દુઃખ દરિયા સમાગનો પાર ન આવે"—ઈ. રાહ

સજ્જન સુણજો, સંક્રાતીના ક્રાંતિકારક માર્ગને,
બહુ મત બુજવા, પંડિત પણ પામ્યા નહિ તેના પારને (ટેક)
સુળ દાન-ધર્મનો હેતુ છે, સસારસમુદ્રે સેતૂ છે,
કયાં ગહુ બળ કયાં કેતુ છે, સજ્જન સુણજો૦ ૧
રાક્ષસ રાત્રી આરંભ થતાં, ખળ ચોર ઢોર બળ બહુ વધતાં;
દાનવદળ દેવોને છળતાં, સજ્જન સુણજો૦ ૨
વદિ એકાદશી શુદ્ધ બુધવારી, શુભ માસ પોશ મગળકારી;
સુર[1] ઉદય દિવસ પુર સુખકારી, સજ્જન સુણજો૦ ૩
વાસર ફળ વસ્ત્ર મળે મેધાં, કોકણમા જળ તાદૃલ સુદ્ધાં;
ભક્ષણ રક્ષણ ફળનાં ગોથાં, સજ્જન સુણજો૦ ૪
સંક્રાંતી વય કોમળ બાળા, ચિત ચારુ શિલા ચચળ ચાળા,
ગળ મૌક્તિક હાર મણીમાળા, સજ્જન સુણજો૦ ૫
કેશર કસ્તૂરી તન મ્હેકે, કટિ આડ લલાટ વિષે ટહેકે,
ફલ મોંઘા થાશે પ્રત્યેકે, સજ્જન સુણજો૦ ૬
વાહન ઉપવાહન છે ભારી, કરિ કરીનેર[2] કેસરિની સ્વારી;
તેનાં ફળની ઘટના ન્યારી, સજ્જન સુણજો૦ ૭

* કાદવ. † વિ સં. ૧૯૮૭ ૧ દેવતાઓ ૨ હાથી.

તરફર કાતર દૈત્ય, જોર ઘણું જામ્યું, પ્રભુ (૨)
સંત સુજન મંગલ. (૨) વ્યક્ત થઈ વામ્યું,—જયદેવ હરિદેવ૦ ૩
નીલ અશ્વ વાહન, ચક્ર અસિ કરમાં, પ્રભુ (૨)
ગ્રહ મંડળથી ઉતર્યા, (૨) ત્રિભુવન ભૂતલમાં!—જયદેવ હરિદેવ૦ ૪
પંચ કોટિ જન મ્લેચ્છ, મદમાતા માર્યા, પ્રભુ (૨)
સુવર્ણ યુગ પ્રગટાવી, (૨) સાત્વિકને તાર્યા,—જયદેવ હરિદેવ૦ ૫
શાશ્વત પુરૂષપુરાણ, ધર્મધ્વજ ધર્તા, પ્રભુ (૨)
ચિનચાનક ગતિદાતા, (૨) સોઽહં ઋણુકર્તા,—જયદેવ હરિદેવ૦ ૬
નિષ્કલંક નિજ રૂપ, વરિષ્ટ પર વસ્તુ, પ્રભુ (૨)
ઋષિ-મુનિવર પદ વદે, (૨) કહિ અસ્તુ અસ્તુ,—જયદેવ હરિદેવ૦ ૭
આરતિ દશ અવતાર, સુર સંગિત તાલે, પ્રભુ (૨)
કહાન દિપાગતિ* ગાતાં, (૨) દુખ-આરતિ§ ટાળે,—જયદેવ હરિદેવ૦ ૮

---

## ખંડ ૨–પર્વોત્સવ–જયંતી, સ્તુતિ.

### ઉત્તરાયન (મકરસંક્રાંતિ)†

(પદ પહેલું–છંદ રેખતા, ચાલ લાવણી.)

જાન્યુઆરિ તારીખ તેરમી, મકર રાશિ બહુ મદમાતી,
બાર રાશિ ફરિ સૂર્ય આવતાં, પુણ્ય પર્વણી પંકાતી. ૧
દક્ષિણ દિશથી ઉત્તરાયનમાં, આદિદેવ‡ આગમન કરે,
દિવસમાનની સમાનતાથી ગરમ રેકમાં સામ્ય ભરે. ૨
દેવ દિવસ ને દૈત્ય નિશાનો, ઉદય થાય છે આ ટાણે,
ઉત્તરાયનમાં દેહ તજે તે, મોક્ષ-મુક્તિ લે નિર્વાણે. ૩
તર્પણ-અર્પણ-સ્નાન દાન ને ભોગભોગ્ય તલનો મહિમા,
વેદ અને વૈદકના ગ્રંથે, આપી તેને શુભ ઉપમા. ૪
પોશ માસની સંક્રાંતિ છે, દોષ શોષને હરનારી,
વાસર શુરુએ શિશિર ઋતુ તે, શીતળતા દે સુખકારી ૫
પ્રવેશ મધરાતે હોવાથી, ચોગ ચકોર જોર મારે,
દગ પાખડી ધૂર્ત વેદિયા, ધર્મે મર્મને મંડારે. ૬
વાગ નામનું ફળ શુભ જાણી, નીતિ દ્રવ્ય ગ્રહી કરમાં,
પરધન પત્થર તુલ્ય ગણીને, ચિંતન ના કરવું ઉરમાં. ૭
કામધેનુનું પૂજન કરતાં, અફળ મહાફળ સદ્ય ફળે,
પાત્ર વિપ્ર યાચકને દેતાં, દુખ દરિદ્રતા પાપ બળે. ૮
બાવન અક્ષરમાંથી શિખ્યો, નન્નો અક્ષર એક નકી!
લખવા લેવાની વૃત્તિ ને દદ્દા દેવામાં ધમકી! ૯

* દિવાની આરતી § વ્યાધિ-વેદના † વિક્રમ સંવત ૧૯૮૯ ‡ સૂર્ય.

દુર્યોધન ને દુઃશાસનની, અધમ અનીતિ ધિક્કારી,
તેમ કરણી ભર સભા મધ્યે, પડેજ પાળો ઉતારી,—ભીષ્મ-દેવવ્રત૦
એ દેવ પુરુષની જન્મ જયતી, ભીષ્માષ્ટમી વ્રત ટાણે,
માઘ શુદિ અષ્ટમીનો મહિમા, કવિ ગોવિંદ વખાણે,—ભીષ્મ-દેવવ્રત૦
વૃદ્ધ છતા ઝુમ્યા યુવક પેઠે ને લીધી પ્રતિજ્ઞા પાળી,
વ્રત-તપ-શૌર્યથી દાન મધુઓ, કોન બનો યશશાલી ?—ભીષ્મ-દેવવ્રત૦

## મહા શિવરાત્રી

(૫૮ છઠુ ગરબો)

સદાશિવ સામ શરણે જઈએ રે,
ચાલો જૂનાણે જાત્રા જઈએ રે,
મહા શિવરાતનો લ્હાવ લઈએ—સદાશિવ૦ (ટેક)

માસ માઘ તેરસ રવિવારે રે કૃષ્ણ પક્ષ લક્ષ નિર્ધારે રે,
જિવ શિવરૂપ આત્મવિચારે, સદાશિવ સામ૦ ચાલો૦ ૧
સંત-ભક્ત-તપસ્વિ ને જ્ઞાનિ રે, ધન્ય જન્મ મનુજનો માની રે,
કરે પૂજન મન નિષ્કામી—સદાશિવ સામ૦ ચાલો૦ ૨
મંત્ર અષ્ટાક્ષરી કષ્ટહર્તા રે, સ્તોત્ર-પાઠ ભક્તિરસ ઝરતા રે,
ભક્ત ભવસાગરથી તરતા—સદાશિવ સામ૦ ચાલો૦ ૩
ભૂખ્યાં દુખિયા ભૂનેનાને ભાળી રે, ભક્તવત્સલ લે છે સંભાળી રે,
દિસે દૃષ્ટિ સદૈવ દયાળી—સદાશિવ સામ૦ ચાલો૦ ૪
મોટો મેળો ગિરિ ગિરનારે રે વડું ભાદર ભરપૂર ભારે રે,
દુહા ભજન સજન લલકારે,—સદાશિવ સામ૦ ચાલો૦ ૫
તીર્થ રેવતિ ને દામોદર રે, સ્નાને ટાળતા પાપ પ્રચંડ રે,
ભવ્ય ભવનાથ જ્યોત અખંડ,—સદાશિવ સામ૦ ચાલો૦ ૬
ગોરખ મુચકુંદ ને મહાવીર રે, કરી વૃત્તિ એકાગ્ર ગંભીર રે,
બાંધિ ગૂફા થયા અહિ સ્થિર—સદાશિવ સામ૦ ચાલો૦ ૭
દાતા જમિયત ઓલિયો પીર રે પિત્ત કોઢની હર્તા પીડ રે,
દેતા દારિદ્રને હીર ચીર—સદાશિવ સામ૦ ચાલો૦ ૮
મહેતા નરસિંહનો અહિં ઓરો રે 'ચોરો' નામ જેનો નહીં જોટો રે,
સત સાધુ સમાગમ મોટો—સદાશિવ સામ૦ ચાલો૦ ૯
થયા રાજરત્ન રણછોડ રે, નાગર સાગર ભક્ત અજોડ રે,
ગ્રંથકાર કવિ પૂર્યા કોડ—સદાશિવ સામ૦ ચાલો૦ ૧૦
શિલાલેખનું સંગ્રહસ્થાન રે પીર પેગમ્બરના મકાન રે,
કર્યું દર્શન દામ કહાન સદાશિવ સામ૦ ચાલો૦ ૧૧

## પંચનાથની સ્તુતિ.

( પદ સાતમું-ગરબો )

નાથને નાથને નાથને રે, અમે નમિયે પ્રેમે પંચનાથને. (ટેક)
પંચ પ્રાણ ને પંચ બાણના સ્વામી, નામી નિરંજન નાથને રે,—અમે૦ ૧
વામાંક દેવી અંબા‡ બિરાજે, ગુણનિધિ ગણપતિ સાથને રે,—અમે૦ ૨
રામ જાનકીજી લક્ષ્મણ સોહે, સન્મુખ દર્શન આપને રે,—અમે૦ ૩
અભંગ અંગ રહે શી રીતે, બાવળે ભીડેલ બાથને રે,—અમે૦ ૪
દુઃખના તે ડુંગર કોણ નિવારે, આઠા દઇ દઇ હાથને રે,—અમે૦ ૫
કામ દામ ધામની લાગી લલૂતા, અન્ય ગમે નહિ ગાથને રે,—અમે૦ ૬
ત્રિદોષ ન ત્રણ તાપ ટળે જો, પીએ ભક્તિરસ ક્વાથને રે,—અમે૦ ૭
પંચાયતન પંચ પાતક ટાળો, પાળો જ્ઞાન અનાથને રે,—અમે૦ ૮

## હુતાશની—હોળી *

( પદ આઠમું-ગરબી )

જય જાતવેદ જગજ્જેત્ર, વરદાળી હોળી,
જય જ્વાલશિખાવિતિ હોત્ર, ઝગઝળતી હોળી (ટેક)
ફાગણ ફૂલ્યો પૂર્ણ પૂર્ણિમા, મંગળ મંગળવાર રે,
પૂજન અર્ચન વંદન સાથે, મંગળ મંત્રોચ્ચાર,-વરદાળી હોળી. ૧
ચારૂ ચંદન-અંતર-અગર ને, ધૂપ-દીપ-ઘૃત બ્હેકે રે,
પ્રસાદ શ્રીફળ-હલવા-ફગવા, વ્હેંચે વનિતા ટહુકે,-વરદાળી હોળી. ૨
નાચે કૂદે તાળી પાડે, બાળક યુવાન હસે રે,
હોરી-કાફી ધૂન મચાવે, રસિક ગવૈયા જોરસે,-વરદાળી હોળી. ૩
બહાર હોળી અંતર હોળી, ઋતુની પણ છે હોળી રે,
બ્હોળી બેકારી હોળીએ, આપી ભિક્ષા ઝોળી !-ઝળઝળતી હોળી. ૪
માસ પોશમાં થયું માવઠું, હીમે ટાળ્યા ટીમ રે,
ધંધા સઘા બધાજ પડિયા, સંકટની નહિ સીમ !-ઝળહળતી હોળી. ૫
ગુર્જર લોકે લાખોનું ઘી, બાળ્યું હોમ હવનમાં રે,
અનશન જપતા અનાથ જનની, દાઝ ન આણી મનમાં,-ઝળહળતી હોળી. ૬
રાજવંશિ નિજ લગ્ન પ્રસંગે, કરી લાખોની હોળી રે,
પાણી પરબ લોક કલ્યાણે, કહો કઇ રકમ તોળી ?-ઝળહળતી હોળી. ૭
તીર્થે કીર્તિમાં લાખો ખરચ્યા, કાઢયો સંઘ ઉમંગ રે,
કહો કેટલા પામર પાળ્યા, રોગી અંધ અપંગ ?-ઝળહળતી હોળી. ૮
કર વેરા ને કરજ મરજથી, ખેડુત દુઃખી અપાર રે,
ક્યા રાય ને શ્રીમંતોએ, કીધી તેની વ્હાર ?-ઝગહળતી હોળી. ૯

‡ આ દેવિ, દેવના મંદિરો રાજકોટમાં પંચનાથ સન્મુખ સ્થાપન થયા છે.
* ઈ સ ૧૯૩૫માં રચી વર્તમાન પત્રોમાં છપાવેલી.

મિલ યંત્રોની હડતાળોથી, રંક મજુર રડવડતા રે,
વગર ઘરાક વ્યાપારીઓ, તોટાથી તરફડતા !–ઝગહળતી હોળી ૧૦
ભોળા નરનારીને લુટે, દમ્ભી ચોર ચકાર રે,
સફેદ ઠગના દાવ પેચનું, જ્યાં ત્યાં જામ્યુ જોર,–ઝગહળતી હોળી ૧૧
સટ્ટા ને ટટ્ટા તોફાને, અઢળક ધન ઢોળાય રે,
પણ પરમાર્થે-રૂડા કાજે, મર લાખો ન કરાય–ઝગહળતી હોળી ૧૨
કેળવણીની કદર ન કાંઈ, વિવાદ વૃથાભિમાન રે,
વૃદ્ધ વડિલનું માન નહિ તો, કેમ થાય કલ્યાણ ?–ઝગહળતી હોળી ૧૩
જનની જન્મભૂમિ ઝગહળતી, આમ તાપ ને ત્રાસે રે,
સત્વર શાન્તિ કાન સમર્પો, હોળિદેવિ હુલ્લાસે–ઝગહળતી હોળી ૧૪

## દેવિ હુતાશની ધંન ધંન છે

(પદ નવમું–ગરબો)

ધન છે, ધન છે ધન છે રે, દેવિ હુતાશની ધન ધન છે (ટેક)
ખીલી એની ને ખીલી લીલોતરી, પુષ્પે સુવાસિત વન છે રે—દેવિ
ચડી ટાળી બગ બગિયાનું બળી, તનડાનું લીધુ જતન છે રે,—દેવિ.
પચનાથ* રામનાથ હાટકેશ્વર ને, ભૂતનાથ બીડભંજન છે રે,—દેવિ
દાણાબજાર ને નાણાબજારે, રૂડા તે યજ્ઞ હવન છે રે,—દેવિ
રોગ શોકરૂપી ડાકણીને હણતા, બાળકો મન મગન છે રે,—દેવિ.
છેડલા બાંધીને ફેરા ફરે તે, નવ વધુ-વરના સગન છે રે,—દેવિ
ઢોલ તાસા ડફ શરણાઇ વાગે, ગાજે ગભીર ગગન છે રે,—દેવિ
ફરી પ્રદક્ષણા ને વ્હેંચે છે દક્ષણા, દક્ષ દાનેશ સુજન છે રે,—દેવિ
ભાવિ વર્ષ કેવું તે જાણવાને પરખે, હોળીયજ્ઞે રૂડા અન છે રે,—દેવિ
નાચે કુદે તાન તોડે ઘેરૈયા, રંગ્યા ગુલાલે વદન છે રે,—દેવિ
ફાગણ ફગવાના ભોગ લઈને, આપે તે ભાવતા ભોજન છે રે,—દેવિ
હુતાશનીભસ્મ મસ્તકે ચ્હડાવી, કહાન ચિત્ત પાવન છે રે,—દેવિ.

## હોળીની દુર્દશા

(પદ દશમું–લાવણી)

"સહુ ચનો જીતવા જગ, બ્યૂગલો વાગે"—એ રાહ.
આ શા હોળીના હાલ, ચાલ દુખદાઈ,
સહુ સજ્જન તેનો કરો, ખ્યાલ મનમાંહી (ટેક)
ચોરી ને મારામારિ, ભાંડની ભાષા,
ઉડે કાદવ ને કીચ, ગલીચ તમાશા

---

* રાજકોટમાં આ સર્વ સ્થળે તેમજ બીજાં ગામો ને શહેરોમાં શિવમંદિર સમીપ હોળી પ્રગટાવવાનો ચાલ પ્રાચીનકાળથી પ્રચલિત છે

બાહુ બને વેશ વિકાળ, ક્રુદ્ધિ કુરૂડના,
નહિ જણાય તે સંતાન, સતી સુઘડના
બાળકની બગડે બુદ્ધિ વધે હલકાઈ—આ શા૦ ૧

બીબે હોળાની ગોઠ, ઠેઠ નાહાનો,
ભિક્ષુક જેવા દેખાય, ભાવિ યુવાનો.
તજિ માત તાતની લાજ, લાજ ગુરૂજનની,
બોલે અતિ શબ્દ અભદ્ર, અષ્ટતા મનની.
નહિ અક્કલ તેથી કરે, નકલ નફટાઈ—આ શા૦ ૨

છે ધર્મવિનાશક મૂળ, ધૂળ પડવાનું,
તજિ કીર્તિ કાંતિ કોટ, નિચે પડવાનું,
રંગે રોળાતાં ચક્ષુ, નાસિકા ચૂએ,
મુખકમળ સુકોમળ, રૂપ અનૂપમ ખૂએ.
રૂઢિ રિપુનો કાળો કેર, કર્મ કઠણાઈ—આ શા૦ ૩

ગોરીના ગરબા છંદ, હોરિ ને કાફી,
મૂકી ઉકાળી ચાહ, રૂચે ના કાફી.
પયપાન મસાલા તજી, મદ્ય પી પાઈ,
ભૂલીને તન મન ભાન, પડ્યા જઇ ખાઈ.
લૂટીને મારે માર, પાપિ સીપાઈ—આ શા૦ ૪

ક્યાં રંગત લાવણિ ખ્યાલ, તાલ ટપ્પાના,
ક્યાં વિનોદ વાર્તાલાપ, હાસ્ય ગપ્પાના.
ક્યાં કસરત રૂડી રમત, અંગ કસવાની,
ક્યાં હુડતુતીની રમત, મારિ મરવાની.
ક્યા તાંસા ને ડફ ઢોલ, સુર સરણાઈ—આ શા૦ ૫

ક્યાં અત્તર અબિલ ગુલાલ, રંગ કેસરિયા,
ક્યાં ઘેરૈયાના નાચ, થાય થા થૈયા!
ક્યાં ચારુ અગરચંદનો, અંગ ઉદ્દિપન,
ક્યાં જટામાસિ ને કુસુમ, સુગંધી લેપન,
ક્યાં નવલ દાંડિયા રાસ, નટ નિપુણાઈ—આ શા૦ ૬

ક્યાં હુતાશનીના કુંજ, મંડપો મ્હોટા,
ક્યાં હનૂમાનની હાક, વજ્ર લંગોટા,
ક્યાં માજન મ્હાજન અને વિદૂષક સ્વારી,
ક્યાં વરઘોડાના ઠાઠ, મનોહર ભારી.
છે આમાંનું અતિ અલ્પ, જ્હાં રસિકાઈ—આ શા૦ ૭

દોહા ને ચંદ્રાવળાં, ચાબખા ચોકખા,
દે જે વિધ વિધ આનંદ, અનુભવ નોખા,
ગાડી વાડી ને લાડિ સાથ ફરવાનું,
ઉજાણીમાં જઇ મિત્ર મળી જમવાનું,
ખાજા ઘેવર દુધપાક, લાડુ કંસાર—આ શા૦ ૮

રૂપેરિ સ્વચ્છ આકાશ, ચંદ્ર પ્રકાશે,
દર્શનથી થાય પ્રસન્ન, મંન ચોપાસે;
હલકટની હોળી કરો, દ્દઢ વ્રત ધારી,
તો ખરેખરો આનંદ, હોળિ હિતકારી.
કુદરતની કરૂણા કાન, લાવણી ગાઈ—આ શા૦ ૯

## હુતાશની દર્શન.

(પદ અગિયારમું હોરી, તાલ દીપચંદી)

હિંદેવી પૂજે આજ હોળી,
ગાએ ગીત મનહર ગોરી.—હિંદેવી. (ટેક)

કાળી ત્વચા પણ કામગુણકારી, જ્ઞાન સુગંધી ચોળી;
મમયના રંગ તરંગે તણાઈ, બોલી શકે નહિ બોલી!
ભામિની બીરૂ ભોળી,—હિંદેવી પૂજે આજ૦ ૧

ચંગ મૃદંગ બજાવે ઘેરૈયા, ઘૂમે નવલ રંગ ઘોળી;
નાચતાં કુદતાં મારિ ઉછંગે, રંગની પ્યાલી ઢોળી,
ઝાલી કર બીજા ઝોળી,—હિંદેવી પૂજે આજ૦ ૨

ફાગણુ ફગવા સ્વાદ વિહૂણા, કુછંદે છાનડી છેલી;
ખર્ચ ને કરજના શાદરે ડુબી, રંક પ્રજા રગદોળી,
ગરજની વાગી ગોળી,—હિંદેવી પૂજે આજ૦ ૩

નાનને નોતરા નોબત વાગી, બેગા મળ્યા મિત્ર ટોળી;
ઋષિ-મુનિયોનાં વાક્ય ઉવેખી, ધાયા ખાવા ખીર પોળી,
શીક્ષાતત્વ લીધું ન તોળી,—હિંદેવી પૂજે આજ૦ ૪

જ્ઞાન ગંગાજળ પાન તજીને, ખાળ કુવે મતિ બોળી;
નાહક ટંટા તુફાન જગાવી, દીધું હડાપણ રોળી,
ખરી ચિજ લીધિ ન ખોળી,—હિંદેવી પૂજે આજ૦ ૫

ઘેરિયા ચાર દંડે લઘમારી, રાખ ન કરજે મોળી;
કાળી બાજુ જગ આગળ મૂકી, ટીકો દીનિ ધોળી,
આરોગ્ય આપુમાં રોળી,—હિંદેવી પૂજે આજ૦ ૬

દિવસ દિવાળીના દૂર ન તેને, રાજસિ વૃત્તિને રોળી;
લોલુપ્ય લોભે લેવાયલાં ને, વાટ છે વસમી પ્હોળી,
વિકટ વાયુ વાય વંટોળી,—હિંદદેવી પૂજે આજ૦ ૭
ગઉરક્ષણથી થશે દેશરક્ષા, ખીલશે ખેતિ અમોઘી;
કાન ગોપાલન વ્રત ઝટ લઇયે, બૂરી ન બોલિયે બોલી,
દેશે હોળી રિદ્ધિ બહોળી,—હિંદદેવી પૂજે આજ૦ ૮

## રામ મહિમા.

( પદ બારમું-પ્રભાત )

રામ ભજો રામ ભજો, રામ ભજો ભાઇ!
થાવાની એક દિવસ, જગતથી જુદાઈ—રામ ભજો૦ (ટેક)
સગાં ને સંબંધિ તણી, સ્વારથી સગાઇ,
અર્થ ગર્થ હાથ કરી, તુરત લે વિદાઈ—રામ ભજો. ૧
આઇ વ્હાલિ છે નહિજ, વ્હાલિ છેજ ખાઇ,
ખાઇ ઉંડિ ભુંડિ તે તો, આખર દેખાઇ.—રામ ભજો૦ ૨
સૌમ્યમૂર્તિ સીતા સતી, સ્વામી રઘુરાઇ,
ઘ ર ઘ ર આનંદકંદ, મં ગ ળ વધાઇ.—રામ ભજો૦ ૩
અવધપુરી અવધિ કરે, તેમાં શી નવાઇ?
રામરાજ્ય ભૂમિકા જે, પદ રજે પુજાઇ.—રામ ભજો૦ ૪
પુષ્ટિ તુષ્ટિ વાણિ વીર્ય, કીર્તિની કમાઇ,
ભિલ્લ અજામીલ તર્યા, ભજન-ગુણ ગાઇ.—રામ ભજો૦ ૫
શિલાની અહલ્યા તે, મહા સતી મનાઇ,
શુક-ગણિકા સ્વર્ગ ગયાં, તજી ભવ ભવાઇ—રામ ભજો૦ ૬
ચોદ ચોકડીનુ રાજ્ય ચાણક્ય ચતુરાઇ,
દશ શિશ દશ દિશ પડ્યાં, રા મ ની દુહાઇ.—રામ ભજો૦ ૭
ચાપણુ 'રીઝર્વ' ભરી, બહુ તિજોરિ માંહી.
'નોટ'-'શેર'-'બૉંડ'-'ચેક' 'કોટન' ઘટ નાંહી!—રામ ભજો૦ ૮
હુંડી હુંડિ તેજિ મંદિ, તાપમાં તવાઈ,
કઠિણુ 'કાય કલ્પ' કરે, શઠ ગુરૂ ગુસાંઇ!—રામ ભજો૦ ૯
ચોરિ કરી એરણુની, પરખાવે પાઇ,
જીવનકથા લખાવિ, દાખવે સરસાઇ!—રામ ભજો૦ ૧૦
લલિત લાલ લલનાના, તાનમાં તણાઇ,
રામ વિરુદ્ધ કામ કરે, દામમાં દબાઇ.—રામ ભજો૦ ૧૧
રામ સુખધામ નામ, અષ્ટ જામ સ્થાપી,
ઝટ અનુભવ કર જ્ઞાન, પરમ સૌખ્યદાઇ.—રામ ભજો૦ ૧૨

## રામજયંતી.

( પદ તેરમું-ધન્યાશ્રી )

ધીરવીર શ્રીરામ, જય જય ધીરવીર શ્રીરામ. (ટેક)
વિષ્ણુના શુભ સ્વર[1] અવતારે, કર્યાં અલૌકિક કામ,
એક વચન એક બાણુ પત્નિ એક, એક ગતિ અભિરામ.—જય જય૦ ૧

દક્ષિણુ લક્ષ્મણુ, ભરત શત્રુઘ્ન, સીતા વનિતા વામ;
રઘુકુળતિલક ઝળકતા મધ્યે, સુંદર મેઘશ્યામ.—જય જય૦ ૨

ધર્મમૂર્તિ શ્રી પ્રેમમૂર્તિને, ન્યાયમૂર્તિ નિષ્કામ,
રાજા રામ પ્રજાના વત્સલ, ગમજ હૃદયારામ.—જય જય૦ ૩

પિતૃભક્ત ગુરુભક્ત પ્રતાપી, મારી અસુર તમામ;
નામ સ્મરણુથી પત્થર તાર્યા, પૂરી મનની હામ.—જય જય૦ ૪
બાણુ ધનુર્ધર તેજ પુંજ શ્રી, સૂર્યવંશિ સુખધામ;
દશમુખ[2] અરિનો ગર્વ ઉતાર્યો, રોળી રણુસંગ્રામ.—જય જય૦ ૫
પાપ શાપથી જન જે પામ્યાં, તન પત્થર[3] પશુ ચામ;
કરી અનુગ્રહ તેને આપી, ભક્તિ-મુક્તિ અવિરામ.[4]—જય જય૦ ૬
આપ્ત[5] વિભીષણુજીને આપી, અલકાવતી[6] ઈનામ;
જોઇ પવનસુત[7] અનન્ય ભક્તિ, દીધું સમિપ સુકામ—જય જય૦ ૭
રામ નામનો મહિમા ગાયો, વેદ યજુર ને સામ;
શામ દામ અદ્‌ભૂત યુક્તિએ, પામ્યા જય પરિણામ.—જય જય૦ ૮
દામ ચામમાં ચિત્ત લગાડી, ન ભજે જે શ્રીશ્યામ;
ફટ ફટ નર તન રતન ગુમાવી, બાંધે કૂટિ બદામ.—જય જય૦ ૯
શ્રીમુખ સંવત્સર પુરાણુને,[8] પંચાવને પ્રમાણુ,
માસ મધૂ ઉજ્વળ મગળ દિન, જન્મજયતિ સુજાણુ—જય જય૦ ૧૦
અધમ ગૃહસ્થાશ્રમી ગણે છે, ગૃહિણી માત્ર ગુલામ!
લોભી ગુરુ લક્ષ્મીજ હરે છે, બની સ્વયં ભગવાન.—જય જય૦ ૧૧
રાક્ષસ દુર્ગુણુ ગવણુ રોગો, બાળો વિધિ બગ વામ;
જાચુ જાનકિનાથ ચરણુમાં, કરી કહાન પ્રણામ.—જય જય૦ ૧૨

## રામનું ધ્યાન.

( પદ ચૌદમુ-ગરબો )

રામનું રામનું ગમનું રે, મન! ધ્યાન ધરી લે રામનું. (ટેક)
વૈકુંઠે વિશ્વપતિનું (એ) સમરણુ. કૈલાસે ચંદ્રલલામનું
રે મન ધ્યાન૦ ૧

૧ સાત. ૨ રાવણ. ૩ શિલાની અહલ્યા. ૪ નિરંતર. ૫ પોતાના. ૬ લંકા. ૭ હનુમાન. ૮ અઢાર (શાકે ૧૮૫૫).

દર્શનમૂર્તિ ને રણરંગમૂર્તિ, રાવણારિ વીર વિશ્રામનું
રે મન ધ્યાન૦ ૨
અસુરસંહારક, ઋષિ-મુનિરક્ષક, રઘુકુળ સુંદરશ્યામનું
રે મન ધ્યાન૦ ૩
જનકસુતા જગદંબા સ્વામી, અગમ નિગમ આરામનું
રે મન ધ્યાન૦ ૪
ઋષિ વસિષ્ઠના શિષ્ય શિરોમણિ, સૂર્યવંશી સુખધામનું
રે મન ધ્યાન૦ ૫
દાસ હનુમાનનું માન વધાર્યું, જોઇ બળ હામ દામ ઠામનું
રે મન ધ્યાન૦ ૬
સીતાસ્વયંવરે શિવચાપ તોડ્યું તે, કોટિક કંદર્પ-કામનું
રે મન ધ્યાન૦ ૭
કપિરાજ સજિ અરિદળને હરાવ્યું, ચરિત ન એ હાડ-ચામનું
રે મન ધ્યાન૦ ૮
શલ્યાનો સ્પર્શ કરિ અહલ્યા ઉદ્ધારી, (તે) અવધવિહારી આરામનું
રે મન ધ્યાન૦ ૯
રામરસાયન ભવદુઃખહારણ, પૂર્ણ કરૂણાધામનું
રે મન ધ્યાન૦ ૧૦
ભક્ત વાલ્મિક ઋષિ, તુળસી કવીશ્વર, સમરણ આઠે જામનું
રે મન ધ્યાન૦ ૧૧
રામકથા ને રામગીતા છે, અમૃત અક્ષરધામનુ
રે મન ધ્યાન૦ ૧૨
શાપમોચન કાન નન્દેહ ધારી, નીર રાખ્યું નિજ નામનું
રે મન ધ્યાન૦ ૧૩

ગણિકાનો ઉદ્ધાર.

(પદ પંદરમું-ઝિલોરી)

જીવંતિ† ગણિકા અધમ ઉદ્ધારી,
ધન્ય નરવર અવધવિહારી,-જીવંતિ૦ (ટેક)
ભિલ્લ અજામીલ નામ થકી તર્યો, અંતની વેળા સુધારી,
રામનામે તાર્યા પામર પત્થર, નારી તે કોણ બિચારી?-જીવંતિ૦ ૧
સંતાન નહિ તેથી સ્વાનંદ માટે, સાધન સરસ વિચારી;
શુક એક પાળ્યો તેને નામ શીખવે, જાતે રટણ કરે જારી-જીવંતિ૦ ૨
એક દિવસ થયું મૃત્યુ તે બેઉનું, કાળ ધર્મ ગતિ ન્યારી,
જીવંતિ જીવ લેવા જમ આવ્યા, રૂપ ભયંકર ધારી,-જીવંતિ૦ ૩,

† એ નામની વેશ્યા.

જળ ફળ ને જવ મોદક દાને, સુધરે દેહ શરીર,
અક્ષય તૃતિયા દાન પર્વણી, ટાળે દિલ દિલગીર.—જય જય૦ ૧૦
ગિરિ મંદાચળ અચળ તપોતપ, ધરી શુચી તન ચીર;
કર પરશિ ગ્રહિ કાન પધારો, સદ્ હિંદ મંદીર.—જય જય૦ ૧૧

### હનુમાન જયંતી.

(પદ સતરમું-જિંઝોટી)

પવનસુત બજરંગ રંગત ન્યારી,
શૂર સ્વામિભક્ત સદાચારી.—પવનસુત૦ (ટેક)
કિષ્કિંધા સુંદરકાંડ રામાયણે, વાંચો ચરિત્ર વિચારી,
વિદ્વાન-રિદ્ધિ-સિદ્ધિના જ્ઞાતા, ચતુર કપિ બ્રહ્મચારી.—પવનસુત૦ ૧
લંકેશ વાટિકા અશોક વિષે જ્યાં, ઝૂરતાં જનકકુમારી,
જાતે જઇ મુદ્રિકા આપી કહ્યો સંદેશ આનંદકારી.—પવનસુત૦ ૨
વિંધતાં શક્તિબાણ લક્ષ્મણને, ઔષધ અતિ ગુણકારી,
પ્હાડ પાડીને પ્રભાતે લાવ્યા તે, ભુજબળની બલિહારી.—પવનસુત૦ ૩
પૂંછ ગુચ્છે અલકા સળગાવીને, અખ્ખેકુમાર સંહારી,
સાગર ગાગર તુલ્ય ગણી કર્યું, ઉલ્લંઘન રાવણારિ.—પવનસુત૦ ૪
બળ મેળવો એમ વ્યાયામમંડળે, વ્યંઢળદોષ વિદારી,
જનનિ અંજનિસમ દૂધ દીપાવો, માતનું માન વધારી.—પવનસુત૦ ૫
'ટૉનિક'-'રિચર'-'શિરપ'-'પિલ્સ' છે, હિંસક ને હસારી,
આસન સાધન ઘૃત-પય પાને, વજ્ર દેહ થાય સારી.—પવનસુત૦ ૬
મધુ માસ પૂર્ણિમા જન્મ જયંતી, મંગળ મંગળકારી,
વ્યાયામવીરના યશ-ગુણ ગાઓ, કાન સહુ નરનારી.—પવનસુત૦ ૭

### ગંગા-દશહરા.

(પદ અઢારમું-બરવા, પીલુ)

"ઇસ તન ધનકી કૌન બડાઇ"—એ. રાહ.

સુરસરી ગંગા વેદની વાણી, અધમઉદ્ધારિણી વિશ્વવખાણી. (ટેક)
નિજ રૂપ ગાયું ગીતાગ્રંથે, જાહ્નવી ગંગા શ્રીકૃષ્ણચંદ્રે[1] —સુરસરી૦ ૧
તનમનના દશ[2] દોષ નિવારે, ભવસાગરથી પાર ઉતારે.—સુરસરી૦ ૨
લૌતિક[3] દૈવિક[4] આત્મિક[5] ગંગા, સમજિ સ્વરૂપ તે કર મન ચંગા.—સુરસરી૦ ૩

---

૧ "નદીઓમાં જાહ્નવી ગંગા હું છું" ભ. ગીતા અ. ૧૦ શ્લોક ૩૧.
૨ દશ દોષ—તેમાં ત્રણ શરીરનાઃ (૧ આપ્યા વિના પરાઇ વસ્તુ લઇ લેવી. ૨ હિંસા. ૩ વ્યભિચાર) ચાર વાણીના (૧ કઠોર ભાષણ ૨ અસત્ય. ૩ ચાડી-ચુગલી. ૪ ખાલી બડબડાટ-લવારો.) ત્રણ મનના (૧ પારકી વસ્તુની ઇચ્છા. ૨ કોઇનું બૂરૂં ચ્હાવું. ૩ દુરાગ્રહ-હઠ) ૩ ક્ષર સ્વભાવવાળું એટલે વધઘટ થનારૂં એવું ગંગાનું રૂપ તે આધિભૌતિક. ૪ તેનું હિમાલયની પુત્રી રૂપે વર્ણવેલું તે આધિદૈવિક. ૫ યોગશાસ્ત્રમાં દર્શાવેલું તે આધ્યાત્મિક.

"ગંગા લહરિ" જગન્નાથ[1] ગાઇ, ગંગા ઋગ્વેદ માન્ય મનાઇ–સુરસરી૦ ૪
સ્નાન કરે કો પાન કરે છે, ઋષિ–મુનિ નિશદિન ધ્યાન ધરે છે.–સુરસરી૦ ૫
દશ દિન વ્રત[2] દૃઢ અભ્યાસ કરિયે, ભગીરથ યત્ન[3] કરી ભવ તરિયે.–સુરસરી૦ ૬
ગંગાદશહરા વ્રતને વિચારે, કાન વિભુ બહુ કાજ સુધારે–સુરસરી૦ ૭

## અલૂણાં વ્રત.

( પદ ઓગણીશમું-ગરબો )

સખિ જ્યેષ્ઠ શ્રેષ્ઠ માસ, રવિવાસરે જો;
મિઠો મહિયર નિવાસ, કેમ વિસરે જો?–સખિ૦ (ટેક)

વય કુમાર ને કુમારિકાવ્રત તણું જો;
માન્યું મ્હાતમ અહોભાગ્ય તે ગણું જો,–સખિ૦ ૧

જાગિ બ્હેનિઓ રૂડા પ્રભાત પ્હોરમાં જો;
ગાય ગીતડાં રૂડા મધુર સોરમાં જો,–સખિ૦ ૨

કરે સ્નાન સમુદ્રે કે સરિતા તટે જો,
થાય તન મન પ્રસન્ન, શ્રીહરિ રટે જો,–સખિ૦ ૩

એક આસન મધ્યાહ્ન અલૂણું જમે જો;
કોય વાંચે લખે કોય પાને રમે જો,–સખિ૦ ૪

એ તો ઉત્તમ આનંદ મનને ગમે જો,
પણ એક બુરિ રીત દિલને દમે જો,–સખિ૦ ૫

રડે કૂટે કરે હાસ્ય નીચ મશ્કરી જો;
ખરે એજ અનાચાર અનીતિ નરી* જો,–સખિ૦ ૬

મોટિ મહિલાઓ તેને એ ભુંડું શીખવે જો;
લલિત લાડિલી બાળા તે ભુંડું લવે જો,–સખિ૦ ૭

કુટલ ચાલ એ ફજેતીના ફાળકા જો,
એને ઓળે જણો ન કોઈ બાળિકા જો,–સખિ૦ ૮
વળિ એક આસને અતિ આરોગતાં જો,
ઘણી બાળકિઓનાં તન બગડતાં જો,–સખિ૦ ૯
જોઇ સુજન પરોક્ષ પણ બહુ હસે જો,
કહે હિંદુ અનાચાર શું આવાં હશે જો?–સખિ૦ ૧૦

---

૧ જગન્નાથ મહાકવિ ૨ જેઠ સુદિ ૧ થી ૧૦ સુધીના દશ દિવસો તે "ગંગા-દશહરા." ૩ હિમાલય ઉપરથી ગંગાને નીચે ઉતારવાનો મહાન્ યત્ન રાજા ભગીરથે કર્યો તેથી તે "ભાગીરથી" કહેવાઈ તેમજ વ્યવહારમાં કોઈ પણ કઠિન કામ માટે જે શ્રમ પડે છે તેને ભગીરથ યત્ન અથવા ભગીરથ શ્રમ કહેવામાં આવે છે. * ચોખ્ખી

તેમાં કરવા સુધારો મનપર લહો જો,
બ્હેન–બૈરિ–દીકરીને સુવચન કહો જો,–સખિ૦ ૧૧
સતત સફળ વ્રત સાર તોજ થાય છે જો,
કહાન ધર્મે વ્રત વિગતે પળાય છે જો,–સખિ૦ ૧૨

( પદ વીશમું--ગરબો બીજો )

બેનિ આવ્યા જેઠના આદિતવાર, અલુણાં વ્રત આદર્યાં રે લોલ,
ગૌરી–ગાયત્રીનાં તેજ (તે) તપેં મુજ મન ઠર્યાં રે લોલ. ૧
સખિ સંગ ગાય રૂપાળા રાગ, ફરે કોઈ ફુદડી રે લોલ,
મ્હેકે ચંપક જાઈ ગુલાબ, એવાં ચિર ચુંદડી રે લોલ. ૨
આછાં નિર્મળ અર્ણવ નીર, ખીલી લીલોતરી રે લોલ,
સુનેરી વાદળિયો ગંભીર, જાણે સુરસુંદરી રે લોલ. ૩
દીપે બ્રહ્મગિરિ કૈલાસ, આકાશે ડુંગરા રે લોલ,
ગોરખ–ગૌતમ–બુદ્ધના વાસ, ગુફા જળના ઝરા રે લોલ. ૪
બેનિ સૌ સખિસંગ કરતી સ્નાન, સ્તવે જળદેવને રે લોલ,
"કરો મ્હારા બંધવનું કલ્યાણ, સકળ સુખસાધને રે લોલ. ૫
સખિ જાણે દેવયાનિની દેહ, સરસ્વતી–શારદા રે લોલ,
નિર્મળ નયણે વરસે નેહ, કુલીન કુમારિકા રે લોલ. ૬
એવાં રૂડાં વ્રતમાં જોઈ કલંક, સ્હડે ચિત્ત ચીતળી રે લોલ,
બોલે બાળા શબ્દ અભદ્ર, ચાલ એ જંગલી રે લોલ. ૭
કૂટે છાતી શિશ કપાળ ને રડતી હોંસથી રે લોલ,
લાગે વેશ વદન વિકરાળ, એવા બહુ જોશથી રે લોલ. ૮
અંગે ખાંસી ને ક્ષય થાય, ધબોધબ કૂટતાં રે લોલ,
ઝટપટ જમને દ્વારે જાય, નાડ નસ તૂટતાં રે લોલ. ૯
જોઈ મરણની મશ્કરી લોક, ધિકધિક ઉચ્ચરે રે લોલ,
કહે બળ્યા અબળાના આચાર, ક્યારે એ સુધરે રે લોલ. ૧૦
બેનિ એને વ્રત કે તપનું નામ, કદી પણ ના ઘટે રે લોલ,
ઘટે જેથી સદ્બુદ્ધિ ને જ્ઞાન, મનુષ્યપણું મટે રે લોલ. ૧૧
બગડે બાળા કોમળ વેલ, કુસંગ પ્રસંગથી રે લોલ,
ડાકણ ભીખારણના ઢંગ, શિખે ઊમંગથી રે લોલ. ૧૨
ઉઠો ઉઠો ભારતના ભડવીર, કે માતા ભારતી રે લોલ,
જોઈ જોઈ દુહિતા દુષ્ટા રીત, લાવો કંઈ જાગૃતિ રે લોલ. ૧૩
જાગો જાગો જાગો જુવતી જાત, પ્રભાત થયું હવે રે લોલ,
ભુંડા બોલ એ કાળો કેર, લાડિલી જે લવે રે લોલ. ૧૪
કાન હરિ અંતરના આધાર, પધારિ મનમંદિરે રે લોલ,
કરશો ક્યારે કુમતિ અસ્ત, હસ્ત ધારી શિરે રે લોલ. ૧૫

## નિર્જળા એકાદશી.

( પદ એકવીસમું–ગરબો )

વ્રત નિર્જળા એકાદશી, જળ ઝરમર વરસે, (ટેક)
માસ જ્યેષ્ઠ શુક્લ પક્ષમાં, શુદ્ધ વાસર સરસે. વ્રત૦ ૧

સુંદર મંદિર ચોકમાં, સુંદરી રમે હીંચે,
રાસ ગાતાં રસ રેડતાં, નયણે અમૃત સિંચે. વ્રત૦ ૨

કો સખિ સંગ તાળી દઈ, ગોપિકા રૂપ નાચે,
કો શ્રી રાધાકૃષ્ણચરણનાં, ચારુ ચિત્રથી રાચે. વ્રત૦ ૩

તન મન નિર્મળ રાખવા, મહા મહિમા મનાયો,
વૈષ્ણવ, શૈવ, રામાનુજે, ભલી ભાતેં તે ગાયો. વ્રત૦ ૪

ચતુર* પાંડવ સતી દ્રૌપદી, વ્રત પાળ્યું વિવેકે,
ભીમથી તે ન બની શક્યું, ક્ષુધા વ્યાપી વિશેકે. વ્રત૦ ૫

બંધવ બોધ કર્યો ઘણો, ભીમને નવ રૂચ્યો,
અંતે જઈ વ્યાસ આશરે, પ્રશ્ન પ્રેમથી પૂછ્યો. વ્રત૦ ૬

વ્યાસજીએ વ્રત વર્ણવ્યું, અલ્પ પય† કહ્યું પાને,
વીર ભીમે ખરી ખંતથી, પાળ્યું તેહ વિધાને. વ્રત૦ ૭

અડસઠ તીરથનાં ફળો, ભડ ભીમને લાધ્યાં,
નિર્જળા વ્રત એકાદશી, સર્વ અર્થ છે સાધ્યા. વ્રત૦ ૮

વેગ આહાર વિહારના, રોકવા યોગ્ય યુક્તિ,
ઇષ્ટદેવને આરાધતાં, મળે અંતીમ મુક્તિ. વ્રત૦ ૯

વેદ ને વૈદક એક થઈ, સઘને શીખ સારી,
શ્રદ્ધાથી અનુભવ સિદ્ધ્યે, જ્ઞાન કલ્યાણકારી. વ્રત૦ ૧૦

## રથયાત્રાનું આધ્યાત્મિક દર્શન.

( પદ બાવીસમું–બિહાગડો )

નાથ! રથદેહની‡ રચના ન્યારી,
મોટા ચતુર સુઘડ નરનારી,—નાથ!૦ (ટેક)

દશ ઇંદ્રિય દશ અશ્વ જોડીને, આપ કરી અસ્વારી,
બુદ્ધિસારથી આગથી રથ હાંકે, કનક દંડ કર ધારી; નાથ! ૧

* ચાર. † એક માત્રો ધુમે એટલું જળ પીવું. ‡ "કઠોપનિષદ્"માં કહ્યું છે કે–

आत्मानं रथिनं विद्धि, शरीरं रथमेव तु।
बुद्धिं तु सारथिं विद्धि, मनः प्रग्रहमेव च॥
इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान्।

( આત્મા [illegible] રથમાં બેસનાર, શરીર રથ બુદ્ધિ સારથી, મન લગામ, [illegible] ઘોડા કહેવાય છે. [illegible] વિષયો એને ચાલવાનો માર્ગ. )

ચિત્ત ચંચળ કરે કામ લગામનું, વાજીના[1] વેગને વારી,
પંચ વિષય પંથ વિકટ વિલોકે, આપે આત્મ અવિકારી; નાથ! ૨

આજ રૂડો રથયાત્રા મહોત્સવ, જન-જન્મ આનંદકારી,
પૂરી જગન્નાથે રથને નિરખવા, મળિ મેદની બહુ ભારી; નાથ! ૩

સાક્ષીગોપાલ જગન્નાથ જીવન, ઘટ ઘટ ગિરિવરધારી,
કો મ્હડયાં તેને નિરખવા પૂછે, કો મ્હડયાં મેડી અટારી; નાથ! ૪

આરોગે અટક[2] પ્રમાદ સાથ સહુ, સ્પર્શની અટક નિવારી,
બ્રાહ્મણ-શૂદ્રનો ભેદ નહિ તે, પ્રભુપ્રેમની બલિહારી; નાથ! ૫

ન્હાસી ગયા અશ્વ ભાંગી પડ્યો રથ, સારથીને માર મારી!
પ્હોંચનું કેમ સુગમે એ ચિંતા, ચિત્તને ચોંકાવનારી; નાથ! ૬

અચળ ગણી રથ રક્ષણ કીધું, પોષ્યા અશ્વ શણગારી,
સેવા-સામગ્રી અફળ ગઈ સહુ, નશ્વર પશુતા ધારી; નાથ! ૭

લક્ષ અનર્થ કરે રથ કાજે, લક્ષ્ય બિંદુને વિસારી,
નિશ્ચય થાય અધોગતિ તેની, જાય મનુજજન્મ હારી; નાથ! ૮

પરદુઃખભંજન વિક્રમનું આજ, વિજયી વર્ષ હાલારી,[3]
કહાન બધુ બનો એવા માહારથી, યાત્રા સફળ તો તમારી. નાથ! ૯

## દીપપૂજા-દિવાસો.

(પદ ત્રેીસમુ-ગરબો)

દીપે સખી આજ દિવ્ય દિવાસો રે,
દિવાસો સો પરબનો માસો,-દીપે સખી૦ (ટેક)

પંચ ધાન્યના તરૂઓ વાવ્યા રે, ઉગ્યા તે મહુને મન ભાવ્યાં રે,
રૂડી ભોગ-સામગ્રી લાવ્યાં,-દીપે સખી આજ. ૧

ધૃત દીપતણી દીપમાળા રે ગાય આરતી મંગળ બાળા રે,
માગે સૌભાગ્ય ભાગ્ય સુખાળાં, દીપે સખી આજ. ૨

એમ અંતરમાં જ્યોત જાગે રે, પંચ પાતકનાં પૂર ભાગે રે,
દયા-માયા-મૈત્રી મળે આગે,-દીપે સખી આજ. ૩

તજિ પર જનનો સ્નેહ-મોહ રે, કદિ સ્વજનનો કરવો ન દ્રોહ રે,
સ્વજન સોનુ ને પરજન લોહ-દીપે સખી આજ. ૪

---

૧. ઘોડા. ૨. શ્રીજગન્નાથજીનો પ્રસાદ "અટકા" કહેવાય છે. તે આભડછેટની છીટ વગર સર્વ પાત્રાળુઓ ભેગા બની આરોગે છે. ૩ હાલાર કાઠિયાવાડમાં (જામનગર વગેરે ગહેરોમા) આજથી વિક્રમનું નવું વર્ષ લખાય છે, તેની હાલારી સંવત્ કહેવામા આવે છે

રક્ષાબંધન ને વીરપસલી રે, કૃષ્ણજન્મ લીલા કળા સમળી રે,
ટાળો સંશય શંકા નમળી,– દીપે સખી આજ. ૫

પછી ગિરિરાજપુત્રી† જયતી રે, લાભ લક્ષ‡ સુપુત્રે સોહતી રે,
ઋષિપંચમી વેદ વદતી,–દીપે સખી આજ. ૬

નવ નોરતાં વિધ વિધ વ્યક્તિ રે, બાળાઓ બહુચર અંબિકા શક્તિ રે,
આપે ભક્તિથી પરલોક મુક્તિ,–દીપે સખી આજ. ૭

પછી શુભ વ્રત દશરા દિવાળી રે, એમ દિવાસે દદ છે વાળી રે,
ગાઓ ગરબી દઇ કર તાળી,–દીપે સખી આજ. ૮

સર્વ વ્રતનો હેતુ તપ ત્યાગ રે, રૂડા રંગ રાગ અનુરાગ રે,
કાન લભ લહે મહા ભાગ્ય,–દીપે સખી આજ. ૯

## દિવાસાનું વ્રત

(પદ ચોવીસમુ–ગરબો)

સખિ! દિવાસાનું વ્રત, આજ ઉજવિયે રે,
તજિ ઘરનાં કામ તમામ, નાથ રિઝવિયે રે, (ટેક)
ઊગ્યા લીલા તરૂ છોડ, સરસ જવારા રે,
ઘઉં–મગ–જવ–તલ–તાંદુલ, ન્યારા ન્યારા રે–સખિ!

(સાખી)

કરી અન–જળ ત્યાગ ને, જાગરણનો દઇ ભોગ,
અખંડ જ્યોતિ જગાવિયે, બેની તન મનનો દઇ ભોગ–
દેવ રિઝવિયે રે–સખિ! ૧

ચારૂ ચંદનના ધૂપ, ઘૃત દિપમાળા રે,
ફોફળ¹ શ્રીફળ નૈવેદ્ય, દૂધની ધારા રે.
શિર છૂટા શોભે કેશ, આરતિ ગાતાં રે,
દેવિ દુર્ગા ચિદ્રૂપ, દર્શન થાતાં રે.–સખિ!

(સાખી)

ભર્તા–ભ્રાતા–તાત ને, ચતુર પુત્રનું ક્ષેમ,
ચતુરા ચિત્તે ચિંતવે, શુદ્ધ પ્રેમ તે કંચન હેમ,
દેવ રિઝવિયે રે–સખિ! ૨

એ પ્રાચીન વ્રત શુભ રીત, કન્યને પાળે રે,
સોબતી નિર્મળ ગીત, ચિત્તડું બાળે રે.
ગળી અંધારી પેર, ઘૂમે ગરબિણી રે,
કરતી અતિ શોરબકોર, ઝૂમે ધરણી રે.–સખિ!

---

† ગણેશ. ‡ લક્ષ, લાભ નામના તેના બે પુત્રો § બાના સ્વરૂપ ¹ સોપારી

(સાખી)

અંધકારમાં રાક્ષસી, દશ દિશ ખાવા ધાય,
તેવાં દુશ્ચિત દશ્યથી, સહુ જન-મન સંકોચાય,
દેવ રિઝવિયે રે,-સખિ! ૩
એ વિચિત્ર વ્રત-તપ ત્રાસ, ખાસ નિવારો રે,
સખિ! સહિયર પુત્રી બ્હેનને ઝટ વારો રે.
આ મન વસુધામાં બીજ, જેવાં પડશે રે,
ફળ ન પડે તેનાં તેમ, ફળ સાંપડશે રે,-સખિ!

(સાખી)

વિદ્યાવંત વિશુદ્ધ જન, આજ દાસના દાસ!
વિરલ પ્રવાસે ચાલિયા, પામ્યા સિદ્ધિ સુબુદ્ધિ પ્રસાદ,
સુગિ વખાણિયે રે,-સખિ! ૪
સંપી સહુ સત્વર હાલ, હિંમત રાખો રે,
જગજૂના અઘટિત ચાલ, કાઢી નાખો રે,
ગવરાવો નીતિ ગીત, પ્રભુપદ પ્રીતિ રે,
પામો ગૃહિણી નવનીત, તન મન જીતી રે,-સખિ!

(સાખી)

સુમતિ દીપપ્રકાશથી, કરિ કુમતિને દૂર,
રમતાં ગુણ આભૂષણે, જ્ઞાન આનંદ આનંદ ઊર,
દેવ રિઝવિયેરે.-સખિ. ૫

## શ્રાવણમાં શ્રવણભક્તિ

(પદ પચીસમું--ગરબો)

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"-એ રાહ.

શ્રાવણ શ્રવણ કરી લે શ્રીહરિની કથા,
અવર કથા છે વૃથા દુઃખનું મૂલ જો;
શ્રી હરિશરણુજ તરણનો મેરુ કરે,
સુર-સુદામા-મીરાં-વાલ્મિક તુલ્ય જો.-શ્રાવણ શ્રવણ૦ ૧
અન્ય દેવની તેમજ કરે ઉપાસના,
ભવસાગરથી તરે હરે ભવશૂલ જો;
જ્ઞાન શુદ્ધિ તજિ પાપતણે પથે પળ્યો,
જીવ અભાગી બુદ્ધિહીન બિલકુલ જો-શ્રાવણ શ્રવણ૦ ૨
માયાજાળ વિષે, મૂરખ મોહી રહ્યો,
તાંદુલ મૂકી ખાલી ખાંડે તૂલ જો;
સદ્ગુરુ વણ તે કોણ બતાવે સ્હેજમાં,
શ્રવણ સુધામય સન્મતિ સાનુકૂળ જો.-શ્રાવણ શ્રવણ૦ ૩

શાસ્ત્રશ્રવણથી મરણ તણી ભીતિ મટે,
શાસ્ત્ર શસ્ત્ર છે સર્વોત્તમ સુખકાર જો,
નિંદા કુવચન કથણીથી મૌન જ ભલું,
શ્રવણદોષનો કરવાને પરિહાર જો—શ્રાવણ શ્રવણ૦ ૪

નવ ભક્તિમા શ્રવણ જ પ્રથમ પદે ગણ્યુ,
ભણવા સુણવા અંતર આણી પ્યાર જો,
તુજ સુખસાધનની પૂરણ ગણતી કરી,
ચતુર હોય તો કર ચિત્તમા વિચાર જો—શ્રાવણ શ્રવણ૦ ૫

વાણીના બળ પાછળ દુનિયા ડૂલ છે,
લખ ચોર્યાશી જન્મ અને જમત્રાસ જો,
માટે વૈખરી ખરેખરી સંભાળિયે,
શ્રવણ ભક્તિમા ધરી અચળ વિશ્વાસ જો—શ્રાવણ શ્રવણ૦ ૬

શમ દમ નિયમે રાજયોગ સુસાધિયે,
દળી હાથી નાહક દિલ દુખાય જો,
સંત સદ્‌ગુરુ સાચે સાચા ના બધે,
વેશ ફેરથી નહિ પરીક્ષા થાય જો—શ્રાવણ શ્રવણ૦ ૭

હરગિઝ હરિજન નામ તને તો ના ઘટે,
જ્યાં લગી હરિમા ઓતપ્રોત નહિ હોય જો.
હરિસ્મરણ વણ અચળ સરખી કાય આ
જ્ઞાન માનન હાનિ કરે જન કોય જો—શ્રાવણ શ્રવણ૦ ૮

## નાળિયેરી પુનેમ-રત્નાગર સાગરની સ્તુતિ

(પદ છત્રીસમુ-ગરબો)

"સારૂં સઉ રે સુરત સ્હેર, મુંબઈ અનેરી"—એ રાગ.

રત્નાગર સાગર દેવ, લીલા લ્હેર કરો,
આશીને અંતર સ્હેર, જર ભંડાર ભરો (ટેક)

શ્રાવણ માસ શુદ્ધ બુધવારે, પૂરણ પૂનમ ચંદ રે,
રતનાગરનું દર્શન પૂજન, અતિરસ[1] મન આનંદ—જર ભંડાર૦ ૧
ઝરમર ઝરમર મેહુલા વરસે, રાખે તરુઓ લીલા રે,
ઘડિમા મહપતિ[2] ઘડિમાં વાદળ, અજબ ઈશ્વરી લીલા—જર ભંડાર૦ ૨
શાંત સમુદ્ર સાનુકૂળ વાયુ, ધીમા લ્હેર તરંગ રે,
સાત પનાળે નૌકા ચાલે, અંતે રત્ન સુરંગ—જર ભંડાર૦ ૩
શ્રીફળ પત્ર પુષ્પ જળ દળ લઈ થઈ પ્રસન્ન જળસ્વામી રે,
આપો રિદ્ધિ અનુપમ અમને, ચિરંજીવ વેના વામી—જર ભંડાર૦ ૪

૧ અદ્ભુત ૨ સૂરજ

બ્રાહ્મણ-ક્ષત્રી-વૈશ્ય વિવેકે, નવાં ઉપવિતો[1] પ્હેરે રે;
એક શુક્ત[2] મિષ્ટાન્ન પાનથી ઉત્સવ ઘેરે ઘેરે.—જળ ભંડાર૦ ૫
નાથ! પ્રાર્થના કરૂં આપને, સાધી પર્વ પ્રસંગ રે;
ભરતભૂમિના ભાગ્ય વિધાતા, પ્રેરો સુમતિ સુસંગ.—જર ભંડાર૦ ૬
રાજા રાણા સહુ શ્રીમંતો, રંક પ્રજાને પોષે રે;
હોય કૂપ ભરપૂર અવાડા,[3] આપ કૃપા સંતોષે.—જર ભંડાર૦ ૭
કારીગરની કદર થાય ને, કૃષિકર બહુ બળવાન રે;
બેકારી ને જાય ભિખારી, થાય રંક સન્માન.—જર ભંડાર૦ ૮
વૈદ્ય-વકીલો ને વિદ્વાનો, ધંધેધાપે વાધે રે;
દીન દુઃખીની સેવા સાધે, ઇષ્ટદેવ આરાધે.—લીલા લ્હેર૦ ૯
બાળ-બાળિકા નીતિ સદ્‌ગુણે, દંપતિ વિવેક-પ્રેમે રે;
વૃદ્ધ વડિલવશ ઘર શોભાવે, રહે નિરોગી ક્ષેમે.—લીલા લ્હેર૦ ૧૦
એજ યાચના દાન પ્રાર્થના, સરિતાનાથ સ્વીકારો રે;
શ્રીફળપુનમ સાતે શ્રીથી, હિંદમાત શણગારો.—લીલા લ્હેર૦ ૧૧

## કૃષ્ણજયંતી.

(પદ સતાવીસમું-જિલ્લો ટી)

રસિક કૃષ્ણચંદ્ર છબી ન્યારી ન્યારી,
કળા પૂર્ણ વિષ્ણુ અવતારી,-રસિક૦ (ટેક)
સ્થાપવા ધર્મ અધર્મ ઉથાપવા, નૌતમ નરદેહ ધારી,
લજ્જા-પુષ્ટિ-તુષ્ટિ-કીર્તિ પ્રદાતા, વેદ વંદ્ય અવિકારી-રસિક૦ ૧
કંસના વંશનો ધ્વંસ કર્યો, કેશી[4] ચાણૂર[5] દૈત્ય સહારી,
કાલીય સર્પના દર્પને ગાળ્યો, ભક્તકાજ કૈવારી.-રસિક૦ ૨
બાળમુકુંદ કરી બાળલીલા, ચીરલીલા રૂચિકારી,
ગોપ ગોપી સંગ શ્રીરંગ વલ્લભ, રાસ રમ્યા ગિરધારી-રસિક૦ ૩
દ્વારિકામાં ઉદ્ધવાદિને દીધો, બોધ નિગમ નિરધારી;
મિત્ર સુદામાનું દારિદ્ર ટાળ્યું, ગુરુ ગ્રહવાસ સંભારી.-રસિક૦ ૪
મથુરામાં માયાનું મંથન કીધું, પંચ મકારને મારી;
ગોકુળમાં કુળમોટપ મૂકી, ગોવિંદ ગોધેનુ ચારી.-રસિક૦ ૫
પુંડરિકાક્ષ વાસુ દશબાહુ, અભય વરદ ઉપકારી;
બ્રહ્માથી શ્રેષ્ઠ શ્રી ઉત્પત્તિકર્ત્તા, સર્વેશ સ્વેચ્છાચારી.-રસિક૦ ૬
ત્રણ પગલાં ભર્યાં આપ ત્રિવિક્રમ, શાશ્વત શિષ્ટાચારી;
સ્ત્રી માત્રને દિવ્ય માતરૂપે ગણી, શ્રીપતિ પૂર્ણ શૃંગારી.-રસિક૦ ૭

---

૧ જનોઈ. ૨ એક વખત જમવું. ૩ "કૂવાડામાં હોય તોજ અવાડામાં આવે" એ પ્રમાણે મોટા લોકો સુખી હોય તોજ ન્હાના-ગરીબોને લાભ મળે. ૪-૫ એ નામના દૈત્યો.

પાર્થને[1] પ્રથમ કહી જ્ઞાનગીતા, રથ ચલવ્યો રાસધારી;
જિવ શિવ શુદ્ધ સ્વરૂપ બતાવી, દેહની મમતા નિવારી.-રસિક૦ ૮
તન જર્જર જિર્ણ વસ્ત્ર તજીને, નવિન સજે નરનારી;
કાન નવું તન ચેતન ધારે, જ્ઞાન આપ્યું ગિરધારી.-રસિક૦ ૯

## શ્રીકૃષ્ણનું આધ્યાત્મિક સ્વરૂપ.

( પદ અઠાવીસમું )

ચતુર કૃષ્ણચંદ્ર છબી ન્યારી ન્યારી,
મોહ્યા ભક્ત મુની સદાચારી—ચતુર૦ (ટેક)

અકાર બલભદ્ર, ઉકાર પ્રદ્યુમ્ન ને, મકાર અનિરૂદ્ધ ધારી,
અર્ધ માત્રા ઓંકાર શ્રીકૃષ્ણનાં, દર્શનની બલિહારી.—ચતુર૦ ૧
પ્રકૃતિ મૂલ માયા રૂકિમણીએ, જગરચના વિસ્તારી,
શુદ્ધ ગોપી રૂપ વેદઋચાઓ, બ્રહ્મ શ્રીકૃષ્ણ મુરારી.—ચતુર૦ ૨
કર્ણ કુંડળ તે ઓંકાર જાણે, બ્રહ્મા વિષ્ણુ ત્રિપુરારી,
પાંચજન્ય શંખ પંચ મહાભૂત, દે ઉપદેશ પુકારી.—ચતુર૦ ૩
કૂટસ્થ મુગટ, તત્વ તે કૌસ્તુભે, જ્ઞાન ગદા મનોહારી,
ધર્મ અર્થ કામ ચાર પદાર્થે, ભૂજાઓ દશ શણગારી—ચતુર૦ ૪
ધન્ય શ્રીકૃષ્ણજયંતિ મહોત્સવ, શોભા બની બહુ સારી,
દર્શન દાન દીજે દીનબંધુ, કાન સુલોચન હારી—ચતુર૦ ૫

## કૃષ્ણજયંતીની સ્તુતિ.

( પદ ઓગણત્રીસમું—સવૈયા એકત્રીસા, ચાલ લાવણી. )

કૃષ્ણચરણનું શરણ જ સાચુ, તારણ તરણ મનુજ આધાર,
કૃષ્ણજયંતી ઉત્સવ આજે, ગાજે ગગને જય જયકાર;
વૈષ્ણવ મન પણ પાળે સર્વે, શિવ-રામાનુજ-જૈન સુજાણ,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, ભવભય ભંજન શ્રીભગવાન. ૧ (ટેક)
હર મહેશ્વર-યાદવ-યોગેશ્વર,-કેશવ-માધવ-આદ્ય[3] અનંત,
કયા નામનો મહિમા વર્ણું, દેવ-દેવ[4] સ્વામી શ્રીમંત;
ભગવદ્ગીતા ગ્રંથ સમર્પે, અર્જુનનું ટાળ્યું અભિમાન,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, ભક્તાધીન ભવ્ય[5] ભગવાન. ૨
દ્રુપદસુતાની લજ્જા રાખી, પૂર્યાં ચીર કરી વિસ્તાર,
નિર્ધન દીન સુદામ મિત્રનો, ધરણીધર કીધો ઉદ્ધાર;
ત્રુટિ-પુષ્ટિ-સત્કીર્તિ પ્રદાતા, મહાબાહુ-મધુસુદન મહાન,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ ભવભય ભંજન શ્રીભગવાન. ૩

૧ અર્જુન ૨ હલાવ દાખવ્યા ૩ સૃષ્ટી પહેલાં. ૪ દેવના પણ દેવ. ૫ [illegible]

કંશ વંશનો ધ્વંશ[1] કર્યો, ચાણુર બાણાસુરનો સંહાર,
મથુરાં માયા મંથન કરીને, ઓધવ બોધ કર્યો નિર્ધાર;
પૂર્ણકળા છબિ ચતુર મનોહર, સુંદર સુધા નયનરસ પાન,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, ભવભય ભંજન શ્રીભગવાન. ૪

'ગોબ્રાહ્મણ પ્રતિપાળક' એવું, બહુ નરેશનેર[2] માન અપાય,
વૈષ્ણવ-ક્ષત્રી 'જય શ્રીકૃષ્ણ ને જય ગોપાળ' સુણી હરખાય;
નામ ગુરૂ 'ગોસ્વામિ'-'ગુંસાઈ,' ગોરક્ષા પર કોનું ધ્યાન?
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, દંભ-દર્પ ભંજન ભગવાન. ૫

આજ વૈષ્ણવી વ્રજ ભૂમિમાં, ગોમાતાને ન મળે ઘાસ,
અનાથને અન્ન-જળના સાંસા, પશુઓની કોણ પૂરે આશ?
ગોચર જંગલ મંગલ ન મળે, ન મળે નિર્મળ નીર નવાણ,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, ભવભય ભંજન શ્રીભગવાન. ૬

કામધેનુનો નાશ થવાથી, છાશ—દૂધ—દહિંનો દુષ્કાળ,
વનસ્પતીનાં ઘી-તેલોથી શાક-પાકના હાલ હવાલ!
રોગ વધ્યા પણ ભોગ લાલચે, ભોગ મળ્યા તેનું નહિ ભાન,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, ભવભય ભંજન શ્રીભગવાન. ૭

ગાડી-ઘોડા, નોકર ચાકર, બાગ-બંગલાના બહુ ઠાઠ,
ટાઇટ થઈને મોટર ચલવે, બાટલિભક્તે વાળ્યો દાટ;
ગાય માયને વિદાય આપી, પોષે કપિ-શ્વાન શ્રીમાન,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, દંભ-દર્પ ભંજન ભગવાન. ૮

રોગી પશુઓનાં આશ્રમ પણ, નિત નિરોગીના જાય જ જાન[3],
ગોરસ ને ગોવિક્રય વધતાં, રહ્યાં નામનાં ગોધન-દાન;
જાગો ઝટ ગોરક્ષક મંડળ, ગોપાલનનું આપો દાન,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાળુ, ભવભય ભંજન શ્રીભગવાન. ૯

કીધું ગોપાલન ગોવિન્દે, ગોપ-ગોપિ બનિયા ગોવાળ,
બંસિ બજાવી બાળકરૂપે, અંશી આપ પ્રભુ ભૂપાળ;
દાન કૃપાધન કરો પ્રેરણા, તો જ થાય સત્વર કલ્યાણ,
જય જય જય શ્રીકૃષ્ણ કૃપાધન, ભવભયભંજન શ્રીભગવાન ૧૦

## ગણેશજયંતી-ગણેશરાયની સ્તુતિ.

(પદ ત્રીસમું-રોળાવૃત્ત)

એકદંત ગજવદન, ક્ષુદ્ર† વાહન પદ્માસન,
જયતિ જયતિ ગણપતિ, શ્રીમતી ગૌરીનંદન. ૧

---

૧ નાશ. ૨ રાજા. ૩ કસાઇખાનાંઓની કતલમાં નિત્ય સેંકડો ગાયોનો સંહાર થાય છે. † મુષક-ઉંદરનું.

કમડળૂ કર કમલ, ત્રિશુલ પરશુ બલ વર્ધન,
ચંદ્રભાલ સુવિશાળ, વિઘ્નહર્તા તવ દર્શન ૨
ચર્ચિત વપુ સિંદુરે, સફલ શુભ કાર્ય પ્રયોજન,
વદન પ્રસન્ન સદૈવ, સપ્ત ત્રણ* મોદક ભોજન ૩
સિદ્ધિ સુબુદ્ધિ કલત્ર, લક્ષ ને લાભ સુપુત્રે,
શોભા પું ગૃહસૂત્ર, ધરી અહિ ઉપવતિ સૂત્રે ૪
ગણમધ્ય ગણરાય, શમ્ભુસુત મહિમા મોટો,
અભય વરદ દાતાર, જગતમા જડે ન જોટો ૫
આજ જયતિ સુદિન, ભક્ત સહુ ઉજવે ભાવે,
સિદ્ધિ સુબુદ્ધિ સ્વપ્ન કલ્પના તેની નાવે! ૬
લક્ષ લાભ ભંડાર, થયા છે તે તો ખાલી,
મોદક મહા પ્રમાદ, રટે રસના રઢિયાળી! ૭
ભારત આર્તગ્રસ્ત, દિને દિન દીન–ભીખારી,
તેને દઈ સંપત્તિ, ગણપતિ લહો ઉગારી ૮
પૂરણ શ્રદ્ધા–શૌર્ય, ધૈર્ય પ્રેરો બલ–બુદ્ધિ,
મંગળ મોદ પ્રમોદ, સદન સહુ રિદ્ધિ સિદ્ધિ ૯
કર્મ–કુશલ ગુણગ્રામ, ઉચિત તે આપો અમને,
કલ્યાન વદન કરું નિવેદન સઘળુ તમને ૧૦

(૫૬ એકત્રીસુ–દ્રુતવિલંબિત)

સકલ મંગલ મોક્ષ પ્રદાયક, ગુણનિધિ ગણરાય વિનાયક;
ગિરિસુતાસુત શમ્ભુનંદનં, દ્વિવિધ દ્વંદ્વ ઉપાધિ નિકંદનં ૧
ઉદર સુંદર દાન દયાધર વરદ લેખક[1] હે સચરાચર,
કર વિષે જપમાલ કમંડલ કુસુમ શોભિત મોદક મંડલ[2] ૨
વરણ ગૌર સુચીર પીતાંબર, મૂષકવાહન ક્ષુદ્ર[3] કૃપાકર,
કરણ લંબક સિંદુર લેપનં, કરણદાર[4] ધર્યા કમલાસનં ૩
ત્રિગુણ રૂપ જનોઈ ફણીગન, અંકુર દે ત્રય પાપ હણી બલ,
ગૃહિણી સિદ્ધિ સુબુદ્ધિ મનોહર ભગતિ ચમ્મર પ્રેમલ નિર્મલ ૪
તનુજ લાભ સુલક્ષથી વેષ્ટિત[5] તિમિરહારિ ભરો સુખ શ્રેષ્ઠિતં,
ગણ કરે તવ આગળ તાંડવ નવનવીન વદે સુકવિ સ્તવ[6] ૫
યમ મને ગજવદન તણો ભય, ઝટ પળે ખગ–ટેક મુકી સ્વયં,[7]
વિઘ્નહર હે વિભુ ધર્મધુરંધર, સકલ પાતક ઘાત કરો દૂર ૬

* ૭×૩=૨૧ (એકવીસ લાડુનુ મંડળ) ૧ વ્યાસજી વદતા ને ગણપતિ ઝડપથી લખતા. ૨ એકવીસ લાડુનુ મંડળ. ૩ ગરીબ ઉપર ૪ કરેણના રાતા પુષ્પ ૫ ઢંકાયેલા ૬ સ્તવન ગાન. ૭ પોતે, જાતે.

ચતુરથી શુદિ ભાદ્રપદે ભવ, સુદિન મંગલ ધન્ય ઘડી પલ,
જય જયંતિ ગુણાકૃતિ સુંદરે, નમન કાન કરે મનમંદિરે. ૭

## શ્રાદ્ધકર્મની આવશ્યકતા

( પદ બત્રીસમું-ગરબો )

સનાતન ધર્મ શ્રાદ્ધ સમજિયે રે,
ભાદ્ર કૃષ્ણ પક્ષ લક્ષ લહિયે —સનાતન ધર્મ૦ (ટેક)

મૃત્ય મનુજ પુણ્યતિથિ પર્વેરે, યાદ આવે સબંધી સર્વે રે,
એ નિમિત્ત સુકૃત્ય આચરિયે —સનાતન ધર્મ૦ ૧

ધન્ય યોજક ઋષિ-મુની-જ્ઞાની રે, સંત-સાધુ-સન્યાસી-સ્વામી રે,
થાય પ્રસન્ન અન્ન-જળ પામી —સનાતન ધર્મ૦ ૨

તર્પણ અર્પણ ને પિંડદાને રે, દેવ-દેવી તણા ગુણગાને રે,
શુદ્ધ થાય વૃત્તિ બોધ ધ્યાને —સનાતન ધર્મ૦ ૩

મન-ઇંદ્રિય સંયમ સાધે રે, આદ્ય શક્તિને ઉર આરાધે રે;
વૃત્તિ વિમળ વિરક્તિ વાધે —સનાતન ધર્મ૦ ૪

શુભ ભોજનથી તૃપ્ત થાતા રે, વિપ્ર પાત્ર પ્રભુયશ ગાતા રે;
પિતૃ પરલોક શાંતિ પ્રદાતા —સનાતન ધર્મ૦ ૫

તાત દશરથનું નિજ હસ્તે રે, સાર્યું શ્રાદ્ધ શ્રી રામ સમર્થે રે,
માન્ય મ્હાત્મ્ય ગવાય છે ગ્રંથે —સનાતન ધર્મ૦ ૬

વેદવ્યાસ કવીશ કાળિદાસ રે, રચ્યા ગ્રંથ શાસ્ત્ર ઇતિહાસ રે,
શ્રાદ્ધ કર્મનો પાડે પ્રકાશ. —સનાતન ધર્મ૦ ૭

પર કોમ[1] એ પિતૃ પૂજે રે, સદાચાર ન લેશ તજે છે રે,
અતોભ્રષ્ટ ન તે સમજે છે —સનાતન ધર્મ૦ ૮

બ્રહ્મભોજનને નિંદનારા રે, "પ્રીતિભોજનને" ભ્રષ્ટ થનારા રે,
દ્રવ્ય વ્યય શું નથી કરનારા ?—સનાતન ધર્મ૦ ૯

શઠ સમજે સત્યાનાશ વાળ્યું રે, દાનપુણ્યનું નામજ ટાળ્યું રે,
તેથી રૂડા અભણ શ્રદ્ધાળુ —સનાતન ધર્મ૦ ૧૦

રહ્યો આચારમાં વેષ્યાચાર રે, પરધન પરનાર પર બહુ પ્યાર રે,
આવ્યા ભૂખ ને દુઃખ અપાર —સનાતન ધર્મ૦ ૧૧

ક્ષૌર કરાવતા શરમાતા રે, નિત્ય હાથે છોલી હરખાતા રે,
સ્નાન-સંધ્યા તજ્યાં સુખદાતા —સનાતન ધર્મ૦ ૧૨

સ્વામીજીની[2] મતિ ગતિ ખોટી રે, મારી કાવે તે રીતે સોટી રે,
કાન એ પણ એક કસોટી —સનાતન ધર્મ૦ ૧૩

---

૧ પારસીઓની રાસલાની ક્રિયા સુપ્રસિદ્ધ છે ૨ સ્વ. દયાનંદ સરસ્વતીજી.

## નવ નોરતાં-નવદુર્ગાની સ્તુતિ

(પદ તેત્રીસમુ-આરતી)

જય દેવી જય દેવી, જય જય નવદુર્ગે,
મા, જય જય નવદુર્ગે, (ટેક)
દાસને દર્શન દીધા, (૨) રાજ્ય રાજ્યદુર્ગે[1]-જય દેવી૦ ૧
પ્રહ્લાદ આનંદ, અતિ ઉર હરખાએ મા (૨)
નૃત્ય કરી ભક્તજનો, (૨) છંદ લલિત ગાએ-જય દેવી૦ ૨
કર પરિપૂરણ આશ, આશાપુર આઇ, મા (૨)
ધર્મેંદ્ર[2] નિજ ધામે, (૨) સ્થાપી સુખદાઇ-જય દેવી૦ ૩
અંબાજી અન્નપૂર્ણા, વાગેશ્વરી માતા, મા (૨)
જૈન-બૌદ્ધ-રામાનુજ (૨) દેવીગુણ ગાતા-જય દેવી૦ ૪
જગદંબા-જગજનની, વિજયા નિર્વાણી, મા (૨)
આદ્યશક્તિ-ઇંદ્રાણી, (૨) ભૈરવિ બ્રહ્માણી-જય દેવી૦ ૫
વેદાંતિ વદે માયા, પ્રકૃતિ સાંખ્ય ભણે, મા (૨)
વૈષ્ણવિ વિષ્ણુપત્ની, (૨) રાષ્ટ્રશક્તિ વરણે-જય દેવી૦ ૬
રેણુકા કુળદેવી, વલ્લભ મત છાઇ, મા (૨)
રાધાવલ્લભિ રાધે (૨) ચિદ્‌શક્તિ ચાહી-જય દેવી૦ ૭
વ્યાપી સહુ ભૂતોમાં, શક્તિરૂપ સદા, મા (૨)
મનુ ને વેદ વદે છે (૨) વાગ વિદ્યા વસુધા-જય દેવી૦ ૮
નવદુર્ગા પદ પૂજુ નવરાત્રી પર્વે, મા (૨)
કહાન નવ પદ રચના, (૨) ગાઇ ગુણ ગર્વે-જય દેવી૦ ૯

## બુદ્ધિ-શક્તિની સ્તુતિ

(પદ ચોત્રીસમુ-આરતી)

જય દેવી જય દેવી, જય સુમતિ શક્તિ મા, જય૦ (૨) (ટેક)
ભવભયપાશ વિનાશિનિ, (૨) જય ભુક્તિ મુક્તિ,-જય દેવી૦ ૧
શ્રી ગીતા નવનીત, વરદાળી દેવી મા (૨)
શિવ-સુર-મુનિ-સનકાદિક (૨) ધ્યાન ધરી બેઠી-જય દેવી૦ ૨
આશ્રિતની મતિ બાળ સત્ પથ દર્શાવો, મા (૨)
વિઘ્ન અમંગળ ટાળી (૨) શુભ વર વરસાવો-જય દેવી૦ ૩
કર્મ-જ્ઞાન ને યોગ, અતિ અદ્‌ભુત માયા, મા (૨)
કરો કૃપા તો થાએ, (૨) સફળ મનુજ કાયા-જય દેવી૦ ૪

[1] રાજકોટ [2] રાજકોટ ઠાકોરશ્રી ધર્મેંદ્રસિંહજીએ પોતાના બંગલા (હજુર પેલેસ) સમીપ હાલમાં પુષ્કળ ખર્ચ કરી ઘણુ સરસ મંદિર બંધાવ્યું છે

જગ સમસ્ત આધાર, ઇચ્છિત ફળદાતા, મા. (૨)
દુર્ઘટ દુખથી તારો, (૨) જગધાત્રી માતા.—જય દેવી૦ ૫
માતૃદેવનો મહિમા, શાસ્ત્ર સકલ વરણે, મા. (૨)
જન્મઋષિ જી જી ચરણે, (૨) જગ સમસ્ત શરણે.—જય દેવી૦ ૬
ભિક્ષુદશા ભારતની, નિર્બળ નર નારી, મા. (૨)
દર આલો તો થાએ, (૨) કુશળ કર્મચારી.—જય દેવી૦ ૭
ઉભય દેવિ આધાર, વિશ્વચક્ર ચાલે મા. (૨)
જ્ઞાન દ્વિનેત્ર તેજે, (૨) પાપ તિમિર ટાળે.—જય દેવી૦ ૮

## અંબાજીની સ્તુતિ

( પદ પાંત્રીસમું–ગરબી )

માતની માતની માતની રે,
બ્હેનિ! ગરબી ગાઓ અંબે માતની. (ટેક)
શક્તિ સ્વરૂપા દેવી ભવાની,
યોગ માયા વિખ્યાતની રે–બ્હેની૦ ૧
મનહર માતા, અંબા આશાપુરા,
ઉમા રમા સાક્ષાતની રે–બ્હેની૦ ૨
મંગલાગૌરી સૌભાગ્ય ભૈરવી,
શાંભવી શંકરતાતની રે–બ્હેની૦ ૩
માતની મ્હેર ત્યાં લ્હેર જગતની,
અછત નહિ કોઈ વાતની રે–બ્હેની૦ ૪
રૂદ્રાણી બ્રહ્માણિ ઇંદ્રાણિ દેવી,
ચોસઠ જોગણી જાતની રે–બ્હેની૦ ૫
ચંડ મુંડ મારી ધરણી ઉદ્ધારી,
ધારા વહી રક્તપાતની રે–બ્હેની૦ ૬
દુ અંક રૂપ બે દુર્ગા ધરીને,
દેખાડિ વીરશ્રી સાતની રે–બ્હેની૦ ૭
રંગાળિ ચંગાળિ વરદાળિ અંબા,
ભદ્રા મુદ્રા ભલી ભાતની રે–બ્હેની૦ ૮
કાન કૃપા કરી બૂડતી તારો,
બેડલી ભારત ભ્રાતની રે–બ્હેની૦ ૯

## સરસ્વતીની સ્તુતિ.

( પદ છત્રીશમું–દ્રુતવિલંબિત )

જયતિ તે જય માત સરસ્વતી, ધવળ[1] રૂપ અનૂપ કળાવતી;
વિમળ હંસ સવારિ વિરાજતી, કમળ શ્વેત સુઆસન રાજતી. ૧

[1] ધોળું, શ્વેત.

નયન બિંબ દિપે રવિ-ચંદ્રમા, તિલક ભાલ વિશાળ મનોરમા;
કર અલંકૃત પુસ્તક કંકણો, ભણુતિ બ્રહ્મદુલારિ[1] પ્રતિક્ષણે. ૨
મુકુટ મસ્તક હાર હિરાકણી, દમકતિ દ્યુતિ[2] બિંદિ સુહામણી;
સુરસભા યશગાન ગજાવતી, પદ પદે ભણુતી જય ભારતી. ૩
લલિત રાગ મધૂર અલાપતી, ચતુર ચગ મૃદંગ બજાવતી;
કલમ ને મસિપાત્ર[3] પ્રતિનિધિ, નિયમથી લખતી કવિતા વિધિ. ૪
ભગવતી જગદંબ સુલક્ષણા, પરમ પોષક શોધક કલ્પના;
જનનિ[4] વેદનિ સંસ્કૃત યોજિતા, લિપિ સુનાગરિની[5] પરિપોષિતા. ૫
સકળ વાણિ કળાનિ અધીશ્વરી, મરિચિ-વ્યાસ-વસિષ્ઠ હૃદે ઠરી;
વિબુધ સાક્ષરવંદનિ વંદિતા, પુલહ-અત્રિ પ્રભાવ નિવેદિતા. ૬
ધનુષ-અંકુશ-પાશ ત્રિ[6] આયુધે, પ્રણવમંત્ર પ્રતાપ દિસે બધે;
સતત શાંતિ ક્ષમા દરશાવતી, પુનિત પ્રેમસુધા વરસાવતી. ૭
પ્રતિ પ્રભાત કહાન પદે નમું, સ્તવન-મંગળ-છંદ-પદે રમું;
સુણિ સુઅષ્ટક કષ્ટ નિવારિયે, તનુજ ધર્મ શિરે કર ધારિયે. ૮

## શારદમાતની સ્તુતિ.

(પદ સાડત્રીશમું-ગરબો)

શારદ શારદ માત તમને,
ચરણકમળ શિશ નામું શારદમાત તમને. (ટેક)
પ્રેમરૂપી શુભ પુષ્પે વધાવું, હૃદયમંદિર પધરાવું.–શારદમાત૦ ૧
જગતજનનિ મનરંજની માતા, શી ઉપમા હું આપું?–શારદમાત૦ ૨
શક્તિસ્વરૂપે ભક્ત ઉધાર્યા, મુક્તિદાતા અભિરામ.–શારદમાત૦ ૩
નારદ શારદ તવ પદ પૂજે, ગુંજે ભ્રમર ગુણગાન.–શારદમાત૦ ૪
અતિ અલ્પમતિ સ્તુતિ કરું શું, જ્ઞાન ઉદંડ[7] અજ્ઞાન–શારદમાત૦ ૫

## મહાલક્ષ્મીની સ્તુતિ.

(પદ આડત્રીશમું–પરભાતીયું છંદ ઝુલણા)

અમર અવિનાશી શ્રી વિષ્ણુની શક્તિ હે!
ભાર્ગવી[8] સર્વ સૌભાગ્ય દાતા,
સિંધુતનયા રમા, ઇંદુ[9] પદ્માલયા[10]
આદિમાયા અહો! જગત માતા;
શ્રીથકી થાય આરંભ સહુ કાજનો
શ્રીજ સંપત્તિ સૌંદર્ય રાણી;

૧ બ્રહ્માની પુત્રી. ૨ વીજળી ૩ શાહીનો ખડીઓ. ૪ જન્મદાતા, માતા. ૫ બાલબોધિની ૬ ત્રણ. ૭ મદા. ૮ ભૃગુઋષિના કુળમાં ઉત્પન્ન થયેલી. ૯ ઇંદિરા, લક્ષ્મીનું ટુંકુ નામ, કમળાનું કમ, એ પ્રમાણે. ૧૦ કમળના આસનપર બેસનારી.

પ્રણમિયે પ્રેમથી, નિત્યના નેમથી,
અધિક ઉત્સાહ ઉલ્લાસ આણી.-૧
વિષ્ણુ સુવિચાર ત્યાં આપ સદ્દબુદ્ધિ છો,
સુમતિ સુવિચાર ત્યાં કાર્યસિદ્ધિ;
નાથ જ્યાં વિનય ત્યાં આપ સુનીતિ બન્યાં,
યોજના એવિ અદ્દભૂત કીધી.
કંથ જ્યાં ન્યાય ત્યાં કામિની ભક્તિયે,
સકળ મનકામના પૂરિ પાડી;
સ્વામિ શુભ અર્થ ત્યાં વાણિ રમણી મળી,
ખીલવી વિશ્વમાં જ્ઞાનવાડી.-૨
લોક ચપલા કહે ખચિત એ ચૂક છે,
અચળ ચિત ચતુર્ભુજ ચરણસેવા;
નિત્ય નિકલંક[1] જ્યાં લક્ષ્મિ ત્યાં લક્ષણો,
કોણ કવિરાજ તે સુજશ કે'વા ?
રામ-અવતારમાં જનકતનયા[2] થઇ,
વર્ષ દ્વાદશ[3] કર્યો વાસ વનમાં;
કૃષ્ણ-અવતારમાં રૂક્મિણીરાણિનું,
રૂપ-બળ-તેજ જાહેર જનમાં-૩
રૂપ સ્વર્ગીય ત્યાં દિવ્ય દિસે પ્રભા,
માનવીરૂપમાં મનુજ મૂર્તિ,
ધરણિ પર ગાય ધીમંત[4] શ્રીમત ગુણ,
ગગનમાં ગાય ગાંધર્વ કીર્તિ;
સ્વર્ગના હસ્તિઓ આપને મસ્તકે,
શુદ્ધ જળ પુષ્પમાળા ન્હવાવે,
મૃત્યુના માનવી તેમ બહુ માનથી,
"યોગમાયા" કહી શિર નમાવે.-૪
સત્વ-રજ-તમ પ્રધાને ધર્યાં રૂપ ત્રણ,
લક્ષ્મિ માયા અને શારદાનાં;
વ્યાપિ વૈરાટને અઘટ ઘટના રચી,
વસુ[5] વસુધા[6] તણાં સર્વ વાનાં,
અક્ષમાળા-ગદા-દંડ-અસિ આદિ જે,
અષ્ટદશ વસ્તુ ધરિ કર અઢારે;

૧ કલંકથી રહિત નિષ્કલંક. ૨ જનકરાજાની પુત્રી સીતાજી. ૩ બાર વર્ષ. ૪ બુદ્ધિમાન. ૫ દ્રવ્ય. ૬ પૃથ્વી.

દૈવિ તે વીરથી કેમ નહિ દાખવો ?
  આવો આવો હવે હિંદ વ્હારે. –૫

લક્ષ્મિની લ્હેર ત્યાં મ્હેર સહુ જગતની,
  છત્રપતિ[1] પત્રપતિ[2] માન આપે,
લક્ષ્મિના લાલ પર વ્હાલ સહુ કો ધરે,
  અજુગતું વેણ પણ ના ઉથાપે;
રાજસી–તામસી દ્રવ્ય તે દુખના,
  ફૂલ–ફળ વૃક્ષ જડમૂળ પાડે,
આજ ફૂલાય પણ કાલ માલુમ નહિં,
  કાળનો દેર જો દાંત કાઢે ! –૬
આસુરિ દ્રવ્ય તે સ્થિર કદિ રે' નહિ,
  પલકમાં કાજ અવળાં કરાવે,
ખલકને ખેદનો પાર પણ ના રહે,
  ચાહિને અધર ચકે ચ્હડાવે,
માત ! એ દુર્મતિ દુર્ગતિ કાપજો,
  આપજો દૈવિ સંપતિ પ્રેમે;
દાન આનંદ આનંદ વરદાયિની !
  ઇંદિરા ! રાખજો હેમ ક્ષેમે –૭

## વિજયાદશમી–( દસરા )

( પદ આડત્રીસમું–ગરબી )

સખી સોહે આજ, વિજયાદશમી રે
આશો શીતળતા તેજ રશ્મિ[3]–સખી સોહે૦
સખી સોહે આજ વિજયાદશમી રે
ગુણી ગૃહિણિ એજ ગૃહલક્ષ્મી–સખી સોહે૦ (ટેક)
"વિજયા" નામ વિવિધ જયકર્તા રે,
લક્ષ લાભ સુમંગળ ભર્તા રે,
નવદંપતિનું મન હરતા—સખી સોહે૦ ૧
પૂર્ણું ત્રેતા તણે પરિણામે રે,
હામ બીડી ભ્રાત[4] હનુમાને રે
રોળ્યા દશશિશ[5] આજ શ્રીરામે—સખી સોહે૦ ૨
ખતે કૌરવ સેનાને ખાળી રે,
જીતિ પાંડવોએ હદ વાળી રે,
ફરી હસ્તિનાપુર નિવાળી—સખી સોહે૦ ૩

૧ પતિઓ ૨ વર્તમાનપત્રકાર. ૩ સૂરજ ૪ લક્ષ્મણ. ૫ રાવણના દશ મસ્તક૦

કુરુક્ષેત્ર તણા રણ રંગે રે,
કૌરવ-પાંડવના જુદ્ધ જગે રે,
જીત્યા પાંડવ આજ ઉમંગે-સખી સોહે૦ ૪
શસ્ત્ર પાંડવોએ પાછાં લીધાં રે,
શમી શસ્ત્રનાં પૂજન કીધાં રે,
એજ દસરાએ દર્શન દીધાં!-સખી સોહે૦ ૫
અશ્વપૂજન કાન્તા કરે છે રે,
થાળ માળ સુપુષ્પ ધરે છે રે,
સ્તોત્ર-મંગળ સ્વર ઉચ્ચરે છે-સખી સોહે૦ ૬
દેશી રાજ્યમાં દબદબો ભારે રે,
હસ્તિ અશ્વ સ્વારી શણગારે રે,
પૂજે શસ્ત્ર અસ્ત્ર સુપ્રકારે-સખી સોહે૦ ૭
નિરખે ક્ષેત્ર વિષે નવ ધાન્ય રે,
લહે શરદનો વાયુ સુજાણ રે,
કરે પ્રીતે પ્રવાસ પ્રયાણ-સખી સોહે૦ ૮
વધ મહિશનો† થાતો આ પર્વે રે,
કરતા રક્ત તિલક ભાલ ગર્વે રે,
ટાળ્યો ત્રાસ ક્ષત્રિરાય સર્વે-સખી સોહે૦ ૯
ભેટ સાટા જલેબી તાજી રે,
રસ રંગ શૃંગારની બાજી રે,
કાન દસરાથી સહુ રાજિ રાજી-સખી સોહે૦ ૧૦

## માણેકઠારી-કોજાગરી-શરદપુનેમ.

( પદ ઓગણચાલીસમું-ગરવા પિયુ )

માણેકરૂપે તું માણેકઠારી,
સરસ શરદ આદની સુખકારી-માણેક૦ (ટેક)
ખીલેલ ચંદ્ર પ્રકાશનો ગોળા,
અમૃતની રેડે આંખમાં હોળા-માણેક૦ ૧
શર્વરિ‡ ષડ માસની વિસ્તારી,
રાસ રમ્યા શ્રી ગિરિવરધારી-માણેક૦ ૨
ધન વૃંદાવન ધુમ મચૈયા,
ઝુમ ઝનનનન શ્રીકૃષ્ણ કનૈયા-માણેક૦ ૩
ડાકોર રણછોડરાયનો મેળા,
ડાકોરે જામ્યો સંઘ ઘણેરા-માણેક૦ ૪

† પાડાનો ‡ રાત્રી છ માસની.

દૂધ-પૌંઆ સાથ રાચતી કેરી,
ગોવાર હ્હેજત લાગે ઘણેરી-માણેક૦ ૫
આરોગે પ્રીતમ-પ્રિય સુખરાશી,
બાળક નાજુક બેસી અગાશી-માણેક૦ ૬
માનુનિ મૌતિક માળ પરોવે,
હસિ હસિ પતિ શશિ સન્મુખ જુવે-માણેક૦ ૭
મોતી ધરે મત્સ્ય નક્ષત્ર સ્વાતિ,
આજે તે કુદરત લીલા સુહાતી-માણેક૦ ૮
ચાલ્યાં રમા ફરવા મધ્ય રાતે,
પ્રશ્ન પુછયો "કોણ જાગતું ખાંતે?"-માણેક૦ ૯
"કોજાગરી પૂર્ણિમા" નામ તેથી,
જાગૃતિનો બોધ દે સુરીતેથી-માણેક૦ ૧૦
વિરહીને ત્રણ તાપ તપાવે,
શ્રીહરિ સમરણ કાન સમાવે-માણેક૦ ૧૧

## દીપોત્સવી-નવું વર્ષ.

(પદ ચાલીસમું-ધન્યાશ્રી)

અધિક અધિક આનંદ, જન મન અધિક અધિક આનંદ. (ટેક)
ઘર ઘર સુંદર રંગ રાગ છે, દીપ પ્રકાશ બુલંદ,-જન મન૦ ૧
વાગે મધુરસ વિધવિધ વાદ્યો, લાગે અતિ સુખકંદ,-જન મન૦ ૨
પૂજન વંદન શ્રી-શારદનાં, પ્રફુલ્લ મન-મુખચંદ,-જન મન૦ ૩
પ્રભુપ્રતાપ સુખ-સંપતિ પામો, વામો દુખનાં દ્વંદ,-જન મન૦ ૪
કાન પ્રાર્થના એ જ યાચના, ગાય હરિગુણ છંદ,-જન મન૦ ૫

(પદ એકતાળીશમું-હોરી, તાલ દીપચંદી)

નવા વરસનું નમન સ્વીકારી, પૂરો ઈશ આશ અમારી. (ટેક)
દશરથસુત સમ સમરથ નરવર, એક વચની ટેકધારી,
અવધપુરી સમ ભક્તિ પરાયણ, પ્રિય પ્રજા મનોહારી,
અચળ ચિત્ત આજ્ઞાધારી,-નવા વરસનું નમન૦ ૧
વિદ્યા કળા-બળ વૃદ્ધિ પામે ને, જામે વૃષ્ટિ પુષ્ટિકારી,
લક્ષ લાભ હોય ધંધાઉદ્યોગે, શ્રીમંત થાય વ્યાપારી,
દુઃખ દારિદ્ર વિદારી,-નવા વરસનું નમન૦ ૨
સતિ વનિતાથી ગૃહસ્થ શોભે, આપ્તમિત્ર સહચારી,
તારે તરે સેવા ગુરૂ-શિષ્યોથી, સુઘડ થાય નરનારી,
મેળવે મુક્તિની બારી,-નવા વરસનું નમન૦ ૩
વિદ્વાન્ ધન-માન ને યશ પામે, કુવિકર બહુ ઉપકારી,
દેશ હિતાર્થે થાય શુભ યત્નો, સફળ સકળ દેહધારી,
મૂકોને મિથ્યા સવારી,-નવા વરસનું નમન૦ ૪

દાસપણું દીનતા કરો દુર જ, શઠ દુષ્ટની તાબેદારી,
ભાગ્યવતી થાય ભરતભૂમિકા, સૌભાગ્ય તેજ વધારી,
દંભ અરિ કાઢે જ મારી,—નવા વરસનું નમન૦ ૫
રાજ્યભક્તિ ને દેશાભિમાને, થાય સ્થિતિ સહુ સારી,
ધન્ય દિવસ આજ કાજ કરો શુભ, મગળમુહુર્ત વિચારી,
કહાન જય જય ઉચ્ચારી—નવા વરસનું નમન૦ ૬

(પદ બેતાલીશમું—વસંતતિલકા)

નિત્યે નિરોગિ તન વિત્ત વળી વધારે, સ્વાધીન પ્રેમિ પ્રમદા સુવિચાર ધારે,
પુત્ર પ્રજા સુશિલ સદ્‌ગુણ-સ્નેહશાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
સન્મિત્ર બંધુ સહુ આપ્ત સદા સમીપ, ન્યાયી ઉદાર દિલ શુદ્ધ શિરે મહીપ;
નિશ્ચે ડગે ન નિર્માલ્ય નીતિ નિહાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
જાતે કળા કુશળ તંત્ર બનાવિ જાણે, કોડે કમાય કળથી ન કલંક આણે;
વાદે વદે ન વ્યવહાર વસ્તુ ઉછાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
જારી જુગારિ મદ-મદ્યતણુ ન નામ, જ્ઞાને ગુમાન નહિ કામિ છતાં અકામ;
જે વિશ્વમિત્ર પરપીડ દિયે પ્રજાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
ભંડાર ધાન્ય-ઘૃતના ઘરમાં ભર્યા છે, ધેનુ સુવત્સ શુક ગાન કરી રહ્યાં છે;
ખેતી રસાળ શુભ મેઘ થવાથિ ફાલી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
અધ્યાત્મજ્ઞાન ઉર જ્યોતિ હરે તિમીર, પાખંડ-ક્લેશ-ભય-ત્રાસ નહિ અધીર;
આદર્શ શક્તિ અનુરક્તિ સદૈવ ભાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
પ્રારબ્ધયોગ પુરૂષાર્થ થકી કદાપી, પામે મહાન ધન માન પ્રભૂ પ્રસાદી;
તાળી દઈ ન કદિ દ્રષ્ટિ કરેજ કાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
હોંસી જનો ઘર દુકાન-મકાન ઝાડે, જિજ્ઞાસુઓ નિયમથી કુવિચાર છાંડે;
દે દાન દીનજનને પ્રતિનિત્ય પાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.
ફૂટી ધડાધડ અવાજ કરે ફટાકા, ફર્કે વિશાળ ગગને યશની પતાકા;
ધર્મે કહાન નિજ વૃત્તિ સદૈવ વાળી, છે નિત્ય તેહ નરને સદને દિવાળી.

(ગીતિ)

દી વાળી દિવાળી, ભારતવર્ષિયતણા હણો કલેશ;
અન-ધન-વૃદ્ધિ સાથે, વર્ષ નવામાં કરો સુખી દેશ.

## દેવદિવાળી—તુલસીવિવાહ.

(પદ તેતાલીસમુ-ગરબો)

"રઘુપતિ રામ હ્દેમાં રહેજો રે" —એ રાહ.

સખી સોહે આજ દિવ્ય દિવાળી રે,
વૃંદા-તુલસી — શ્રી — સૌભાગ્યશાળી—
સખી સોહે આજ૦ (૨૯)

મગળ મૂર્તિ "પ્રમોધિની" નામે રે,
ઉત્સવ ઠામ ઠામ ગામ ગામે રે,
રૂડી એકાદશી અભિગમે-સખી સોહે૦ ૧
પતિ-પ્રમદાના ઉજ્વળ દેહે રે,
દીપે અચળ મગધી સ્નેહે રે,
વૃંદા વલ્લભ નિ:સંદેહે-સખી સોહે૦ ૨
પૂર બ્હાર સવારી જાતા રે,
દર્શને મન પ્રસન થાતા રે,
ધોળ મગળ ગીત ગવાતા-સખી સોહે૦ ૩
વાજાં વાગે બસી શરણાઇ રે,
વેણુ-શૃંગિ-શખ રસદાઇ રે,
નાદે ગગન ગયુ ઘેરાઇ-સખી સોહે૦ ૪
સાધુ સત જેના જાનૈયા રે,
કરે આદર કુવર કનૈયા રે,
રસ રાસ ઉલ્હાસ રચૈયા-સખી સોહે૦ ૫
ઇક્ષુ[1] દડ મડપની સમીપે રે,
કરે દર્શન દેવ મહીપે[2] રે,
વૃંદા દામ્પત્ય અદ્ભુત દીપે-સખી સોહે૦ ૬
ભક્ત વ્રત નિરાહાર રહે છે રે,
ચિત્ત સયમ મૌન ધરે છે રે,
પ્રબોધિનીનો બોધ લહે છે-સખી સોહે૦ ૭
કથા પદ્મ પુરાણે પવિત્ર રે,
લાગે નવિન નયનને વિચિત્ર રે,
લહે સાર વિચાર સુમિત્ર-સખી સોહે૦ ૮
ઈશ ધારે તે રૂપ ધરે છે રે,
અતિ અઘટિત ઘટના કરે છે રે,
મતિ મનુજ હારે આખરે છે-સખી સોહે૦ ૯
તુલસિ તુલ્ય નહિ કોઇ ઊંડ રે,
વન-ઔષધિ વનમાળી જોડ રે,
પૂરે આશ્રિતના મન કોડ-સખી સોહે૦ ૧૦
કન્યાદાનનો લ્હાવો લેવા રે,
વળિ કરવા સાધુ સંત સેવા રે,
વિવા' વૃંદા વિનોકવા જેવા-સખી સોહે૦ ૧૧

૧ શેરડી ૨ રાજા

તુલસિલગ્નની જોઇ સાદાઇ રે,
વધુ વ્યય[1] ન કરો હરખાઇ રે,
ગણો ઋણુ[2] દારૂણ દુખદાઇ-સખી સોહે૦ ૧૨
સર્વે વ્રત-પર્વ-ઉત્સવ સાર રે,
નહિં બાળ રમત નિરધાર રે,
શ્રેષ્ઠ કાન એજ સદાચાર-સખી સોહે૦ ૧૩

## પુરુષોત્તમમાસ પ્રબોધ.

(પદ ચુમાલીસમું-ગરબો)

"હરિભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાય"–એ રાહ.

જિવ અજ્ઞાની! ધ્યાન ધરી ભજ પૂરણ પુરુષોત્તમને,
તજી ઠાઠ બધા, નિરખ નિરંજન દેવ દયાનિધિ બ્રહ્મને. (ટેક)

પૂરણ પુરુષોતમ નામ અહા! વર્ષાઋતુ મન આનંદ મહા;
સૃષ્ટિ ના સુંદર રંગ નવા–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૧

આ અધિક માસ શુભ ભાદ્રપદે, હરિજશ ગાએ જન છંદ-પદે,
કવિ-પંડિત આશીરવાદ વદે,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૨

"મળ"માસ નકી નિર્મળ કર્તા, સહુ હરિજનની હરકતહર્તા,
પામર પણ ભવસાગર તરતા,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૩

લખ ચોર્યાસી જન્મે રઝળ્યો, ત્યારે આ માનવદેહ મળ્યો,
લાગ્યો પાશવતા[3] સ્વાદ ગળ્યો–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૪

શિર કાળતણો ભય છે મોટો, ઘડિ પલકે વળવાનો ગોટો,
તવ ખેલ થશે સઘળો ખોટો,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૫

સંધ્યાવંદન સત્કર્મ કરે, સદ્ધર્મે પ્રાણી સહજ તરે,
તે લાભ અભાગી શું વિસરે?–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૬

નિરખો નિત પુરુષોત્તમ પ્રીતે, વલખો નહિ લેવા બહુ વિત્તે,
હૃદયે હરખો પરનાં હિતે,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૭

શ્રદ્ધાથી પાત્રે દાન કરો, વૃત્તિ નિષ્કામ વિવેક વરો,
તો આ ભવ-પરભવ લાભ ખરો,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૮

સચરાચર ઈશ્વર વ્યાપક છે, અઘટિત ઘટનાના સ્થાપક છે,
નિરવયવ છતાંજ નિયામક છે,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૯

એ પુરુષોત્તમ બહુ નામીને, સહુ સાક્ષી અંતર્જામીને,
રટ સર્વેશ્વર શિર નામીને,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૧૦

લાલચ મધ જેવા માલપુડા,[4] ખેદાસ બન્યા ઋષિરાજ રૂડા,
કરિ કર્મ કરાળ કુતર્ક કુડા,–જિવ અજ્ઞાની! ધ્યાન૦ ૧૧

---

૧ ખરચ ૨ કરજ. ૩ પશુવૃત્તિ, વિષયવાસના ૪ તેત્રીસ માલપુડાનાં દાન દેવાય છે.

પરધન પરદાર અસાર ગણી, દષ્ટિ નહિ દીજે ગરલ[1] ગણી,
મતોષે દ્વેષ સમસ્ત હણી,–જિવ અજ્ઞાની ! ધ્યાન૦ ૧૨
શ્રુત-રત્ન પચના દાન કરે, શ્રીમાન્ દ્રવ્ય સાર્થક્ય ખરે,
જન સદય હૃદય પરપીડ હરે,–જિવ અજ્ઞાની ! ધ્યાન૦ ૧૩
આહાર–વિહારે યુક્ત[2] થઇ, માયા બંધનથી મુક્ત થઇ,
હરિ ભક્તિ વિભુ અનુરક્ત થઇ –જિવ અજ્ઞાની ! ધ્યાન૦ ૧૪
નવ નારદિ પચપુરાણ ગતિ, વિધિ કાન નિષેધ ન જાણુ રતિ,
શ્રીપુરુષોત્તમ કરો પ્રગતિ–જિવ અજ્ઞાની ! ધ્યાન૦ ૧૫
શ્રીરથભપુરે ગીતાશાળા,[3] ગાએ ગીતા ગુણિયલ બાળા,
રટે શ્રી પુરુષોત્તમ રઢિયાળા,–જિવ અજ્ઞાની ! ધ્યાન૦ ૧૬

---

## खंड ३–शिवस्तुति, प्रार्थना.

(૧ તોટક વૃત્ત)

શિવ સર્વરિ* સર્વ રિતે સુખદા, શિવ-પાર્વતિ દર્શન મુક્તિપ્રદા,
જપ યજ્ઞ સમાધિ સુખકર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૧
અરધંગ ઉમા શિર ગંગ વહે, શરણે ગણ પ્રેત પિશાચ રહે,
યશ ગાય ઋષિ-મુનિ કિન્નર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૨
નિજ રંક તણા નવ વાંક ગણ્યા, શિવ ભોળપણે સહુ શત્રુ હણ્યા,
દિનનાથ દયાળ દિગંબર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૩
સુખસિંધુ સદા સચરાચર રે, અવધૂત છતા અભરાભર રે,
કૈલાસ નિવાસ કૃપાકર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૪
શિવશંકર મંગળ મોદ ભરે, ભવરોગ અને અઘઓઘ હરે,
દુર થાય દુરીત ભયંકર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૫
ભિ.ભજન ભાજન× ભક્તિતણું મનરંજન મંજન એજ ગણું,
શિવ નામ સદૈવ સુધાકર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૬
મન મ મથ+ ક્રોધ રિપૂ ઉછળે, મતિ મંદ અનર્થ કરે સઘળે,
ડર દોષ ગણે નહિ દુસ્તર રે હર ઓમ્ શિવશંકર શંકર હે ૭
તનમાં મનમાં દુ ખદર્દ ભર્યાં, મન કલ્પિત સુખ અનિત્ય સર્યાં,
ડગને ડગલે દવ ડુંગર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૮
તપ–તીર્થ સંયમ–શુદ્ધિ નથી, ઉર નિર્મળ પ્રેમળ બુદ્ધિ નથી,
જપતું જરને તન જર્જર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે ૯

---

૧ વિષ, ઝેર ૨ સનાતની શ્રદ્ધાસ્પદ સે કે આ આખો મહિનો સ્નાન દાન-જપ તપ એકભુક્ત વ્રત આચરી, ચિત્ત એકાગ્ર શુદ્ધ કરે છે ૩ ખંભાળિયા ભગવદગીતા પાઠશાળાના વ્યવસ્થાપકની સૂચનાથી આ કવિતા રચી × પાત્ર + કામ. *રાત્રી

સુખનાં સહુ સાધન દૂર થયાં, ગૃહિણી ગુણિ સજ્જન સ્વર્ગ ગયાં;
પરતંત્ર થયું તન પિંજર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે. ૧૦
ગુરુ-સ્વામી-સખા-પ્રિયબંધુ તમે, વિતિ અંતરની કહું કોણ કને?
અવની તળ ઊપર અંબર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે. ૧૧
ખળ આસુરનાં દળ સર્વ ખણી, નિર્વિઘ્ન કૃપાળ કરો કરણી;
કરુણેશ કહાન ગ્રહો કર રે, હર ઓમ્ શિવશંકર શંકર હે. ૧૨

( પદ બીજું-ચોતાલ )

શંકર શિવ હે દયાળ! પ્રાણપતિ પ્રણતપાલ,
વ્યાપક પૂરણ વિશાળ, અંતરગત જામી—શંકર૦ (ટેક)
સાંબ સદા અભરાભરણ, પાપ-તાપ-શાપ હરણ,
શરણાગત શ્રેયકરણ, નિર્મળ નિષ્કામી—શંકર૦ ૧
ઘટ ઘટ સ્વરૂપ એક, પ્રગટમાં દિસે અનેક,
લેશ ના લહે વિવેક, મૂર્ખ ખળ વામી[1]—શંકર૦ ૨
બ્હેકતાં સુપુષ્પ બાગ, નાના વિધ રંગ રાગ,
જાગવે અનંગ આગ, ક્રૂર કુટિલ કામી—શંકર૦ ૩
પૂર્ણ પરબ્રહ્મ પ્રભુ, વ્યાપક સર્વેશ વિભુ,
કાન સદાનંદ શંભુ, સત ચિદ્દઘન સ્વામી—શંકર૦ ૪

(પદ ત્રીજું-કવ્વાલી, ગઝલ)

કરુણેશ-ગણેશ-મહેશ-વિભુ, મારી અંતરની તક સાચવજો;
તાત! અંતરની તક સાચવજો. (ટેક)
કોઈ રામ રટે કોઈ કૃષ્ણ રટે, સુજને રટનાનો વિવેક નહિં;
શિવ નામ તમારૂં મધુર સદા, રસના એ અમીથકી ભીંજવજો. કરુણેશ૦
જડ દેહના દેવ ન જાય ઉઠી, સહુ આપનું ચિંતન ધ્યાન કરે;
પ્રભુ પ્રેમ પ્રસાદની આશ મને, બળ એક એ કેવળ કેળવજો. કરુણેશ૦
ધન-માલનું લાલચી ચિત્ત ચળે નહિ, સ્નેહ દમે નહિ સ્નેહિતણો;
અટકે ગતિ ત્યાં અખિલેશ તમે, મને મુક્તિનો મારગ દાખવજો. કરુણેશ૦
જોઇ ભક્તજનો ભય સંકટમાં, ભયભંજન ભીડ નિવારિ તમે;
નહિ ભક્ત છતાં નિજ ભક્તગણી, શરણાગત જાણિને સધરજો. કરુણેશ૦
યમયાતનાનો ડર દૂર કરો, ડરી પાપથકી પગલાં ભરિયાં;
સુત-બાળક વત્સલ ભાવવડે, દિન રાત રમાડજો રીઝવજો. કરુણેશ૦
તન વસ્ત્ર ઉતારિ નવું સજવું, નિજ ઈશ મને શોક શો કરવો;
મન બુદ્ધિમાં એજ વિવેક ભરી, કાન આનંદ આનંદ ઉદ્દભવજો. કરુણેશ૦
આપ્યાં સાધન સુખનાં અનેક છતાં, હું તો ભૂલિ પડી ભરમાઇ ગઈ;
નહિ ભૂલું હવે કર માહ્ય વિભુ! આપ ચરણ શરણ સુખદાઈ થજો. કરુણેશ૦

[1] વામ મારગી.

નિસ ગાયત્રિ જાપ પ્રતાપવડે, આજ જગમગ જ્યોતજ જોઈ રહી;
એજ જ્યોતથી કાયાનાં દ્દષ્ટ ભૂલી, મેં તો વિશ્વની વાસના ખોઈ સહી. કરણેશ૦
સર્વે સંકલ્પ વિકલ્પ દૂર સર્યા, એતો શ્રી પ્રભુ આપ પ્રતાપ ગણું;
અહો આ લાભ ? આ સુખ કેમ ભૂલુ ? હવે વિશ્વના વેગે તણાઇ જઈ. કરણેશ૦
મન સ્થિર કરી પ્રભુ ધ્યાનમાં રોકતાં, ભ્રુકુટિ વચ્ચે તેજ જોયું ખરૂં;
સો દેવનાં દુર્લભ દર્શનથી, મન માણેક[1] તેમાંજ પ્રોયું નરૂં. કરણેશ૦

(પદ ચોથું-પીલુ)

શિવ શિવ શિવ શિવ દર્શન દેજો,
અશરણ જાણી શરણમાં લેજો. શિવ શિવ૦ (ટેક.)
સાંબ શંભુ પ્રભુ, બ્રહ્મ વિમલ વિભુ,
પલ પલ પલ મુજ નજરે રે'જો,— શિવ શિવ શિવ૦ ૧
રાત અંધારી, ભય ભ્રમ ભારી,
આપ પ્રભાનાં, પ્રગટયાં તેજો,— શિવ શિવ શિવ૦ ૨
કામ નિવાર્યો, ક્રોધ સંહાર્યો,
નિર્ભયતાનો ફરકે નેજો[2]— શિવ શિવ શિવ૦ ૩
પંગુ ગિરિ ચ્હડે, મૂક[3] વેદ વદે,
યોગ-તંત્ર સિદ્ધ, શું ન બને જો ?— શિવ શિવ શિવ૦ ૪
ચિર કાળ ધ્યાતા, વિશ્વ વિધાતા,
કાળ-વરુણ ભેદ, કોણ લહે જો ?— શિવ શિવ શિવ૦ ૫
કાન ધર્મે હું, મર્મ લહું શું ?
સાંબ સ્વયંભૂ, નિજ પદ દેજો.— શિવ શિવ શિવ૦ ૬

## જિવને ચેતવણી.

(પદ પાંચમું-જિલ્લોટી, ઠુમરી)

શિવ શિવ એક જ સાર, સમર મન શિવ શિવ એક જ સાર. (ટેક)
કાયા કંચન ગઢ ઘેરાયો, રોગ રિપુ તૈયાર,— રટ મન૦ ૧
ધીર ધાર તલવાર ધર્મે પણ, કેમ કરિશ રણકાર?— રટ મન૦ ૨
દેહ ધરી મૃત્યુ માટે પણ પુણ્ય મરણ જયકાર,— રટ મન૦ ૩
ધર્મયુદ્ધમાં જપતપ જિતે, કરે સાહ્ય ત્રિપુરાર,— રટ મન૦ ૪
કર તૈયારી તક કરમાં છે, કાન લગાડ ન વાર,— રટ મન૦ ૫

( પદ છઠ્ઠું-ધન્યાશ્રી )

શિવ શંકર ન વિસાર, જિવડા શિવ શંકર ન વિસાર. (ટેક)
શિવ ભોળા ભંડારી શંભુ, દયા મયા વિસ્તાર—જિવડા૦ ૧

---

૧ મ્હારાં સ્વ. પત્ની માણેકબાઇએ પોતાના અંતકાળ અગાઉ ચાર દિવસ પહેલાં આ કવિતા રચેલી. તેમાં સુધારો કરી, જળવાઈ રહે એ હેતુથી અત્રે દાખલ કરી છે. ૨ પતાકા ૩ મુંગો.

જ્ઞાનરૂપ વેદાંત સનાતન, પરબ્રહ્મ નિર્ધાર—જિવડા૦ ૨
શુભ્ર સૌમ્ય શશિધર સુરસરિધર, અવનીતળ આધાર—જિવડા૦ ૩
કર્તા ધર્તા ભવભય હર્તા, મુદ મંગળ દાતાર—જિવડા૦ ૪
ભોગિ જોગિ રાગી વૈરાગી, અકળ રૂપ અવિકાર—જિવડા૦ ૫
કાળ કાળ કર્પૂર ગૌર વપુ, મદનમાર ત્રિપુરાર—જિવડા૦ ૬
મુંડમાળ ગળ વ્યાળ વિરાજે, ડાક ડમરુ રણકાર—જિવડા૦ ૭
ઋષભધ્વજ કૈલાસનિવાસી, શૂલપાણિ શણગાર—જિવડા૦ ૮
પંચાનન મંગળમય મૂર્તિ, ગજકેતુ[1] પરિવાર—જિવડા૦ ૯
અષ્ટસિદ્ધિ ને નવનિધિ સેવે, ધનદ મિત્રવર ધાર—જિવડા૦ ૧૦
રામનાથ શ્રી સોમનાથ ને, વૈદ્યનાથ કેદાર—જિવડા૦ ૧૧
જય કમળાસન મૃત્યુંજય જય, જય અક્ષર ઓંકાર—જિવડા૦ ૧૨
શિવ વણ કાન પાતકી કેરો, કરે કોણ ઉદ્ધાર—જિવડા૦ ૧૩

(પદ સાતમું-ધન્યાશ્રી)

શિવ શિવ[2] એક જ સાર, રટ મન, શિવ શિવ એક જ સાર. (ટેક)
શિવ વિષ્ણુ ને શિવ વિરંચી, શિવ આદિ ઓંકાર,—રટ મન૦ ૧
શિવ શિવ કરતા, સંકટ હરતા, પ્રકટ પરમ આધાર,—રટ મન૦ ૨
શિવ નિર્ગુણ ને સગુણ સ્વરૂપે, વ્યાપક વિશ્વાધાર,—રટ મન૦ ૩
કાલ[3] કષ્ટહર પરમ કૃપાકર, અંતર્યામિ ઉદાર,—રટ મન૦ ૪
ગંગ ચંદ્રધર, નાગ શૂલધર, શક્તિપતિ[4] સાકાર,—રટ મન૦ ૫
જ્ઞાન—યોગપતિ બ્રહ્મ સનાતન, મદનમાર ત્રિપુરાર,[5]—રટ મન૦ ૬
ઝાકળ જળ મોતીડાં કેરો, બને ન નવસરહાર,—રટ મન૦ ૭
માયાજાળ મોહિની તેવી, મિથ્યા સહુ સંસાર,—રટ મન૦ ૮
ભૂખ્યાં દુખિયાં ભૂલેલાં નો, ભૂતતુલ્ય ભૂઆર,—રટ મન૦ ૯
સહુને પાળી પોષિ નિભાવે, અનાદ્યંત[6] અવિકાર,—રટ મન૦ ૧૦
રુદ્રસ્વરૂપે કોપે તો પણ, સદય[7] હૃદય નિર્ધાર,—રટ મન૦ ૧૧
તે કારણ શિવ શરણ જ લીજે, જન્મ—મરણ હરનાર,—રટ મન૦ ૧૨
જાગમાં—સ્વપ્નમાં અણુ—રેણુમાં, દિન—રજની રણકાર,—રટ મન૦ ૧૩
કાન ભ્રમર મન ભ્રમણ તજીને, કર શિવગુણ ગુંજાર,—રટ મન૦ ૧૪

---

૧ ગજપતિ ૨ મંગળ- કલ્યાણ ૩ મૃત્યુને જિતનાર ૪ પાર્વતીના પતિ ૫ ત્રણ વેદ અથવા ત્રણ વાણીના પ્રભુ ઓમકાર. ૬ જેનાં આદિ તેમજ અંત નથી. ૭ દયાળુ.

## બાબુલનાથની સ્તુતિ

(૮–લાવણી)

મુંબઈમાં મ્હાદેવ મનોહર, બાબુલનાથ બિરાજે છે,
ચોપાટીના દક્ષિણ ખૂણમાં, સાગર જ્યાં શુભ ગાજે છે;
વનલીલા ને બાગ બગતા, વૃક્ષ ઘટા રહિ વિસ્તારી,
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૧ (ટેક)

અર્ધાંગે ઉમિયાજિ બિરાજે, ગજમુખ સુત જમણે ખોળે;
ચિતહર ચંદ્ર ચળકતો ભાલે, માળ ભુજંગ ગળે ડોલે.
જટા મુકુટમાં વસે જાહ્નવી, વહે છટાથી શુભ વારી,
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૨

મહા ભયાનક કાળભૈરવે, દ્વારપાળ ચોકી રાખી;
સન્મુખ નંદીનુ શુભ વાહન, થાય પ્રથમ તેની ઝાંકી.
ચંદન અગર સુગંધી મ્હેકે, જટિલ મહેશ જટાધારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી ૩

રમાપતિ શ્રી નારાયણનું, સુંદર મંદિર તે પાસે,
શિવ-વિષ્ણુનું સામ્ય જોઈને, ભક્ત ઉર અતિ ઉલ્લાસે.
માત શીતળા તણી પ્રતિષ્ઠા, તે સન્મુખ પ્રતિમા પ્યારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૪

મુંબઈનાં બહુ માન પ્રમાણે, પરમ ધામ શુભ નામ બન્યું;
તુચ્છક પર્ણકુટિ મંદિર તે, શિવ ઇચ્છાએ ભવ્ય થયું.
સ્ફટિક સમા સોપાન બન્યા ને, ઘૂમટ ઘાટ ઠાઠ ભારી,
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૫

પારસ સરખા આરસ પથ્થર, રંગ રંગના પાથરિયા;
ઋષિ વશિષ્ઠ વાલ્મિક વ્યાસજી, ધ્યાનમગ્ન મૂર્તે ઠરિયા.
ગાન કરે ઉર્વસી અપ્સરા, નારદ કર વીણાધારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૬

તેજ પુંજ સ્થળ શાન્ત હવાનું, અતિવ અગોચર આદ્ય હતું,
વસુધા પર કૈલાસ પ્રકાશી, દેશ વિદેશે થયું છતું.
લાયક ગાયક કથા કીર્તને, સામ ગાન સ્તુતિ વિસ્તારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૭

દૂર ઉભેલી દીવાદાંડી, પલ પલ દિવ્ય પ્રકાશ કરે,
દીવાળી સમ દીપકમાળા, ઘોર નિશીનું તિમિર હરે.
નર્મદ ટેક ટેકરી રૂડી, ગાય કાવ્યગૂત લલકારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૮

ચારુ ચર્નિરોડનું સ્ટેશન, રાજબાઈ ટાવર છેટે;
ભીલ શૃંગળાં મ્હડી વાદળે, ધ્રુમ્ર કાઢિ તેને ભેટે.
લાખ રૂપૈયા ખર્ચાયા ને, થાય અર્ધની તઈયારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૯
દિવ્ય ધામ શ્રી દયાનાથનું, વર્ણન તેનું નવ થાએ;
ભક્તોને બહુ ભાવ ભરૈસો, ગાય સુણે ને હરખાએ.
ધજા પતાકા લાલ કસૂબી, ઘટા નાદ મનોહારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૧૦
સંવત ઓગણિસો એકાવન, ઋષિ પંચમી રવિવારે;
બાબુલનાથની કરિ પ્રાર્થના, રચી છંદ પ્રાતઃકાળે.
દાન ધર્મ નિજ સેવક જાણી, એક ટેક દે ત્રિપુરારી;
દર્શનથી મન પ્રસન્ન થાએ, બાબુલનાથની બલિહારી. ૧૧

(૯–લાવણી.)

જય જય શ્રી બાબુલનાથ, ટેકરીવાળા,
હું નમું જોડિને હાથ, નાથ મતવાળા[૧].–જય જય. (ટેક)
શિવ કૃપાનિધિ ભગવાન, કૃપા વરસાવો,
પામરની ન્હોય કસોટિ, સોટિ બતલાવો.
સહુ તન મન પાવન કરો, આપ દર્શનથી,
શ્રી શંભુ દેવ ઉદાર, દ્વિતિય કોઇ નથી.
પૂજા અર્ચા ને પાઠ, દાઠ સહુ દાલા,
હું નમું જોડિને હાથ, નાથ મતવાળા.–જય જય૦ ૧
અતિ અદ્દ્ભુત જ્યોતિસ્વરૂપ અચળ આબાદી,
થઇ મુંબાપુરમાં પ્રગટ, જમાવી ગાદી.
ઉત્તમ ધૃત મંડળ મ્હેલ, અટારી બારી,
દર્શનથી થાય ચકીત, સહુ નરનારી.
મન એકાગ્રહ કરિ ભક્ત, ફેરવે માળા,
હું નમું જોડિને હાથ, નાથ મતવાળા.–જય જય૦ ૨
આકાશે અડકી જાઇ અગાસી ખાસી,
વનલીલા મૂર્તિમાન, રમ્ય સુખરાશી.
શુભ સભામંડપે ધ્યાન, અખંડિત કીધે,
ઝટ દ્રવિત ભક્ત મન થાય, પ્રેમરસ પીધે.
આબાલ વૃદ્ધ પુર પ્યાર, પિયે જરા પ્યાલા,
હું નમું જોડિને હાથ, નાથ મતવાળા–જય જય૦ ૩

૧ મદા બળવાન.

શિવ-શક્તિ રૂપ અપાર, ગ્રંથ દાખે છે,
શિવ મહિમા અપરંપાર, ભક્ત ભાખેછે.
શિવગીતા ને શિવસ્તોત્ર, નિત્ય ગાએ છે,
લો નિજાનંદનો લ્હાવ, સાંજ સાહે છે.
કરૂં કાલાવાલા, તજી ચાતુરી ચાળા,
નમું જોડી હાથ કહાન, નાથ મતવાળા.—જય જય૦ ૪

(પદ દશમું-કાફી)

સદા હું દાસ તમારો, જય જય જય બાબુલનાથ.
સદા હું દાસ૦ (ટેક)

માત્ર આપની ઓથ જગતને, આપ સદા સંગાથ-સદા હું૦ ૧
ત્રિતાપથી તન મન વ્યાકુળ છે, પાઓ ભક્તિરસ ક્વાથ-સદા હું૦ ૨
પાપ પાશથી તાત બચાવો, ઝાલી ઝટપટ હાથ-સદા હું૦ ૩
મધુર આમ્રફળ છાયા છોડી, સેવ્યાં આવળ આક-સદા હું૦ ૪

( પદ અગિયારમું-કેદારો )

બાબુલનાથ ટેકરીવાળા, નેક ટેક સંભાળો રે,
અધમ પાપિના ત્રાસ પાસની, શૂળ ખૂચતી ખાળો રે.—બાબુલ૦ ૧
શંભુ સ્વયંભૂ પ્રગટ થઇને, ભક્તાને દર્શન દીધાં રે,
અભક્તને સમ ભક્ત બનાવો, કર્મ કરાવો સીધાં રે.—બાબુલ૦ ૨
જ્ઞાની ભજની ભવસાગરથી, સહજ પારને પામે રે,
અહિં સુખ તહિં કૈલાસવાસથી, વસે સદા શુભ ઠામે રે.—બાબુલ૦ ૩
પ્રણુતપાળ થઇ પ્રેરક પોતે, સહુ શોભા ઉપજાવીરે,
ભક્તજનો તો નિમિત્ત માત્ર છે, ભવપતિ ભક્તિ ભાવી રે.—બાબુલ૦ ૪
સાધુ સંત સંતોષિત થઇને, ભરે ભક્તિ ઉલ્લાસે રે,
ધર્મતણી શાળા તે માટે, દેવાલયની પાસેરે.—બાબુલ૦ ૫
યજ્ઞકુંડ મડપની રચના, અદ્‌ભુત આનંદરાશી રે;
શ્રી લક્ષ્મીનારાયણુ પાસે, રહ્યા પ્રત્યક્ષ પ્રકાશી રે.—બાબુલ૦ ૬
ગોમાતાનાં દર્શન થાએ, સન્મુખ શુભ ગોશાળા રે;
વાવ વૃક્ષ વિશ્રાંતિ અર્થે, અર્પે અર્થ સુખાળા રે.—બાબુલ૦ ૭
શ્રાવણુ માસે ધૃતની પૂજા, મંદિર મ્હેલ અટારી રે;
દર શનિવારે, ઇંદુનગરી, કૈલાસપતિ ઉતારી રે.—બાબુલ૦ ૮
સ્મશાનવાસી પન્નગભૂષણુ, જટાજૂટ વાઘાંબર રે;
રુચિ અનુસારે દર્શન દેતા, કાન સદાશિવ શંકર રે.—બાબુલ૦ ૯

( પદ અગિયારમું-ગરબો )

નાથે નાથે નાથે રે, મને દર્શન દીધું નાથે;
બળવંતા બાબુલનાથે રે, મને દર્શન દીધું નાથે. (ટેક)
આવળ બાવળનાં વનમાંહે, ગિરિજા ગણપતિ સાથે રે.—મને૦ ૧
ધ્યાન જોગ જપસાધન ન છતાં, કરી કૃપા જગતાતે રે.—મને૦ ૨
મોહમયી અવિમુક્તાપુરી કરિ, સાહી કર હરનાથે રે.—મને૦ ૩
કાન પૂર્ણુંઘન કીધી કરણા, મહાન મુબઈ માથે રે.—મને૦ ૪

( પદ બારમું-આરતી )

જય બાબુલનાથા, શિવ જય બાબુલનાથા-શિવ૦
સહુનું શિવ શિવકર્ત્તા, (૨) અનાથના નાથા.
જય સાંબ, જય સાંબ. ૧

શંભુ સ્વયંભૂ આપ, ટેકરિપર પ્રગટ્યા, પ્રભુ (૨)
ખ્યાતિ સુણી સેવકજન, (૨) દર્શનને ઉલટ્યા,
જય સાંબ, જય સાંબ ૨

દેવી કામદુધાએ, અર્પિ પયધારા, પ્રભુ (૨)
કળિમાં કૌતુક ગોઠું, (૨) ભાસ્યુ ભવહારા.
જય સાંબ, જય સાંબ. ૩

ગોપાલક બાબુલે, જોયું તે જાતે, પ્રભુ (૨)
ગોમાતાની પાછળ (૨) ચાલ્યો દિન રાતે.
જય સાંબ, જય સાંબ. ૪

બાબુ અને શિવલિંગ, પુરાતની પરખ્યાં, પ્રભુ (૨)
તેજોમય જ્યોતિથી (૨) વિસ્મય સર્વે થયાં
જય સાંબ, જય સાંબ. ૫

ટેકરિ ઉપર તરતજ, દેરી સો બાંધી, પ્રભુ (૨)
પૂજન અર્ચન સેવા (૨) સેવક સહુ સાધી.
જય સાંબ, જય સાંબ. ૬

પ્રગટયો પરમ પ્રભાવ, બાબુલનાથ તણો, પ્રભુ (૨)
પરચો સન્મુખ જોતાં (૨) ભાવ વધ્યોજ ઘણો.
જય સાંબ, જય સાંબ. ૭

કરિને કુંડ પ્રચંડ, મંદિર ભવ્ય કર્યું, પ્રભુ (૨)
શક્તિપતિની ઈચ્છા (૨) ધાર્યું સુલભ થયું.
જય સાંબ, જય સાંબ. ૮

તે શ્રીબાબુલનાથ, નાથ અનાથ તણા, પ્રભુ (૨)
પૂરો આશ કૃપાળુ, (૨) નિશદિન કરિ કરણા.
જય સાંબ, જય સાંબ. ૯

અંતર આત્મજ્ઞાન, શ્રવણ-મનન-ભક્તિ, પ્રભુ (૨)
વિષય વિકાર વિદારી, (૨) આપો પદ મુક્તિ,
જય સાંબ, જય સાંબ. ૧૦
પાપિ પતિત ઉધાર્યા, તાર્યા નામ થકી, પ્રભુ (૨)
તારો તેમજ અમને (૨) કહાન કૃપાળ નકી.
જય સાંબ, જય સાંબ. ૧૧

(પદ તેરમું-ધન્યાશ્રી)

સાંબ સાંબ લે ભજી, જીવ તું, સાંબ સાંબ લે ભજી. (ટેક)
જન્મ સફલ કરવાને સત્વર, હર હર હર સ્મર હજી.-જીવ તું૦ ૧
ભજન રંગના રાજયોગની, સહજ સમાધિ સજી.-જીવ તું૦ ૨
સજ્જન સંગતિ અતિ સુખદાયક, તે કેમ દીધી તજી?-જીવ તું૦ ૩
મોત તણી મોટી અણવારી, માથે નોબત બજી.-જીવ તું૦ ૪
ધર્મઢાલ ધરિ જમ સામો થા, તજી બ્હીક કાનજી.-જીવ તું૦ ૫

(પદ ચૌદમું-ગરબો)

સાંબરંગ અંગ અંગ લાગ્યો,
સખિ જોને મને સાંબરંગ અંગ અંગ લાગ્યો. (ટેક)
થઈ કૃતારથ કાયા વાચા,
જનમ-મરણ ભય ભાગ્યો.—સખિ જોને મને૦ ૧
સાંબરંગ ભોગિ જોગિ સંત સલૂણા,
જેને ઊમંગ અંગ જાગ્યો—સખિ જોને મને૦ ૨
પંચાક્ષરીમંત્ર જાપ જપુંછું,
તંત્ર અવર સહુ ત્યાગ્યો.—સખિ જોને મને૦ ૩
લાગિ ચટપટી અતિ ખટપટ મટી ગઈ,
ઘટમાં આનંદ ઘંટ વાગ્યો.—સખિ જોને મને૦ ૪
હૃદયગુહામાં શિવજીને પૂજ્યું,
એજ મહા મોક્ષ કહાન માગ્યો.—સખિ જોને મને૦ ૫

(પદ પંદરમું-ઢોરી)

ભોળાનાથ ભવભયહારી, ચિદાનંદ વિશ્વવિહારી. (ટેક)
નિરાકાર નીલકંઠ નિરંજન, અદ્ભુત માયા પ્રસારી,
વિશ્વવંદ્ય વર્ણન કરવાને, વિશુધ બુદ્ધિ ગઈ હારી;
કોણ માત્ર કલ્પના મારી—ભોળાનાથ૦ ૧
સંત મહંતને સંકટહારક, રાક્ષસિ દળ સંહારી,
અરજુન ભૂતપતિ અભય કર્યા, ભવસાગરથી તારી;
ભવ્ય ભગવન્ ત્રિપુરારી—ભોળાનાથ૦ ૨
શિવમહિમા સ્તોત્ર નામ અર્જે, કવિકથા કદિ વિસ્તારી,
આશુતનાથ સ્મર ભજનને, ભક્તિ તે ઉરમાં ઉતારી;
કર્યો કહાનને આભારી,—ભોળાનાથ૦ ૩

## લક્ષ્મી–નારાયણની સ્તુતિ

(પદ સોળમું–બેંડની ચાલ)

જય જય કમલાપતિ કૃપાળ કેશવ,
મુરલિધર, મુકુટમણિ, દેવ માધવ.–જય જય૦ (ટેક)
અકલ સ્વરૂપ અનુપ ગતિ પંડિતો કહે,
ઋષિ–મુનિ મહાન જ્ઞાનિ ભેદ ના લહે;
ધ્યાન ને સમાધિમાં સદૈવ જે રહે,
સ્તવિયે, તેને, પ્રેમે, ભાવ ધરી, સ્મરણ કરી, કુમતિ હરી
લઈ અનુભવ–જય જય કમલાપતિ૦ ૧
નારાયણ નિરાકાર છો નિરંજન,
પરબ્રહ્મ પ્રણતપાળ ભીતિ ભંજનં;
નીતિ–ભક્તિ પુણ્ય–તીર્થ હૃદય મંજનં,
દૈન્ય, શાંતિ, શાંતિ, શાંતિ, શાતવર્ણું, ચાર ચર્ણું, કહાન શર્ણું
ગાઉં ગૌરવઃ—જય જય કમલાપતિ કૃપાળ કેશવ. ૨

(પદ સત્તરમું–કેદાર)

જય જય જય લક્ષ્મીનારાયણ, સ્તવન કરૂં કર જોડી રે; (ટેક)
આપો અવિચળ ભક્તિ આપની, ભવનાં બંધન તોડી રે જય જય૦ ૧
નારાયણ નિરલેપ નિરંજન, અકળ કળા અવિનાશી રે;
લક્ષ્મી માત મહા માયાની, લ્હેર મહા સુખરાશી રે. જય જય૦ ૨
દૈવી દંપતિની ભક્તિથી, જગ વ્યવહાર સુહાવે રે,
અજબ ખેલ રચના અતિ અદ્ભુત, લક્ષ વિષે નવ આવે રે જય જય૦ ૩
ઉભય સદા સાનુકૂળ રહિને, ઇચ્છિત સહુને આપો રે,
ક્ષમા કરો લક્ષ્મીનારાયણ, કીધા અમાપ પાપો રે. જય જય૦ ૪
ભક્તિ માટે ભાવ ધરીને, ભવ્ય ભવન બંધાવ્યું રે;
ભક્તજનોની ઇચ્છા પૂરી, ઉદાર દિલ દર્શાવ્યું રે. જય જય૦ ૫
ધન્ય ધન્ય મુંબઈ નગરીનાં, ઉદાર બાઈ ભાઈ રે,
પુણ્ય પરાયણ વૃત્તિ રૂડી, કીર્તિ કીધી સ્થાઈ રે. જય જય૦ ૬
ખીસાં ખાલી, ભભકા ભારી, આજે લક્ષ્મીદામો રે,
દાન–દયાને ધુધકારે ને, જાણે વ્યર્થ તમાશો રે। જય જય૦ ૭
સદ્દિમમાત રૂાં ને નાકાં, લઈ નારાયણ સ્વામી રે।
અધોગતિ થઈ આર્યદેશની, ટાળો તે શ્રી સ્વામી રે. જય જય૦ ૮
યોગ્ય નહિ તો પણ હરિ કરૂણા, પૂરો મન અભિલાખો રે,
દરે કાન પ્રતિનિત વિનંતી, ક્ષમા હ્રદયમાં રાખો રે. જય જય૦ ૯

## खंड ४—महान व्यक्तिओनी जयंती, स्तुति.

### દત્તજયંતી.

( પદ પહેલું-જિલ્લો )

ગુરદેવ દત્તનું દર્શન કરિયે,
એના આદર્શને અનુસરિયે,—ગુરુદેવ૦ ( ટેક )

તાત અત્રી ધન્ય, માત અનસૂયા, દર્શનથી દિલ ઠરિયે,
દિવ્ય દિગંબર દેવ પ્રગટિયા, ઉદ્ધારવા દુઃખ દરિયે.—ગુરુદેવ૦ ૧
મંગળ ચતુરદશી માર્ગશીર્ષે, શુક્લ પક્ષ ધન્ય ઘડિયે,
શિવ સિદ્ધિયોગે જન્મ્યા ગુરુ તેને, નમિ નમિ કૃત કૃત્ય થઈએ.—ગુરદેવ૦ ૨
હરિ-હર-બ્રહ્મા અંશ ત્રિમૂર્તિ, સંશય શકા ન જરિયે,
ચોવીશ વસ્તુના શિષ્ય થયા તે, શિષ્ય પદે શિર્ષ ધરિયે.—ગુરુદેવ૦ ૩
મૂષક-માર્જાર-મયુર-મણીધર, ભય નહિ તેનેજ ભણિયે,
વ્યાઘ્ર ને મૃગ જેના પગ પાસે રમે, તેજ ગુરુવર ગણિયે.—ગુરુદેવ૦ ૪
જનજાત એમ સુબોધ સુણીને, વેર વિરોધ વિસરિયે,
ધન મત્તા વા રાજ્ય વિદ્યામદે, પાપ પંથે ન વિચરિયે—ગુરદેવ૦ ૫
સર્પ-પતંગ-માતંગ-કબૂતર, મૃગ-અજગર-ભમરિયે,
વસુધા-સુધા અને અગ્નિ દેવના, આભાર ઉરમાં ભરિયે.—ગુરુદેવ૦ ૬
આકાશ-પાતાળ-નિશિમણિ-દિનમણિ, ગણિકાના ગુણ પણ ગ્રહિયે,
સમળા-બાળા-મધુ-મધુમક્ષિકા ને, તીર તિતિક્ષાએ તરિયે.—ગુરુદેવ૦ ૭
ગર્વિ ગુરુ દૂર ખાસ ખસેડતાં, શ્રેય થાય આખરિયે,
કહાન ગુરુદેવ પદરજ વંદી, જય જય જય ઉચ્ચરિયે—ગુરુદેવ૦ ૮

### વેદવ્યાસજયંતી.

( પદ બીજું-પ્રભાત )

ધન્ય ધન્ય વેદ વ્યાસ, સરસ ગ્રંથકર્તા, (ટેક)
ધન્ય ધન્ય દ્વાપર યુગ, કેશવ તનુ ધર્તા. ધન્ય ધન્ય૦ ૧
પ્રગટી પૂર્ણ કૃષ્ણકાન્તિ, યમુનાં તટ દ્વીપે,
આશિષ ઋષિવૃંદ ભણે, દશ દિગંત દીપે. ધન્ય ધન્ય૦ ૨
તાત પરાશર પ્રતાપિ, સ્મૃતિ-શાસ્ત્ર કર્તા,
વંશી શ્રીવશિષ્ઠ તણા, અઘ અરિષ્ટ હર્તા. ધન્ય ધન્ય૦ ૩
ધન્ય માત સત્યવતી, સુંદરી સુકન્યા,
જન્મ આપી પુત્રરત્ન, થઈ જ ધન્ય ધન્યા. ધન્ય ધન્ય૦ ૪
બદ્રિક અરણ્ય વસ્યા, બાલ બ્રહ્મચારી,
વાઘામ્બર જટાજૂટ, શિવ સ્વરૂપ ધારી. ધન્ય ધન્ય૦ ૫
વેદ ભેદ પાડી, "વેદ-વ્યાસ" પદો પામ્યા,
શાશ્વત પ્રકાશ વરે, સંશય વિરામ્યા. ધન્ય ધન્ય૦ ૬
બ્રહ્મ-શિવ-વિષ્ણુ આદિ, અષ્ટદશ પુરાણો,
ભક્તિ-મુક્તિ-યોગ કળા, વિશ્વ સહુ વખાણે. ધન્ય ધન્ય૦ ૭

ભારત વિભૂતિ "મહા ભારત" મનાએ,
સર્વોપરિ પુસ્તક, સમર્થ છે સદાએ. ધન્ય ધન્ય૦ ૮
પરમ ભાગવત પિયૂષ,[1] પાવન પ્રમાદી,
વ્યાસ સત્ર બ્રહ્મદર્શી, અક્ષય અનાદિ. ધન્ય ધન્ય૦ ૯
ચાર શિષ્યને ભણાવિ, ચાર વેદ વાણી,
પ્રેમથી પ્રબુદ્ધ કર્યા, પ્રથમ પુરાણી. ધન્ય ધન્ય૦ ૧૦
ધર્મ-અર્થ-કામ-મોક્ષ, સકળ સુફળ દાતા,
વ્યાસથી વિભૂષિત છે, શારદા વિધાતા. ધન્ય ધન્ય૦ ૧૧
એજ વેદ વ્યાસજી, ચિરંજીવી સદાએ,
સુદિન કહાન પૂજન કરી, સ્તવન-ભજન ગાયે. ધન્ય ધન્ય૦ ૧૨

## નારદજીની સ્તુતિ.

( પદ ત્રીજું-પીલુ )

વીણા કર ખંજરી તંબૂરી,
નારદ શારદ વાણી મધૂરી -(ટેક)

પંચમ વર્ષે ચાલી ગયા વનમાં, માત વિયોગે ઠર્યા ન વતનમાં.-વીણા૦
સાહિત્ય સંગીત હઠયોગ સાધી, પ્રાપ્ત કરી પંચ ગ્રંથ[2] પ્રમાદી -વીણા૦
વેદવેત્તા શિક્ષા કલ્પના કર્ત્તા, રાજનીતિજ્ઞ નિરંકુશ વક્તા -વીણા૦
ભક્તિભવ્ય વ્યાખ્યા વિસ્તારી, ભક્તિસૂત્રાદિ રચ્યાં સુવિચારી.-વીણા૦
પંડિત પ્રવર પ્રબોધ પ્રણેતા, શુક ધ્રુવ વાલ્મિકના ગુરુ નેતા.-વીણા૦
વિગ્રહ સંધી વિવિધ રાજનીતિ, વિશ્વવિદિત છે તે નારદ નીતિ -વીણા૦
શુભ પ્રભુજીના સંદેશ પામ્યા, વાચસ્પતિના[3] સદેહ વામ્યા -વીણા૦
દાસિસુત છતાં લવ ન ઉદાસી, હસિત વદન પ્રભા પૂર્ણ પ્રકાશી.-વીણા૦
ભગવાનનું વળી હૃદય મનાયા, કહાન સુહૃદ પદ યશગુણ ગાયા.-વીણા૦

## જગદ્‌ગુરૂ શંકરાચાર્ય.

( પદ ચોથું-ચોપાઇ, ત્રિતાલ )

જય આદ્ય શ્રી શંકરાચાર્ય, સ્વામિ સફળ કર્યાં સહુ કાર્ય;
આજ જન્મજયંતી વર્ષે, ગાઉં ગુરુદેવ વિજય સહર્ષે- ૧
દેશ કેરળ કાલમ ગ્રામે, નદી વૃષગિરિ પૂર્ણા ધામે,
શક્તિ-મુક્તિ ને યોગના અંકે,* જન્મ વૈશાખ શુકલ નિશંકે- ૨
તિથિ પંચમી શિવગુરુ તાત, શંકર† જન્મથી હર્ષિત માત;
તેજ પુંજ મુદ્રા મનોહારી, થયાં મુદિત સહુ નરનારી- ૩
બહુ બૌધનો થાતાં પ્રસાર, ધર્યો ધર્મમૂર્તિ અવતાર;
રાખવા વેદ વેદાંત માન, થયા પ્રગટ શંકર ભગવાન- ૪
બાળવયથી સ્વાભાવિક શુદ્ધિ, ગૂઢ તર્ક વિતર્ક વિશુદ્ધિ;
અષ્ટ વર્ષે થયાં તાત શાન્ત, દઈ ઉપવિત જ્ઞાન વેદાંત- ૫

---

૧ અમૃત. ૨ સંહિતા, બ્રાહ્મણ, શ્રવણ, પદ, ક્રમ(યજુર્વેદના) ૩ બૃહસ્પતિ.
* શાકે સંવત્ ૮૪૫ † શંકરાચાર્યનું જન્મનું નામ.

મજ્જન કરવા જતા મુગસરિતા, વળગ્યુ ગ્રૂડ થઈ બહુ ચિંતા,
જાણ્યુ થાતા માતા બીકે ભાગ્યાં, અતિ આક્રંદ કરવા લાગ્યાં– ૬
સુતે સૂચવ્યો મુક્તિ ઉપાય, આપો સન્યસ્ત તો ગ્રહે કાય;
કર્યું માતાએ માન્ય વચન, છૂટયું ગ્રૂડથી શંકર તન– ૭
લીધિ દિક્ષા પછી જ્ઞાનદીપે, ગુરુ ગોવિંદપાદ સમીપે,
બાદ અવિમુક્તપુર કર્યો વાસ, કાશીવિશ્વેશમાં વિશ્વાસ– ૮
વાટે સ્વપચ મળ્યો શ્વાન સાથે, થાવા દૂર કહ્યુ ગુરુ તાતે,
વેદ! "અત્યજ" ઉચરે શુ વાણી? ભ્રાંતિ ભ્રમણા અંતરમાં આણી– ૯
તેને શંકરે સદ્‌ગુરુ માની, ચિત્ત ભિન્નતા કાઢી જ નાખી,
વસી ગંગાતીરે વર્ષ બાર, કર્યા ષોડશ ભાષ્ય તૈયાર– ૧૦
ગીતા બ્રહ્મસૂત્ર પ્રસ્થાન, સ્તોત્ર ગંગાદિનાં ગુણગાન,
પચરત્ન મનાચાર આદી, આપી વિશ્વને જ્ઞાન પ્રસાદી– ૧૧
કર્યા મંડનમિશ્રને શિષ્ય, કર્યો વાદ સરસ્વતી સિદ્ધ;
ગૌડ દેશ મુરારી મિશ્ર, હરાવ્યા ધર્મગ્રુપ્ત પ્રસિદ્ધ– ૧૨
તીર્થ ગોકર્ણેશ પધારી, નીલપતનો ગર્વ ઉતારી;
જઈ દ્વારિકા વૈષ્ણવ જુસ્સા, ઉજ્જેની ભદ્ર ભાસ્કર વિદ્યા– ૧૩
બુદ્ધ જૈન સમસ્ત હરાવી, રાજ્યકર્તાને સત્તા બતાવી,
પૂરી કાચિમાં પ્રતિમા સ્થાપી, શિવ કાચિ તે તીર્થ અદ્યાપી– ૧૪
ભટ ભૈરવ કાપાલિ માર્યો, નૃસિંહચરણનો મહિમા વધાર્યો,
બાધ્યો બદ્રિ આશ્રમ તસ કુંડ, મંત્ર–તંત્રાદિ સિદ્ધિ અખંડ– ૧૫
ચાર મઠ પીઠ થાપ્યા સુઠામ, શૃંગેરી શારદાદિક ધામ;
પામ્યા વર્ષ ચોત્રીશે મુક્તિ, કહાન વંદન શંકર શક્તિ– ૧૬

જનનિ જનક દુખમગ્ન, પુત્ર વૃત્તિ વર્તનથી,
કર્યું યોગ્ય વય લગ્ન, ભાવિ ભય માની મનથી. ૩
રાજ્યપાટ સુખસાજ, જનક–જનનીની માયા,
પવિત્ર પુત્ર કલત્ર મિત્ર મંડલની છાયા;
તે સહુ ગૌતમ તજી, ઘોર અંધારી રાતે,
કુશિપુર કર્યું પ્રયાણ, પહોચ્યા થતાં પ્રભાતે ૪
તરુણ અવસ્થા તેજ, તપોબળ કાય તપાવી,
ચક્રવર્તી ઉગ્રવિલ્વ, ધારણા ધ્યાન જમાવી;
કપિલમુનીનું સાખ્ય, જોઈ જન આંખ ઉઘાડી,
રૂઠા તેથી તુર્ત, અધર્મિ લોક અનાડી. ૫
સ્ત્રીજાતિ નહિ શુદ્ર, શુદ્ર જન અશુદ્ધ કર્મે,
સહુના સમાન હક, સ્થપ્યા સિદ્ધ સમર્થે;
જન્મ મનુજનો મળ્યો, નહિ વિષયો ભોગવવા,
જન્મ મનુજનો મળ્યો, નહિ ગર્થે[1] ઘર ભરવા. ૬
જન્મ મનુજનો મળ્યો, યશસ્વી કાર્યો કરવા,
જન્મ મનુજનો મળ્યો, પરાઈ પીડા હરવા,
તજિ માયાનો મોહ, શૂર ને સ્વતંત્ર થાઓ,
તજી લોભ ને દ્રોહ, પ્રગટ પ્રભુના ગુણ ગાઓ. ૭
વાડવ[2] કર્યો વિરોધ, વેદવિદ્યાને બ્હાને,
તેને શુભ સિદ્ધાંત, બતાવ્યા પુસ્તક પાને;
પૂરા પિસ્તાલીશ વર્ષ એ ધૂન જગાવી,
સમજી સજ્જન મન, દિધા સહુ ફેલ ફગાવી ૮
માનવ સખ્યા આજ, એક અબ્જની મનાએ,
તેમા ત્રેપન કોટિ, બુદ્ધના શિષ્ય વખાણે,
અજાત શત્રુ અશોક, નંદ ને વિક્રમસેના,
શિષ્ય વર્ગમા નામ, પરાક્રમ તે ગૌતમના. ૯
ધન વિદ્યા વ્યાપાર, નહિં સસાર ઉપાધી,
પૂરણ એંશી વર્ષ, પ્રબુદ્ધે લીધિ સમાધિ,
અઢી હજાર થઇ સાલ, ગુરુ ગૌતમ યશ ગાઓ,
કહાન વંદન કરી, લહો લાખેણો લ્હાવો ૧૦

* * * *

---

૧ છ ૨ બ્રાહ્મણો

(૬-દોહરા)

પવિત્ર ભારત વર્ષમાં, ધર્મ પ્રવર્તક બુદ્ધ;
અઢિ હજાર વર્ષે થયા, ગુરુવર ગૌતમ બુદ્ધ.—૧
બુધ વૈશાખી પૂર્ણિમા, બુદ્ધ જયંતી આજ;
બુદ્ધદેવને સમરતાં, સફળ થાય સહુ કાજ.—૨
પ્રાંત અયોધ્યા ઉત્તરે, કપિલવસ્તુ મોઝાર;
નેપાળી નવદુર્ગમાં, જન્મ્યા રાજકુમાર—૩
ગૌતમ રૂડું ગોત્ર ને, ગૌતમ ઉત્તમ નામ;
વંશજ શાક્ય મુની તણા, વચન સિદ્ધ વિશ્રામ.—૪
અર્થ સિદ્ધ કરવા થકી, નામ પડ્યું સિદ્ધાર્થ;
બુદ્ધિ બળથી બોધ ને, ગૌરવ ગૌતમ સાર્થ.—૫
ક્ષત્રિ લડાયક વંશના, પિતા મહા બળવાન;
શ્રદ્ધા શુદ્ધાદ્વૈતની, શુદ્ધોદન શુભ નામ.—૬
માયા પ્રબુદ્ધરાયની, કન્યા કુળ શિળવંત;
ક્ષાન્તિમતી વિદ્યાવતી, જનની સુજશ અનંત.—૭
સાત વર્ષનું વય છતાં, હસે રમે ન કુમાર;
આસન એકાંતે જપે, શ્રી હરિ સરજનહાર.—૮
પિતા ચિત્ત ચિંતા થઈ, જોઈ પુત્રની રીત;
પ્રધાનજીને મોકલ્યા, કરવા વિવા' ત્વરીત.—૯
મુદત માગિ દિન આઠની, બુધ મન કર્યો વિચાર;
"લગ્ન થકી પ્રભુભક્તિમાં, વિઘ્ન થશે અપાર."—૧૦
નરવર દાઉસપાણિની, ગોપા પુત્રિ સુજાણ;
પાણિગ્રહણ કરી પરણિયા, બન્ની ક્ષેમ-કલ્યાણ.—૧૧
સોળ વર્ષની સુંદરી, પ્રસવ્યો ઉત્તમ પુત;
ગૌતમ મન માન્યું નહિ, ગણિ અનર્થ અદ્ભુત.—૧૨
"દિન ગેહ જંજીર બને, હવે શોકની આજ;
સ્વારથિયા સંસારથી, કોણ લહે કલ્યાણ?"—૧૩
એમ વિચારી અંતરે, ઊઠ્યા બુદ્ધ ઉમંગ;
પુત્ર કલત્ર પલંગને, માની ભયદ ભુજંગ.—૧૪
જગ નિદ્રાવશ જોઈને, એક દાસ લઈ સાથ;
અશ્વ ચડીને સંચર્યા, ત્રીશ વર્ષ વય નાથ—૧૫
કુચી નગરના પહરે, પહોંચ્યા થતાં પ્રભાત;
ગંગ તરીથી ઊતરી, બન્યા સાધુ સદ્યત.—૧૬
વસ્ત્રાભૂષણ આપીને, કીધો ભૃત્ય વિદાય;

સત્ય ભક્તિ સત્ વચન ને, સત્ય ધર્મ સત્ ધ્યાન;
સત્ય રત્ન જીવન સફળ, શોધ્યાં સત્ય મહાન.—૧૯

સ્ત્રી-શૂદ્રોનો ધર્મ પર, સમાન છે અધિકાર;
પ્રસરવિ એ સુવિચારને, કર્યો આપ આચાર.—૨૦

વૈદિક વિપ્ર સ્વધર્મ પર, જીત્યા સહજ જણાય;
એંશી આયુ તપોબળે, અમર થયા ગુરુરાય.—૨૧

પિસ્તાળિશ વર્ષો લગી, કર્યા સતત ઉપદેશ;
રાજા રાણા બ્રાહ્મણો, શિષ્ય થયા સવિશેષ.—૨૨

કપિલ મુનિના સાંખ્યથી, થઈ આપ નિર્ભ્રાંત;
વેદ વિરુદ્ધ થઈ રચ્યા, કૃતવા નવા નિરાંત!—૨૩

એક અબજ જગ વસ્તિમાં, ત્રેપન કોટિ શિષ્ય;
અશોક સમ અવનીપતિ, ચરણે નામ્યાં શીશ.—૨૪

બહુ ભાષા સાહિત્યમાં, બહુ દેશે બહુ માન:
બુદ્ધ બૃહસ્પતિ તુલ્ય છે, વંદન યોગ્ય મહાન.—૨૫

## વૈષ્ણવવર્ય યામુનાચાર્ય.

(પદ સાતમું—ચોપાઈ ત્રિતાલ)

ગ્રામ વીરનારાયણ પૂર, પ્રાંત મદુરા વિષે મશહૂર;
વલ્લભમતના આચાર્ય મહાન, મુની નાથ નામે વિદ્વાન. ૧
તેના તનય ઈશ્વર મુની ઘેર, પ્રગટ્યા યામુનાચાર્ય સુપેર;
દાન[1] ને દિક્પાળ[2] સુએક, જન્મ વિક્રમ વર્ષ* નિઃશંક. ૨
ઈશ મુની થતાં સ્વર્ગવાસ, કીધો નાથે ધારણ સંન્યાસ;
યોગ સિદ્ધિઓ સાધ્ય કર્યાથી, પડ્યું નામ "યોગીન્દ્ર" પ્રતાપી. ૩
રચ્યા તેણે બે ઉત્તમ ગ્રંથ, થયા વલ્લભપ્રિય સુપંથ;
પિતામહના એ પુણ્ય પ્રતાપે, પંકાયા યામુનાચાર્ય આપે. ૪
મળ્યા ભાષ્યાચાર્ય ગુરુ જ્ઞાની, કર્યા શાસ્ત્રવિશારદ નામી;
વય બાળક વર્ષજ બાર, બુદ્ધિ બળ તેજનો ભંડાર. ૫
પાંડ્ય રાજ્યમાં પંડિત એક, "કોલાહલ" નામ દંભ વિશેક;
કરે શાસ્ત્રના સંવાદ નિત્ય, જીતી પંડિતોને લે વિત્ત. ૬
નૃપ પ્રીતિ વિશેષ થવાથી, થઈ દેશદેશાંતર ખ્યાતિ;
હાર્યા ભાષ્યાચાર્ય શાસ્ત્રાર્થે, ચડ્યું ઋણ તે માગવા અર્થે. ૭

---

૧ દાન દશ.—ગાય, ભુમિ, વિત્ત, તેલ, સુવર્ણ ઘૃત, વસ્ત્ર, ધાન્ય, ગોળ ને મીઠું. ૨ દિક્પાળ દશ.—ઇંદ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, સોમ, ઇશાન, અનંત અને બ્રહ્મા. * વિ. સં ૧૦૧૦.

વિપ્ર શિષ્ય તેનો "વંજી" નામ, માગે દામ જિહ્વા એ લગામ;
યામુ બાળથી તે ન રહેવાયું, કરવા મંવાદ કથન કહાવ્યું. ૮
કહ્યો શિષ્યે ગુરુને સદેશ, ભરી રાય સભા સવિશેષ;
"જીતે બાળ શું વર્ષજ બાર?" કરે હાસ્ય મહૂ નરનાર. ૯
રાય રાણીના બધાયા પક્ષ, લોક થોક મળ્યાં સૌ લક્ષ!
લીધો પંડિતનો પક્ષ રાયે, રાણી યામુન બાળક સાહે. ૧૦
કહે રાજા જો પડિત હારે, અર્ધ રાજ્ય આપુ અત્યારે;
વદે રાણી સુશીલ ઉમગે, જીને પંડિત જો આ પ્રસંગે. ૧૧
થઉં નરવર દાસીની દાસી, નહિ લેશ હું એથી ઉદાસી;
ત્રણ પ્રશ્ન યામુ તેને પૂછે, મર્વ શ્રોના પ્રત્યુત્તર ઈચ્છે. ૧૨

(૮–દોહરા)

આપ માત વંધ્યા અને, નહિ ધર્મશિલ રાય;
રાણી નહિ પતિવ્રતા, સિદ્ધ કરો ગુરુરાય. ૧
"કોલાહલ" પંડિત હરે, શર્મતણો નહિ પાર;
સભા ઉમગે ઉચ્ચરે, યામુન જય જયકાર. ૨
પાંત્ર નરવરે અર્પિયું, તુરત જ અરધું રાજ;
પદ્વિ "આલવદાર"ની,[1] દીધ રાણિ ધરિ દાઝ. ૩
રાજકાજ કોડે કરી, રહ્યાં દ્વાદશ વર્ષ;
રંગનાથ તીર્થે ગયા, વય પાત્રિશ સહર્ષ. ૪
વૈરાગ્યે વૃત્તિ વળી, રચ્યા ગ્રંથ શુભ ચાર;
સરસ મસ્કૃત પદ્યમાં, બ્રહ્મ તત્ત્વ વિસ્તાર. ૫
'સ્તોત્રરત્ન'[2] 'ગીતાર્થ'[3] ને, 'સિદ્ધિત્રય'[4]–સિદ્ધાંત;
શ્રી"આગમ પ્રામાણ્ય"માં,[5] દર્શાવ્યુ વેદાંત. ૬
રામાનુજ સ્વામી અને, થયા શિષ્ય બહુ ભક્ત;
પ્રેમભાવ ભલ દાખવ્યો, યામુન મહા વિરક્ત. ૭
દિવ્ય ધામ પદ પામતાં, યામુન શ્રી ગુરુદેવ,
પૂરી ત્રણ મનકામના,[6] શિષ્યે નિઃસદેહ. ૮

## મહામુનિ વિદ્યારણ્યસ્વામી.

(પદ નવમુ–ચોપાઈ, ત્રિતાલ)

મુનિવર્ય વિદ્યારણ્ય સ્વામી, ધન્ય કર્ણાટકના સત નામી,
જન્મ સવત તેરસો સાઠ, આયુ પંચ્યાસિ વર્ષનો પાઠ ૧

૧ આલવનદાર ૨ સ્તોત્રરત્ન. ૩ ગીતાર્થ સંગ્રહ. ૪ સિદ્ધિત્રય. ૫ આગમ પ્રામાણ્ય. ૬ યામુનાચાર્યજી રામાનુજાચાર્યના ગુરુ હોવાથી તેઓની ત્રણ મનકામના હતી તે રામાનુજાચાર્યે પૂરી કરી.

શાખા તૈત્તિરિયે વાડવ વંશ, પૂર્વે પુણ્ય પ્રકટ પરમહંસ;
સાયણાચાર્ય પૂજ્ય પિતાજી, માતા "શ્રીમતી" જન્મદાતાજી. ૨
ભ્રાત સાયણ ને સોમનાથ, મસ્તકે માત શારદ હાથ,
સાયણ સાયણાચાર્ય કહેવાયા, વેદ-ભાષ્ય-પ્રણેતા પંકાયા ૩
સોમ પ્હેરીને પટકૂળ ગેરી, મઠ શૃંગેરિની ગાદી ઘેરી;
"શંકરાચાર્ય" પદનીને પામ્યા, જન્મ-મરણના ફેરા વિરામ્યા. ૪
વિદ્યારણ્ય સ્વામી મહા વ્યક્તિ, રચી પંચદશી શી શક્તિ?
વેદ-વેદાન્ત બ્રહ્મગીતાદિ, "સર્વદર્શન" આદિ પ્રસાદી. ૫
દશ-સાત* શ્રુતિ-ભાષ્ય ન્યાય, વિશ્વવંદ્ય તે ગ્રંથ ગણાય;
કર્મયોગિ તથાપિ નિષ્કામ, વિદ્યારણ્યનું નામ પ્રધાન. ૬
આર્ય ધર્મના રક્ષણ અર્થે, આર્ય રાજ્યના સ્થાપન અર્થે,
સર્વ આર્ય ઉન્નતિ અર્થે, બાથ ભીડિ તે સ્વામિ સમર્થે. ૭
વિદ્યાનગરના ભાગ્યવિધાતા, વિદ્યાનગરના સ્થભ ગણાતા;
બુક્કરાયને તખ્ત પ્રદાતા, હુક્ક-બુક્કને આશ્રય દાતા. ૮
લઈ બત્રીશ વર્ષે સન્યાસ, વર્ષ પિસ્તાળી કીધો પ્રયાસ;
આર્ય જગત તેનેજ આભારી, કહાન કીર્તિ કવિતા ઉચ્ચારી. ૯

## 'સમર્થ'' રામદાસસ્વામી.

( પદ દશાંગ-પ્રભાત )

ધન્ય ધન્ય રામદાસ, શ્રીસમર્થ સ્વામી, (ટેક)
જન્મ નામ "નારાયણ," નિર્મળ નિષ્કામી.—ધન્ય ધન્ય૦ ૧
જન્મ ભૂમિ જાંબગામ, પુણ્યપુર[૧] સમીપે,
સૂર્યપંત સુત સપૂત, રાણુ ઉદર દીપે.—ધન્ય ધન્ય૦ ૨
૭ ૨ ૫ ૧
મુની-નેત્ર-દેવ-વિશ્વ,[૨] રામનવમિ પર્વે,
રામભક્ત જન્મ થતા, મુદિત મન સર્વે—ધન્ય ધન્ય૦ ૩
પૂર્વ પુણ્યનો પ્રભાવ, રામ છબિ પ્યારી,
શ્રવણ-મનન-ધ્યાન મગ્ન, બાળ બ્રહ્મચારી—ધન્ય ધન્ય૦ ૪
લગ્નમંડપે સુણીને, શ્લોક "સાવધાન,"
નારાયણ ન્હાસિ ગયા, કાશિવિશ્વ ધામ—ધન્ય ધન્ય૦ ૫
સકલ તીર્થ ધામ ફરી, જાંબગામ આવ્યા,
સત દર્શને સમગ્ર, ભાવિક મન ભાવ્યા.—ધન્ય ધન્ય. ૬
રાજર્ષિ તેજપુંજ ફક્કડ શિવાજી,
ચરણશરણ શિષ્ય તેને, સિદ્ધિ[૩] બહુ નિવાજી—ધન્ય ધન્ય૦ ૭

---

* સત્તર. ૧ પૂના જીલ્લે ૨ વામાંક શાકે ૧૫૭૨ ૩ રાજનીતિ-ચાતુરી ઇત્યાદિ.

સમાસ આત્મરામ, સવાબસો શ્લોક મનના,[૧]
ગદ્યપદ્ય 'દાસબોધ",[૨] વિવિધ સિદ્ધ રચના.—ધન્ય ધન્ય૦ ૮
પાલક ગો-વિપ્ર પદ, નરવર લખાએ,
સાર્થ કર્યું શ્રીશિવાજિ, આપની કૃપાએ.—ધન્ય ધન્ય૦ ૯
ધર્મ-ધૈર્ય શૌર્ય-વીર્ય, રંગ અંગ ઉછળે,
દાસ ભક્તિ શક્તિ તે, પ્રતાપ કોઇ ન કળે.—ધન્ય ધન્ય૦ ૧૦
૩ ૦ ૬ ૧
અગ્નિ-નભ-ચક્ર-અવનિ[૩], દાસ લઇ સમાધિ,
૬ ૭
રસ-સ્વરે સમાસ થયા[૪], વિશ્વશ્રેય સાધી—ધન્ય ધન્ય૦ ૧૧
માસ માઘ કૃષ્ણ પક્ષ, નવમિ મંદવારે,[૫]
યાત્રા પરિપૂર્ણ કરી, ગયા મોક્ષ દ્વારે.—ધન્ય ધન્ય૦ ૧૨
આજ તેજ રામદાસ, પુણ્ય તિથિ પર્વે,
ગુર્જરી ગિરા સપૂત, ગાઓ સુજશ સર્વે—ધન્ય ધન્ય૦ ૧૩
ચમત્કાર ચરિત વિશ્વને વિચિત્ર લાગે,
સુજ્ઞ શુદ્ધ સાર ગ્રહે, ક્હાન અનુરાગે.—ધન્ય ધન્ય૦ ૧૪

## જ્ઞાનદેવ.

(પદ ૧૧ મું—જિંજોટી)

જ્ઞાનદેવ આપો જિ જ્ઞાન તમારૂં,
ગીતા જ્ઞાનેશ્વરી ન વિસારૂં—જ્ઞાનદેવ૦ (ટેક)
જનક વિઠ્ઠલપંત સત શિરોમણિ, જી[૬] રૂખમણિ પર વારૂં;
આનંદી આળંદીપુરમાં જનમિયા તે, ટાળવા તિમિર અકારૂં.—જ્ઞાનદેવ૦ ૧
સંન્યસ્ત લેવાને સંમતિ માગી તે, ગૃહિણીવચન ન સ્વીકાર્યું;
આગ્રહથી પંત ન્હાસી કાશી ગયા, ગૃહસુખ નહિ ગણકાર્યું—જ્ઞાનદેવ૦ ૨
પાદતેશ્વર થી સ્વામીજીને પ્રણમી, કાર્ય કર્યું મન ધાર્યું;
વેદાંત-સિદ્ધાંત શાસ્ત્ર ભણીને, નાથ નાવ હંકાર્યું.—જ્ઞાનદેવ૦ ૩
સમય વીતે સંત એક દિ ઉતર્યા, આળંદિ સ્થળ જોઈ સારૂં,
રૂકિમણી નમને "પુત્રવતી ભવ," આશીશ વચન ઉચાર્યું.—જ્ઞાનદેવ૦ ૪

---

૧ મનોપદેશના સુજ્ઞ'ગપ્રયાત. ૨ "દાસબોધ"નું ગુજરાતી ભાષાંતર સ્વ. વિષ્ણુબાવા બ્રહ્મચારીના શિષ્યે કરવા માંડેલું તે અપૂર્ણ રહેવાથી સમર્થના ચરિત્ર સાથે મેં પૂરૂં કર્યું. તે એક પારસી ગૃહસ્થે છપાવ્યું ને સ્વ. સાક્ષરશ્રી મન સુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ સંતોષકારક આપેલો અભિપ્રાય પણ તેમાં સામેલ કરવામાં આવ્યો છે એ ગ્રંથને મથાળે (મુખપૃષ્ઠ ઉપર) મૂકેલો દોહરો—

દુર્લભ મનુષ્ય દેહનો, સાર સહુ જો શોધ;
વાંચ વિવેક વિચારથી, રામદાસકૃત બોધ.

૩ વામાંકે શાલિવાહન શક ૧૬૦૩. ૪ વામાંકે ઉમ્મર વર્ષ ૭૬. ૫ શનીવારે ૬ માતાજી.

"સ્વામિ મ્હારા સંન્યાસી થયાછે, ત્યમ ત્યમ જિવન ગુજારૂં";
આપી આશ્વાસન સંત સિધાવ્યા, પ્હોંચ્યા કાશીપુરી આરૂં.–જ્ઞાનદેવ૦ ૫
વિઠ્ઠલ શિષ્યને આપી વિદાયજ, રૂકિમણી કાર્ય સુધાર્યું;
નિવૃત્તિ[1]-સોપાન[2]-જ્ઞાન[3] ને મુક્તિ,[4] સંતતિ સુખ વિસ્તાર્યું.–જ્ઞાનદેવ૦ ૬
યજ્ઞોપવિત યોગ્ય પુત્ર થયા તેસું, વિપ્રે બાધ્યું બિચારૂં;
સંન્યાસી પુત્રને સૂત્ર ન દઇયે, પ્રાણ તજે થાય સારૂં !–જ્ઞાનદેવ૦ ૭
ધર્મસંકટ મહા માતપિતાને, જ્ઞાતિના વ્યવહાર સારૂ;
મધુકરિ માગી ઉદર ભરે સંતતિ, પ્રભુમય જીવિત પ્યારૂં.–જ્ઞાનદેવ૦ ૮
નિવૃત્તિને મળ્યા ગૈની નિરંજની, અંજની સ્થળ અણધાર્યું;
જ્ઞાન સુધારસ પાન કરાવી, ગૌરવ-માન વધાર્યું.–જ્ઞાનદેવ૦ ૯
સોપાન જ્ઞાન ને મુક્તામણીનાં, ભાગ્યનું ઉઘડયું બારૂં;
વહિલ બંધુના બોધ પ્રસાદે, નાશ પામ્યું તારૂં મ્હારૂં.–જ્ઞાનદેવ૦ ૧૦
ગીતા જ્ઞાનેશ્વરી ટીકા રચી તે, અમૃત-અનુભવ[5] ન્યારૂં;
જિજ્ઞાસુ જનમન પાવન કરિને, જન્મ-મરણ હરનારૂં.–જ્ઞાનદેવ૦ ૧૧
જોઇ ચમત્કાર નમન કરી સહુ, વાડવ[6] વૈર વિસાર્યું;
શિષ્યભાવે સહુ સરળ થયા તે, સુદિન આજ સભારૂં.–જ્ઞાનદેવ૦ ૧૨
શાલિવાહન શક ચૌદસો સાતમાં, કાળનું વાગ્યું નગારૂ;
બાવિશ વર્ષજ આયુષ્ય ભોગવિ, હર્ષથી સ્થૂળ ઉતાર્યું.–જ્ઞાનદેવ૦ ૧૩
સંત મહંત ચરિત્ર નિરૂપવું, વિદ્દદ કૃત્ય ન મ્હારૂં,
કહાન યથામતિ સ્તુતિ રચીને, જ્ઞાન-આરતી ઉતારૂં.–જ્ઞાનદેવ૦ ૧૪

## તુકારામ બુવા.

(પદ અગિયારમું-ઝિંઝોટી)

તુકારામ કર કરતાલ તંબૂરી,
ભણે કવિના "અભંગ" મધુરી–તુકારામ૦ (ટેક)

કાન્હોબા તાત, માત કનકાઈ, વર્ણ વૈશ્ય ભાગ્ય ભૂરી;
સન પંદરસો અઠોતરે જન્મ્યા, દેહુગામ પુણ્યપૂરી–તુકારામ૦ ૧
શ્રી હરિ સમરણ માત પિતાને, લાગે બીજી વાત બૂરી;
સ્વપ્ન વિષે પણ શ્રીહરિ ચિંતન, શ્રદ્ધા તે સુત ચિત સ્ફૂરી–તુકારામ૦ ૨
મોટા ભાઇએ સંન્યાસ લઇને, કરિ ચિંતા ચકચૂરી;
તુકોબાની તેથી સર્વને આશા, ધરશે સંસારધૂરી–તુકારામ૦ ૩
તેર વરસ વય રમત ન રૂચે, મંગલ ભજન મજૂરી;
તાતનો વ્યાપાર હાથ ધર્યો પણ, વૃત્તિ ઉદાસ અધૂરી–તુકારામ૦ ૪

૧ નિવૃત્તિનાથ. ૨ સોપાનદેવ. ૩ જ્ઞાનદેવ. ૪ મુક્તાબાઇ.–આ સર્વ સહોદર સંતભક્ત થયાં; તેઓએ મહારાષ્ટ્રી ભાષામાં ઇશ્વરસ્તુતિ-ભક્તિનાં કાવ્યો રચ્યાં તે સુપ્રસિદ્ધ છે. ૫ "અમૃતાનુભવ" ગ્રંથ. ૬ બ્રાહ્મણો.

દુષ્કાળ ને બાળ પુત્રના કાળથી, સંસાર ખટપટ થઈ,
કર્કશા ક્રૂર મારે તોય ઉચરે, "ધન્ય સાધની થઈ!"–તૂકારામ૦ ૫
વિપ્રે કહ્યો મંત્ર "રામકૃષ્ણહરિ", જપ જપતા તે જરૂરી,
દઈ દરશન વિઠ્ઠલવર બોલ્યા, 'ઘ્હારનો ત્યાગ અસૂરી–તૂકારામ૦ ૬
"ધરમા રહી કર ભજન ને કીર્તન, તજિ મમતા મગરૂરી,"
વચન પ્રમાણે વર્તન રાખતાં, અંતરની આંખ ખૂલી–તૂકારામ૦ ૭
સતપ્રભાવ પ્રસર્યો દશ દિશમાં, નાદ જાણે ભેરી તૂરી,
છત્રપતિએ આમત્રણ દેતાં, માગિ ક્ષમા રહ્યા દૂરી–તૂકારામ૦ ૮
"શ્રીમતના મ્હેલ મંદિર કરતાં, સારી સંતની મઢૂલી,
"હસ્તિ–ચમર–છત્ર ગયને દાઝે, વાત અમારી અટૂલી–તૂકારામ૦ ૯
"સમરથ સ્વામી કહે તેમ કરજો, કર્કશ વેણુ કમૂની
"રાજ્યવૃદ્ધિમ જયવૃદ્ધિમ આપડશે રાજન! જાશો ન ભૂલી' –તૂકારામ૦ ૧૦
એકોતેર વર્ષ આયુષ્ય ભોગવી કરિ જગજાત્રા પૂરી
તે જ્ઞાનિ–નિસ્પૃહિ–સંતચરણુની, કહાન ધરે શિર ધૂળી[1]–તૂકારામ૦ ૧૧

## કબીરજી

(પદ બારમું–જિન્નોટી)

કબિર કવિ સત ચમત્કૃતિ ન્યારી
આર્ય વીર્ય શુદ્ધ બ્રહ્મચારી– કબીર કવિ૦ (ટેક)

કાશી વિષે કોઈ જુલૈયા જાતના, નૂર[2] નીમા[3] નરનારી,
ગંગામાં સૂત્ર ધોતા સુત લાધ્યો, તેજપુંજ અવતારી! કબિર કવિ૦ ૧
શિષ્ય થઇ સ્વામી રામાનંદના,[4] જ્ઞાનધ્વજા વિસ્તારી,
હિંદુ–બૌદ્ધ જૈન–મુસલમાનના ભિન્ન ભાવને વિદારી કબિર કવિ૦ ૨
(તેને) શમજેવા નિ શબ્દબાણ એ લાધ્યા નામ કમાલ કમાલી
રક્ષણુ આપ્યું કૃપાળ કબીરે તે પ્રકટ મતતિ પ્યારી! કબિર કવિ૦ ૩
શિષ્યા સુશીલા લોઇમાઇસું લગનિ લાગી અણધારી[5]
ઉભય સૂત્ર મને વણે સાથે જ્ઞાનસાન સુવિચારી કબિર કવિ૦ ૪
સર્વેશ ઈશના સંદેશવાહક, દાસ કબિર બલિહારી,
ભણ્યા નહિ છતાં વેદ વાણી વદે, મધુર સરલ મનોહારી! કબિર કવિ૦ ૫
પરમ પ્રભુ પરમાત્મ ઉપાસક કરે અહિ જ્ઞાનમ્હારી
અપુર્વ રમયનિ[6] ગ્રંથ રચ્યો ને લાખ સાખીઓ ઉચ્ચારી કબિર કવિ૦ ૬
દેવ[5]–દેવ[5]–વેદ[4] વસુધા[1] સંવતે[7] સુરસરિ[8] સહજ પધારી
સવાસો વર્ષનું આયુષ્ય ભોગવિ, નરદેહ મ્યાન ઉતારી કબિર કવિ૦ ૭

---

૧ ચરણરજ ૨ સુરઅલી. ૩ નિમાબાઇ ૪ રામાનંદજી ૫ કેટલાક લોઇબાઇ સાથે લગ્ન કર્યાનું કહે છે પણ તે અસંભવિત છે ૬ કબીર રમયની મોટું બાઇબલ જેવડું પુસ્તક ૭ વામાકે વિ. સ. ૧૪૫૫ ૮ પતિતપાવની જમાના કાંઠે

## ગુરૂ નાનક.*

( પદ તેરમુ–જિલ્લો )

ગુરૂદેવ નાનક રોનક ન્યારી,
ધ્યાનમગ્ન ક્ષત્રિય દેહ ધારી.–ગુરૂદેવ૦ (ટેક)

તાત કાલુરામ, તાલબંદી ગ્રામ, પંજાબ ભૂમિકા પ્યારી,
વિક્રમ વર્ષ પંદરસો છવ્વીસે, જન્મ્યા નેક ટેક ધારી –ગુરૂદેવ૦ ૧
જનક થકી પણ જનનિની જન્મથી, છાપ પડી ઘણી સારી,
ષટ વરસે રસના રસ વરસે, ધ્યાન ધૂન એકધારી –ગુરૂદેવ૦ ૨
બાહિર ભોગ-સામગ્રી તે દભની, ભ્રષ્ટ ભાવના વિચારી,
પ્રેમ સુપુષ્પે પ્રભુપદ પૂજે, નિરાકાર નિર્વિકારી –ગુરૂદેવ૦ ૩
કૃષિકર કાળુ પિતાજીએ સોંપી, ખેતિ તણી રખવાળી,
ગાય–પશુ–પક્ષિનાં તન પોષે, ખાતે ક્ષુધા તેની ટાળી !–ગુરૂદેવ૦ ૪
બ્હેને પછી તેને નિજ શ્વસુરગૃહે, ભવ્ય બનાવ્યો ભંડારી,
છૂટે હાથે ત્યાંય લૂટાવી દીધું ! ભૂખ્યો ન કોઈ ભિખારી –ગુરૂદેવ૦ ૫
ખોટ કરી છતાં તોટો ન દીઠો, અજબ થયાં નરનારી,
નિર્ગુણ નાથે કરી ગુપ્ત સ્હાયજ, નાનક નવલ વેપારી !–ગુરૂદેવ૦ ૬
અરબ–ઇરાન–તુરાન–રૂમ ને, લંકા કંધાર નિહાળી
ભારતવર્ષમા ભ્રમણ કરી ભડ, અનુભવ મેળવ્યો ભારી –ગુરૂદેવ૦ ૭
આર્ય–અનાર્યના તીરથ ક્ષેત્રની, લાગિ પ્રદક્ષિણા પ્યારી,
વિભુ વ્યાપકની ભવ્ય ભૂમિમા, સમ ભાવના સ્વીકારી –ગુરૂદેવ૦ ૮
લગ્ન થકી થયા ચંદ, લક્ષ્મીચંદ, પુત્ર પ્રતિષ્ઠા ધારી,
ગાદી તથાપિ અંગદજીને આપી, યોગ્યતા તેની વિચારી –ગુરૂદેવ૦ ૯
ધ્યાનમગ્ન ગુરૂદેવને એક દિ, ધૂન જાગી અણધારી
" મુક્તિમાર્ગે નામઘોષથી ગજવો, સુધરે સહૂ સંસારી,"–ગુરૂદેવ૦ ૧૦

---

* એમની કવિતાનો નમૂનો —

(દોહા)

તનકો જોગી સબ કરે, મનકો વિરલા કોય,
સહજ સબ સિધિ પાઇએ, જો મનજોગી હોય ૧

મન માલા તન મેખલા, ભયકી કરી ભભૂત,
અલખ મિલા સબ દેવતા, સો જોગી અવધૂત ૨

હમ તો જોગી મનહિકે, તનકે હૈ તે ઔર,
મનકો જોગ લગાવતે, દશા ભઈ કછુ ઓર. ૩

ભરમ ન ભાગા જીવકા, બહુ તક ભરિયા ભેખ,
સતગુરુ મિલિયા બાહિરે, અંતર રહિગા લેખ ૪

આપે અવાજ એ ધન્ય ઘડી ગણી, સ્વાનંદે સ્તુતિ ઉચ્ચારી,
"જપજી" નામે રચ્યો પ્રથમ ગ્રંથ તેની, ગણના થઇ ઘણી સારી.–ગુરૂદેવ૦ ૧૧
શિખ શીખે છે એ પરમ સુપુસ્તિકા, ધર્મશાસ્ત્ર નિર્ધારી,
તપ–ત્યાગ–જપ–સંતોષ–સુબુદ્ધિ, આનંદ વર્ષાવનારી–ગુરૂદેવ૦ ૧૨
કર્તારપુરમાં સત્સંગ રંગે, દ્વાદશ વર્ષ ગુજારી,
કહાન મવન પંદરસો છન્નુમાં, ચાલી ગુરૂદેવ સ્વારી–ગુરૂદેવ૦ ૧૩

દાદૂ દયાળ*

(૧૪–દોહરા)

સુંદર સુંદરદાસના[1], સદ્‌ગુરુ પરમ કૃપાળ,
વાડવ[2] વંશે જનમિયા, દાદૂ દક્ષ દયાળ. ૧
વિક્રમ સંવત સોળસો, પ્રથમ અંક[3] પ્રતિપાળ,
ફાલ્ગુન શુક્લા અષ્ટમી, પ્રગટ્યા દાદુ દયાળ. ૨
ગુરુવાસર ગુરદેવનો, જન્મદિવસ સુવિશાળ,
ગર્જ્યનગરની રિદ્ધિ તે, દાદૂ દીનદયાળ. ૩
(તેને) વય એકાદશમા મળ્યા, વૃદ્ધ યોગિ પ્રેમાળ;
આપિ યોગ સિદ્ધિ મહા, અદ્‌ભૂત દીનદયાળ. ૪
વાંચન લેખન નહીં છતા,[4] બહુ ભાષાની ભાળ;
અતિ ઉત્તમ કાવ્યો રચ્યાં, સમર્થ દાદુ દયાળ. ૫
ગોડિ–ટોડિ–આશાવરી, રામકલી રસથાળ;
રસિક રાગ સાખી રચી, કવિવર દાદુ દયાળ. ૬
બાવન અંક લખાય છે, આજ અખાડા ખ્યાલ;
પ્રભાવ એ સહુ આપનો, ગુરુવર દાદુ દયાળ. ૭
પાળી પોષી શિષ્યને, આપ્યુ જ્ઞાન રસાળ;
પિતાતુલ્ય શ્રી સદ્‌ગુરુ, દુર્લભ દાદુ દયાળ ૮

* દાદુજીની કવિતાનો નમૂનો –

(દોહા)

ભગતિ ભગતિ સબ કોઇ કહે, ભગતિ ન જાનૈ કોઇ;
દાદુ ભગતિ ભગવતકી, દેહ નિરતર હોઇ ૧
સબદૈ સબદ સમાઇ લે, પરમાતમસોં પ્રાન;
યહુ મન મનસોં બાંધિ લે, ચિત્તૈં ચિત્ત સુજાન ૨
ભાવૈ ભાવ સમાઇ લે, ભગતૈં ભગતિ સમાન;
પ્રેમૈ પ્રેમ સમાઈ લે, પ્રીતૈં પ્રીતિરસપાન. ૩
સુરતૈં સુરતિ સમાઇ રહુ, અરુ બૈનહુંસોં બૈન;
મનહી સોં મન લાઇ રહુ, અરુ નૈનહુંસોં નૈન. ૪

1 "સુંદરવિલાસ"–"જ્ઞાન સમુદ્ર" ઇ વેદાંત કાવ્યગ્રંથોના કર્તા. 2 બ્રાહ્મણ. 3 વિ. સં. ૧૬૦૧ 4 ભણ્યા–ગણ્યા ન્હોતા.

ગામ નરાના જયપુરે, પ્હોંચ્યો કાળ કરાળ;
વય ઓગણસાઠે ગયા, સ્વર્ગે દાદુ દયાળ. ૯
ઉર અંધારૂં ના ટળે, કરતાં કોટિ મસાલ;
રવિ ગુરુદેવ પ્રતાપથી, નિહાલ દાદુ દયાળ. ૧૦
ભજો રામ રેહમાન કે, ગિરિવરધર ગોપાળ;
કહાન સમતા સાધતે, લાધે દીન દયાળ. ૧૧

## બ્રહ્મનિષ્ઠ રૈક્વ.

( પદ પંદરમું-જિલ્લોટી )

ધન્ય ધન્ય રૈક્વ ગાડીવાન જ્ઞાની,
કનક-કામિની મિથ્યા માની, ધન્ય ધન્ય૦ (ટેક)

"જનશ્રુત" રાજાના પુત્રનો પૌત્ર જે, "જાનશ્રુતિ" મહાદાની;
કીર્તિ તેની અતિ જનમંડળમાં, પૂર્ણ પ્રસિદ્ધિને પામી. ધન્ય ધન્ય૦ ૧
બે ઋષિવર તેની સ્તુતિ ઘણી સુણી, ચિત્ત વિચાર કરીને;
રાજમ્હેલે ચડયા પરમહંસ તે, હંસ સ્વરૂપ ધરીને. ધન્ય ધન્ય૦ ૨
છત પર બેસીને બોલવા લાગ્યા, "જાનશ્રુતિ" રાય કરતાં;
"રૈક્વ ગાડીવાન જ્ઞાનવાન છે, બ્રહ્મનિષ્ઠ ભ્રમ હર્તા". ધન્ય ધન્ય૦ ૩
નિશિને વિષે વદ્યા હંસ વાણી તે, રાય સુણી નિજ કાને;
ઊઠિ પ્રભાત ભાટને મોકલ્યા, રૈક્વને શોધવા કાજે. ધન્ય ધન્ય૦ ૪
વન-નદિતટ એકાંત સ્થાનમાં, ખોળ કરી બહુ ખતે;
ગાડિ તળે જોઇ સ્હામા જેની, રૈક્વ પ્રતિમા ઉમગે. ધન્ય ધન્ય૦ ૫
રાય ખબર થતાં ખુશ થઈ તેણે, કરવા માંડી તૈયારી;
છસો હાથી-હાર-હાટક-રથ લઈ, ચાલી જ જાવા સવારી. ધન્ય ધન્ય૦ ૬
નમન ધરી ભેટ ઉપદેશ યાચતાં, રૈક્વ વદે "શુદ્ર રાજા !
"તારી ભેટ તુ પાસ રે'વા દે, ધન-સુખ વૈભવ ઝાઝા". ધન્ય ધન્ય૦ ૭
ચિત્ત વિચાર કરી રાય ચાલ્યો, "મુનિ મને શુદ્ર પ્રમાણ્યો;
"જાઉં ફરી અપરાધ મારો હશે, પામર હું જ અજાણ્યો". ધન્ય ધન્ય૦ ૮
ગાય હજાર એક કંઠહાર ને, વસવાટ ગ્રામ સમર્પિ;
કન્યારત્ન ધરી ધર્મપત્ની રૂપ, યાચે બોધ રાય ધર્મિ. ધન્ય ધન્ય૦ ૯
"શુદ્ર ! બ્રહ્મતત્વ વેચાતું મળે નહિ, પામે તે વિરલ પિપાસુ;
"સંપત્તિ તારિ તું પાસ જ રાખ ને, લે જ્ઞાનસાર જિજ્ઞાસુ". ધન્ય ધન્ય૦ ૧૦
ચૂપ બેઠો ભૂપ શ્રીમદ ભૂલી, રૈક્વ વહી બોધ ધારા;
કૃત કૃત "જાનશ્રુતિ" શ્રુતિ થાતાં, નાઠા કુતર્ક નઠારા. ધન્ય ધન્ય૦ ૧૧
રૈક્વ કહાન કૈવલ્ય પામ્યો તે, પુણ્યપ્રદેશ પંકાએ;
"રૈક્વપર્ણ"સ્થળ યાત્રાએ જાતાં, "શ્રુતિજ્ઞાન"યશ સંભળાએ. ધન્ય ધન્ય૦ ૧૨

## મનસૂર. *

(૧૬-દોહરા)

"અનલ" અને "હક" નામની, ગજલો ઘણી ગવાય;
પણ જાણે થોડા જનો, કેવી કરૂણ કથાય? ૧
વર્ણ્યું જે કવિ ફિરસુરે, અતિ અદ્દભુત વૃત્તાંત;
કહું તે અહિં સંક્ષેપમાં, સાંભળજો મન શાંત. ૨
બ્રહ્મનિષ્ઠ મનસૂરનું, નામ મહા મશહૂર;
બ્હેન અનળ વિદ્યાવતી, ચંચળ ચિત્ત ચતુર. ૩
અવાજ તેણે સાંભળ્યો:—"જો તું મુજને ચ્હાય;
"પ્રભુભક્તો પર પ્રેમ કર, ધરિ અંતરમાં ચાહ" ૪
અનળ ઉઠી ઝટ નીકળી, ચાલી શ્હેર બહાર;
ખુદ ખુદાને ખોળવા, દિલથી કર્યો કરાર. ૫
હક નામક જ્ઞાની મળ્યા, નિજ વૃત્તિ અનુસાર;
વિવેક વાર્તાલાપથી, બંધાયો બહુ પ્યાર. ૬
ગાય-સુણે-વાંચે-લખે, એક "અનલ-હક" ‡ નામ;
"વળગી છે શું ઘેલછા?" નિંદે લોક તમામ. ૭
શાહ વાત તે સાંભળી, તેડાવ્યો મનસૂર;
"આદમ ખુદા લખાય નહિં, કોની છે મગદૂર. ૮

---

* મહાત્મા મનસૂરે શૂલીપર જતા ગાયેલી શીઘ્ર કવિતા—

(ગજલ)

અગર હે શૌક મિલનેકા, તો હરદમ લૌ લગાતા જા, (ટેક)
જલાકર ખુદ નુમાઇકો, ભસમ તન પર રમતા જા—અગર હે૦ ૧
પકડ કર ઇશ્કકી ઝાડુ, સફા કર હિજ્રએ દિલકો,
દુઇકી ધૂલકો લેકર, મુસલ્લે પર ઉડાતા જા—અગર હે૦ ૨
મુસલ્લા ફાડ તસબી તોડ, કિતાબે ડાલ પાનીમેં,
પકડ દર તું ફિરસ્તોકા, ગુલામ ઉનકા કહાતા જા—અગર હે૦ ૩
ન મર ભૂખા ન રખ રોજા, ન જા મસ્જિદ ન કર સિજદા,
બજૂકા તોડ દે કૂજા, શરાબે શૌક પીતા જા—અગર હે૦ ૪
ન હો મુલ્લાં ન હો બ્રહ્મન, દુઇકી છોડ કર પૂજા,
હુકમ હે શાહ કલંદરકા, "અનલ-હક" તું કહાતા જા—અગર હે૦ ૫
હમેશાં ખા, હમેશાં પી, ન ગફલતસે રહો ઇક દમ,
નશેમે સૈર કર અપની, ખુદીકો તું જલાતા જા—અગર હે૦ ૬
કહે મનસૂર મસ્તાના, મૈને હક દિલમે પહચાના,
વહી મસ્તોકા મયખાના, ઉસીકે બીચ આતા જા—અગર હે૦ ૭

‡ અનલ હક એટલે અહં બ્રહ્માસ્મિ (હું બ્રહ્મ છું.)

"હરિ મુજ હાને આવશે, એવી જો ફરિયાદ;
"કરૂં હાર પલ વારમાં, ઝટપટ જઈ દે યાદ." ૯
સદન જઇ મનસુર કહ્યો, અજબ શાહ સંદેશ;
ભ્રાત ભગિનિ માન્યો નહિં, તેમ સ્વયં આદેશ. ૧૦
રાય હુકમથી તે ક્ષણે, કર્યો રૈયતે ક્રોધ;
મનસુર મસ્તક જૂતિનો, વરસ્યો જાણે ધોધ! ૧૧
મનસુર બહુ નાચે કુદે, શોક ન કરે લગાર;
પુષ્પવૃષ્ટિ થાતાં રડે, થયાં ચકિત નરનાર. ૧૨
ક્રોધાગ્નિ અતિ વ્યાપિઓ, રાય અધર્મી ઊર;
કારણ તેનું પૂછતાં, ગાઇ ગજલ મધૂર. ૧૩
શૂળીની શિક્ષા મળી, ત્યાંય "અનલ-હક" નામ;
પવન પાહિમાં "અનલ-હક," હાલું ન કોઇ હામ. ૧૪
ખાખ રાખ કાગા કરી, ફેંકી દરિયામાંય;
ત્યાંય 'અનલ હક'-'અનલ-હક,' બીજું ના સંભળાય! ૧૫
શાહ પછી પસ્તાઈને, ધરી "અનલ-હક" ધ્યાન;
શિષ્ય થઈ શિર નામિયું, કહાન કરી સલામ ૧૬

## જૈનાચાર્ય લવજીસ્વામી.

(પદ સતરમુ-લાવણી, સવૈયા એકત્રીસા)

દ્વાદશ વર્ષે દિક્ષા લીધી, સવત ઓગણિસો ચોવીશ,
સાઠ વર્ષના સયમ-તપથી, ફેલાઈ કીર્તિ દશ દીશ;
પવિત્ર સ્વામીપદ પામ્યા પણ, નહિ મનમા તેનુ અભિમાન,
જય જય જય શ્રી લવજીસ્વામી, જૈનાચાર્ય મહા વિદ્વાન્–૧

પંચ મકાર ત્યાગ કરવાને, આપ્યો લોકોને ઉપદેશ,
સત્ય શીલ સતોષ સદ્‌ગુણે, ઉજ્વળ હૃદય આદર્શ ઉદ્દેશ;
જન સહુ કાળ ધર્મને પામે, પામ્યા તેમ અચળ સુખધામ,
જય જય જય શ્રી લવજીસ્વામી, નામી પુરુષ પરમ વિદ્વાન્–૨

જૈનશાસ્ત્ર-સિદ્ધાંત સૂત્રની, ક્ષત્રિરાય પર પાડી છાપ,
પર્યૂસણ શ્રી વીરજયતી, પળાય છે પ્રેમે નિષ્પાપ*
શ્રેષ્ઠ જ્યેષ્ઠમલ જેવા શિષ્યો, આપ પ્રતાપ સુબુદ્ધિ નિધાન,
જય જય જય શ્રી લવજીસ્વામી, જૈનાચાર્ય સુજ્ઞ શ્રીમાન્–૩

વાચે બોધ ધોધ વરસાવે, ગાજે કંઇ ગુરુવર ગભીર,
ઉંચા ચારિત્રના અભાવે, અસર ન તેની થાય લગીર,

* કોઇપણ પ્રાણીની હિંસાનો સચોટ નિષેધ કરી તે માટે સખ્ત સજા મુકરર કરાવી

લબ્ધ પણ લવજીસ્વામીજીમાં, આમિ ન તેથી થાય વખાણ,
જય જય જયથી લવજીસ્વામી, મહારથી સ્વામી ગુણખાણ-૪

નામ રાખવા તે ગુરુવરનું, સ્થાપી પુસ્તકશાળ વિશાળ,
વસનદિ ગામે સંઘ સમસ્તે, દર્શાવી વૃત્તિ પ્રેમાળ;
જ્ઞાનસત્ર એ પવિત્ર તીર્થે, શુદ્ધ થાય આબાળ તમામ,
જય જય જયથી લવજીસ્વામી, મહારથી સ્વામી સુખધામ-૫

રાજા રાણા દરબારો ને, વરિષ્ઠ શિક્ષક વર્ગ વકીલ,
દ્રવ્ય-દાન દઇ સંઘ સમસ્તે, દર્શાવ્યું છે ઉદાર દીલ;
વાંચન જ્ઞાન પર્વથી થાએ, જગ-જન સમસ્તનું કલ્યાણ,
જય જય જય શ્રી લવજીસ્વામી, જૈનાચાર્ય મહા વિદ્વાન-૬

આપ તણા ચારિત્ર વિચારો, નિશદિન અમને આવે યાદ,
પવિત્ર પ્રેમ દયાની મૂર્તિ, આપો અમને આશીર્વાદ;
રચી કવિતા રુચિ અનુસારે, કરે કહાન કીર્તિ રસપાન,
જય જય જય શ્રી લવજીસ્વામી, નામી પુરુષ મહા વિદ્વાન-૭

× × ×

## અન્ય પૂજ્ય વ્યક્તિઓ સંબંધી.

### રાજર્ષિ ભર્તૃહરિનો વૈરાગ્ય.

(પદ અક્ષરનું-બંજારા)

"સખી ! પનિયાં ભરન કૈસે જાનાં,
પનઘટપે ખડા હે કાના"—એ રાહ.

સહુ રાજ્ય સંપદા ત્યાગી, ભરથરી થયા વૈરાગી. (ટેક)

વિક્રમ સમ બંધવ જેના, હય-ગજ-રથ સુંદર સેના;
વરહાક વિશ્વમાં વાગી, ભરથરી થયા વૈરાગી. સહુ૦ ૧

અલકાવની સમ ઉજ્જયની, તજિ પટરાણી મૃગનયની;
"મા" કહી મધુકરી માગી, ભરથરી થયા વૈરાગી. સહુ૦ ૨

આપ્યું ગુરૂ ગોરખનાથે, ફળ અમર થવા નિજ હાથે;
આપ્યું પ્રિય પત્ની સુહાગી, ભરથરી થયા વૈરાગી. સહુ૦ ૩

તે અશ્વપાળને આપી, થઇ દુષ્ટિન પિંગળા પાપી;
સુણતાં ઉર જ્યોત જ જાગી, ભરથરી થયા વૈરાગી; સહુ૦ ૪

સહુ રાણીગણ સમજાવે, ચંપાવતિ માત મનાવે;
"તમે તજો જોગ બડભાગી," ભરથરી થયા વૈરાગી. સહુ૦ ૫

ભરથરી-શતક ત્રય રચના, અતિ અપૂર્વ બુદ્ધિ ઘટના;
મન કહાન કાવ્ય અનુરાગી, ભરથરી થયા વૈરાગી. સહુ૦ ૬

## થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી.

(પદ ઓગણીસમું-બંજારા)

તજિ માયા મિથ્યા ભાસી,
થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી. (ટેક)

કાત્યાયનિ ને મૈત્રેયી, બે પત્ની પરમ સનેહી;
તેને દે વિભવ વિલાસી, થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી. ૧
કાત્યાયનિ મન ધન ઇચ્છા, મૈત્રેયી ત્યાગ તિતિક્ષા;
પતિ ઇચ્છા, પૂરિ* પ્રકાશી, થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી ૨
ગૃહસુખ કરતાં સંન્યાસે, ઉર આતમતત્વ પ્રકાશે;
એ લેવા પદ અવિનાશી, થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી. ૩
ચિત દ્વૈત ભાવના છૂટે, અદ્વૈત વિત્ત નવ ખૂટે;
સ્થિર વસ્તુ ઉર ઉલ્લાસી, થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી. ૪
જીવ અમર થતાં શિખડાવે, મૃત્યુભય દૂર કરાવે;
એ વસ્તુ ખોળવા ખાસી, થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી. ૫
સત ચિત આનંદ કરે છે, આલસ્ય-વિષાદ હરે છે;
સંયમ-સંતોષ સમાસી, થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી. ૬
દઇ બોધ ઋષિ ગયા વનમાં, મૈત્રેયિ સાર લઈ મનમાં;
કરિ તૃપ્તિ બ્રહ્મ પિપાસી, થયા યાજ્ઞવલ્ક્ય સંન્યાસી. ૭
દે બ્રહ્મતત્વ સુખશાંતિ, ભાગે ભીષણુ ભ્રમભ્રાંતિ;
હણિ કહાન મૃગ ફકાસી, થયા યાજ્ઞવલ્ક્ય સન્યાસી. ૮

## માતા મદાલસા†

(પદ વીશમું-બંજારા-ત્રિતાલ)

ધન ધન મદાલસા માતા,
શી શક્તિરૂપ વિધાતા! (ટેક)

રાજા ઋતુધ્વજની રાણી, સુખ વૈભવ મિથ્યા જાણી;
થઇ ભક્તિ-મુક્તિ પ્રદાતા,—ધન ધન મદાલસા માતા ૧
નિજ સપ્ત પુત્રને હોંસે, તાર્યા સુબોધ સંતોષે;
પારણિયે ગીતા ગાતાં,—ધન ધન મદાલસા માતા. ૨
રાજર્ષિ ગોપીચંદે, યતિ જાલંદર જોગેંદ્રે;
ગ્રહ્યો માર્ગ એજ સુખદાતા,—ધન ધન મદાલસા માતા. ૩
ચિતમાં ચેતનને જોઇ, પ્રેમે તેમાં મન પ્રોઈ;
કહ્યું તત્વ જ્ઞાની જે ગાતા,—ધન ધન મદાલસા માતા. ૪
એ પ્રેરા માત પ્રસાદી, જોઇ કુપુત્ર મિથ્યાવાદી;
અતિ ઉલટે પૂર તણાતા,—ધન ધન મદાલસા માતા. ૫

* પૂરી કરી † વાંચો "મદાલસાનો પુત્ર પ્રતિ ઉપદેશ"—સુખરૂપ શ્રીસંસાર પૃષ્ઠ ૩૨-૩૩

પિતુ–માતા ઝટ પરણાવે, વળિ વિષયી ગીત સુણાવે,
ત્યાં કહાન અનર્થો થાતા,—ધન ધન મદાલસા માતા ૬

## શકુંતલાને કણ્વઋષિનો ઉપદેશ

(પદ એકવીશમુ–બંજારા, ત્રિતાલ)

સુણ શકુંતલા સુકુમારી,
કહે કણ્વ ઋષિ હિતકારી (ટેક)
હું ધર્મપિતા તુ કન્યા, પાળી તેં શુભ આમન્યા,
નિજ શીલ ફૂલ સભાળી,–કહે કણ્વ ઋષિ હિતકારી ૧
તેં આશ્રમ મુજ શોભાવ્યુ, તિર માલિનિ નીર દિપાવ્યુ,
પુરુ વંશજને થા પ્યારી,–કહે કણ્વ ઋષિ હિતકારી ૨
જો વૃક્ષવેલિ કરમાએ, તુજ જવુ ન લેશ સુહાએ,
વહે હરિણનયનમા વારી–કહે કણ્વ ઋષિ હિતકારી ૩
ધરિ શ્વશુર વડિલમા પ્રીતિ, ધરિ સેવા લે મન જીતી,
મુજ મમતા પ્રેમ વિસારી,–કહે કણ્વ ઋષિ હિતકારી ૪
જોઇ રાજ્ય નહિં હરખાતી, તન જોબનમા મદમાતી,
સહુમા સમભાવ વધારી,–કહે કણ્વ ઋષિ હિતકારી ૫
રાજા દુષ્યંત પ્રતાપી, કોપે કદિ દૂષણ આપી,
થાતી ન અધિર અવિચારી,–કહે કણ્વ ઋષિ હિતકારી ૬
સખિ શોક્ય મર્મમા બોલે, તું થાતી નહિ તે તોલે,
કરતી ન ક્લેશ દુખકારી,–કહે કણ્વ ઋષિ હિતકારી ૭
દૈવી ગુણસાગર દેવી, શી કહાન શિખામણ દેવી?
કર મગળ આશિષ મ્હારી,–કહે કણ્વ ઋષિ હિતકારી ૮

## રાય જનક ને રાણી સુનીતિ

(પદ બાવીશમુ–ત્રિતાલ બંજારા)

શ્રી મિથિલાપુરપતિ જ્ઞાની
હે જનકરાય મમ સ્વામી! (ટેક)
નહિં મુક્તિ રાજ્યપદ તજતા, ઘરઘર કે વન વન ભમતા,
શિર બંનો વેશ નિશાની—હે જનકરાય મમ સ્વામી! ૧
પંકજમા પદ્મ રહે છે, શી આગે ગવ ગ્રહે છે,
નિર્લેપ આપ નિષ્કામી,—હે જનકરાય મમ સ્વામી! ૨
છોડીને દ્વૈત અદ્વૈતે લો ક્ષાત્રધર્મ વ્રત પ્રીતે,
એ અતિ ઉચિત નહિ હાની,—હે જનકરાય મમ સ્વામી! ૩
સત્ જ્ઞાન મતયિદાભાસે, અઘ ઓઘ અવિદ્યા નાસે;
વ્યક્તિગત દોષ વિરામી,—હે જનકરાય મમ સ્વામી! ૪

સરસ્યો રહિને સંસારે, જે સત્ સ્વરૂપ નિર્ધારે;
લે નિજાનંદ નિર્વાણી,—હે જનકરાય મમ સ્વામી! ૫
અહિ ત્રિદંડ ખપ્પર ઝોળી, સર્વાંગ વિભૂતિ ચોળી;
મળશે શું અંતરયામી?—હે જનકરાય મમ સ્વામી! ૬
મંગળ માતુનિ ઉપદેશે, મન મુક્તિ કાં'ન મિથિલેશે;
કર્યું રાજ્ય શ્રેય સુખધામી,—હે જનકરાય મમ સ્વામી! ૭

## સૂર-ચિંતામણી.

(પદ ત્રેવીશમું-બંજારા, ત્રિતાલ)

સુણુ ચિંતામણિ મુજ માઈ, કહે સુરદાસ શરમાઈ. (ટેક)
જ્યમ શુકમુનિએ રંભાને, ઉપદેશ કર્યો હરિ ધ્યાને;
સમ ચલવી તેં ચતુરાઈ, કહે સુરદાસ શરમાઈ. ૧
તુજ પાડ કેટલો માનું? તુજ પુણ્ય નહિં આ ન્હાનું;
તું સત્ય શક્તિ સુખદાઈ, કહે સુરદાસ શરમાઈ. ૨
તેં વીષ વિષયથી વારી, દુર્મતિ દુર્ગતિ નિવારી;
ગાણું મંગળ મોદ વધાઈ, કહે સુરદાસ શરમાઈ. ૩
સહુ દોષ દષ્ટિનો ધારી, લઇ શૂળ નેત્રમાં મારી;
કરિ હરિ ભક્તિ હરખાઈ, કહે સુરદાસ શરમાઈ. ૪
પદ સવાલક્ષ ગુણ ગાયા, સુરશ્યામ અમર થઇ કાયા;
કીર્તિ કહાન જગ છાઈ, કહે સુરદાસ શરમાઈ. ૫

## મિરાંબાઇના સોળ શણગાર.

(પદ ચોવીશમું-ગરબો)

મિરાંબાઈ સોળ સજી શણગાર, (કે) ચાલ્યાં સાસરે રે લોલ;
હાંરે એતો રીઝવવા ભરતાર, પલક ના વીસરે રે લોલ. ૧
હાંરે દશરા દીવાળી પર્વ, હર્ષ મન સર્વને રે લોલ;
હાંરે મિરાં ઉત્સવનો ઉછરંગ, રંગ ગધર્વનો રે લોલ. ૨
હાંરે એના દેશનું નામ અગમ્ય, ગમ ન કોને પડે રે લોલ;
હાંરે જ્યાં પ્રેમપયોનિધિ ભ્રહ્મ, હંસ કેલિ કરે રે લોલ. ૩
હાંરે એ દેશથી કાળજ દૂર, સદા ડરતો રહે રે લોલ;
હાંરે ત્યાં મિરાં કર્યું પ્રયાણ, સાર વિરલા લહે રે લોલ. ૪
હાંરે મિરાં ઓઢયું લજ્જા ચીર, ચટક હરિ ચૂંદડી રે લોલ;
હાંરે મિરાં ચતુરાઈ ચણિયો ચિત્ત, કુલીનતા કાંચળી રે લોલ. ૫
હાંરે મિરાં ઉબટન* સદ્‌ગુરુ જ્ઞાન, ધ્યાન તન સ્નાનનું રે લોલ;
હાંરે મિરાં શ્રવણ કર્ણફુલ નામ, શ્રી સુંદરશ્યામનું રે લોલ. ૬

* સુગંધી ઓટણ

ગુરુવાર શુદી તિથિ પ્રથમા, ઘટસ્થાપન નવરાત્રમહિમા;
ધજા કળશ સોહે શુભ સદને, નર નાર પ્રફુલ્લિત વદને. ૮
લઈ અબિલ ગુલાબ રંગોળી, પૂજે ગૌરી, કુમારિકા ભોળી;
માગે ભર્તાર રસિક ચતુર, આયુ-વિદ્યા-લક્ષ્મિ ભરપૂર. ૯
ઉત્સવ દર્શન દેવ આનંદ, ભાસે શ્રદ્ધાળુને સુખકંદ;
ધર્મબોધ સાથે રાજરીતિ, પ્રેમ-શૌર્યની થાય પ્રતીતિ. ૧૦
ભરી સભા આપો વ્યાખ્યાન, દાખો સ્વદેશનું અભિમાન;
માગો શાલિવાહન સમ ગાય, કાન ધન્ય અચળ યશકાય. ૧૧

## ચૈત્રી નવું વર્ષ-શાકે ૧૮૬૦

( પદ સતાવીશમું-ધન્યાશ્રી )

ચૈત્રે ચિંતન કરિયે, હરિનું ચૈત્રે ચિંતન કરિયે. (ટેક)
સુવર્ણ કળશે ગુડી દર્શને, શુભ નિજ મન્ને કરિયે,-હરિનું૦ ૧
વ્યોમ[૦]-રસ[૬]-વસુ[૮]-વસુધા[૧]સુખદા, શક*નિશક ઉચ્ચરિયે,-હરિનું૦ ૨
"બહુધાન્ય"+ શક બહુ માન્ય છે, રંકોદરને ભરિયે,-હરિનું૦ ૩
મધુમાસ શુભ ભૃગુવાસરે, નવીન વર્ષને વરિયે,-હરિનું૦ ૪
રાજર્ષિ શાલિવાહનના, ગુણગૌરવ ઉર ધરિયે,-હરિનું૦ ૫
શરણુ થઈને રણમાં ઘુમ્યા, અર્પ્યાં રાજ્ય અરિયે,-હરિનું૦ ૬
દિવસ દીર્ઘ ને નિશિ ન્હાની ત્યાં, નિશિચર ભય નહિ જરિયે,-હરિનું૦ ૭
ક્રાન્તિકારી યુગ પરિવર્તનના, વિજયોત્સવ ઊજવિયે,-હરિનું૦ ૮
નવીન વસ્ત્ર પરિધાન કરીને, દેવ-દર્શને જઈયે,-હરિનું૦ ૯
આપ્ત મિત્રને હળિયે મળિયે, સુખદ સુવચનો કહિયે,-હરિનું૦ ૧૦
નવિન આશ અભિલાષ સ્વમને, ધાર્મિક હૃદયે ધરિયે,-હરિનું૦ ૧૧
વિપ્રવૃંદને આશ્રિતજનને, દાન માનમહ દઈયે,-હરિનું૦ ૧૨
ધર્મ ધૈર્ય ને ટેક વિવેકે ભય ભ્રમ હરકત હરિયે,-હરિનું૦ ૧૩
સત્ય સનાતન સ્વધર્મ સમજી, પ્રપચને પરહરિયે,-હરિનું૦ ૧૪
પરત્રિય પરધન પરપીડાનાં, પાતકથી થરથરિયે,-હરિનું૦ ૧૫
ઉત્તમ ઉદ્યમ બુદ્ધિપ્રભાવે, કાર્ય રૂડાં આદરિયે,-હરિનું૦ ૧૬
કપટી ક્રૂર કુટિલ આશા તજી, સુપથ ગ્રંથે તરિયે,-હરિનું૦ ૧૭
ચિંતન ચિદ્ઘન ચરણકમલનું, ફરિ ન જનમિયે મરિયે,-હરિનું૦ ૧૮
દુસ્તર ભવસાગર જળ તદપિ, ધ્યાન પાર ઉતરિયે,-હરિનું૦ ૧૯

પુરાણુ[1] શત[2] સંવત અને, ઊપર એકાવન;
મંગલમય મધુ[3] માસ ને, બુધવાસરે પ્રસન્ન. ૨
શ્રી શ્રીમુખ સંવત્સરે, સાધ્યો ઉત્તમ યોગ;
યાચું તે ઐશ્વર્ય ને, ધૈર્ય વીર્ય સયોગ. ૩
બ્રહ્માએ સૃષ્ટિ કરી, આજ થકી નિર્માણ;
વસુ ઇંદ્રપદ પામિયા, તપ પ્રભાવ પ્રમાણ. ૪
ચૌદ વર્ષ વન ભોગવી, સીતા સતી સહીત;
રામ અયોધ્યાનગરમાં, કર્યો પ્રવેશ પુનીત ૫
વસ્ત્ર અને આભરણનાં, દીધાં વિધ વિધ દાન;
સુરનર અજર અમર થયા, તે આ સુદિન મહાન. ૬
જય યશ ધજા ફરૂકતી, કનક કળશ મહીર;
બાળ યુવા સહુએ ધર્યાં, ચારૂ ચીર રૂચીર. ૭
અશોક કલિકા કે લનું[4], ભક્ષણ શુકન ગણાય,
રક્ષણ કરે શરીરનુ, લક્ષણ વૈદ્ક ન્યાય. ૮
પ્રતિષ્ઠાનપુર[5] પ્રગટિયા, માત સુમિત્રા તન;
નાગરાજકુળ નરમણી, શ્રી શાલીવાહન. ૯
પંચમ વર્ષે રાજ્યતી, રમત રમે તે બાળ;
ન્યાય વાત સહુને કહે, નીતિ નિયમ વિશાળ! ૧૦
માટીનાં હય ગજ રચે ઢાલ તોપ તલવાર;
શત્રુ સામે ઝૂઝતાં, કરે વિજય ટકાર! ૧૧
તરુણ અવસ્થા તેજ ને, વિદ્યા-વિર્ય વિચિત્ર,
બાળક બુદ્ધિનિધાનના, સકલ પ્રબંધ પુનીત! ૧૨

* * *

મ્હોટા માળવ પ્રાંતમા, રમ્ય પુરંદર શ્હેર,
ધન ઢય ધનજીશાહના, પુત્ર ચતુર શુભ પેર ૧૩
મૃત્યુ જાણિ સમીપ ને, શેઠે કરી વિચાર,
ચાર કળશ ભરિ નામ લખિ, દાટયા ગુપ્ત પ્રકાર ૧૪
સ્વર્ગે શેઠ સિધાવતાં, કામિની માડયો કલેશ,
બંધવ સહુ છૂટા પડયા, લેવા લાભ વિશેષ ૧૫
ખોદિ ભૂમિને કાઢિયા, ચારે કળશ બહાર,
અસ્તિ 'મૃતિકા' અગ્નિ ને ચોથા ભસે પ્રકાર. ૧૬
ગમ ન પડે કઈ ભાતને, ગયા ઉજ્જેણી રાજ,
વિક્રમને વિનતી કરે, "કરો ન્યાય મ્હારાજ" ૧૭
"કાણુ ન્યાયનું કામ આ, કરે વિબુધ નર નેહ,"
આપુ કન્યાદાન હું, વિક્રમ નિઃસંદેહ. ૧૮

૧ અઢાર ૨ સો(૧૦૦) ૩ ચૈત્ર ૪ લીંબડાના કુણા પાન ૫ પૈઠણ. ૬ હાડકાં ૭ માટી.

નાગપુત્રને ખબર થઈ, કીધો તેણે ન્યાય;
અગ્રગત ભાખ્યું સર્વને, ભાગ લાગ મહિમાય. ૧૯
અગ્નિ કળશનો અધિપતિ, લે હય-હસ્તી-દાસ;
મૃત્તિકાપતિ ભૂમિનગર, ખેતર ગામ ગરાસ ૨૦
ધાતુ સપ્ત સોહામણી, હેમ નગના નંગ;
વહ્નિપાત્રનો અધિપતી, લે ઉર ધરી ઉમંગ. ૨૧
મજિઠ કાષ્ટ કપાસ ને, તલ જવ મગ સહુ ધાન્ય;
છાલ છોતગનો ધણી, કરે સુખેથી માન્ય. ૨૨
સુણી શાલિવાહન સુજશ, મગલ મોદ ગવાય;
દીધું કન્યાદાન શુભ, વિક્રમ હર્ષ ન માય. ૨૩
કાન શાલિવાહન સુજશ, મહિમા અપરંપાર;
ગાય સુણે તે સર્વદા, પામે જય જયકાર. ૨૪

## જરથોસ્તનો જય

( પદ અઠાવીશમું સવૈયા એકત્રીસા. ચાલ લાવણી )

સોનાના સૂરજ ઊગ્યા ને, રૂપેરી જગ ઝાકઝમાળ,
યઝદેજરદી સને તેરસો, અષ્ટ કમળદળ નવલું માળ;
રહેનશાહિની શાહિ પટેટી, મહા માંગલિક મગળવાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૧

સપ્ટેમ્બર પચ્ચીસ તારીખે, ઓગણિસો ને આડત્રીશ
વિષ્ણુના પચમ અવતારી, જન્મ્યા વામનજી જગદીશ;
ઘર ઘર સુંદર રંગરાગ ને, ખાનપાન આનંદ અપાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૨

તહ્રિગનના શુભ રયનગરે, વર્ષ ચૌદસો ઉપર આપ,
જન્મ ધરી પેગમ્બર જાને, ધર્મધુરંધર પાડી છાપ;
જાદુ-વ્હેમ-પ્રતિમા પૂજાના, પાડવા ખગ વિચ રો બહાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૩

નામ પિતાનું પોરશસ્પ ને દોગ્ધા માતા સતી સુજાણ,
ધન્ય ભાગ્ય ને ધન્ય વિધાતા, ફરેદુન ઓલાદ પ્રમાણ;
અહુરમઝદ ફરમાન પ્રમાણે, કર્યો સુધારાનો સંચાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૪

માજિ નામના મતવાદીઓ, પાછ દેતા'તા દુબોધ,
અદાત કરીને તેનો જાને, બુદ્ધિબળથી કર્યો વિરોધ;
જેની વતનના હટાગાથી, બલખ જવાને નીકળ્યા બહાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૫

ખુદા સર્વથી ઉચ્ચ આદિ ને, સત્યતણો ચાહક સર્વેશ,
નક્કી એ ત્રણ ખરા ખ્યાલનો, હિંમતથી આપ્યો ઉપદેશ;
મામા શત્રુ ઘણા થયા પણ, લેશ નહિ કીધી દરકાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૬
ઉસ્તાદોની સભા ભરીને, ગુસ્તાસ્પે ચલાવી તકરાર,
ધર્મ વિષયમાં જીત્યા તો પણ, ઇર્ષાળુનો થયા શિકાર;
કેદ કર્યા રાજા ગુસ્તાસ્પે, તથાપિ આપ કર્યા ઉપકાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૭
ધર્માત્મા પર ધાડ પાડતા, પોતે પીડાયો ભૂપાળ,
તન-મન અતિ અશક્તિ આવતાં જાણ્યું નજદિક આવ્યો કાળ;
જાણ થતાં જરથોસ્તે તેને, ધર્મ પાળવા કર્યો કરાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૮
કર્યું કબૂલ ગુસ્તાસ્પે ત્યારે, દીક્ષા દઇ આપ્યો આરામ,
પેગમ્બરની વધી પ્રતિષ્ઠા, શિષ્ય થયા બહુ ઠામોઠામ;
વર્ષ ચાલિસે જુવાન વયમા, કર્યા આપ ધર્મી અવતાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૯
દુષ્ટ તર્કની સમશેરેથી, સિત્તોતેરે તજ્યુ શરીર,
ધર્મસુધારક વીરવિયોગે, દુનિયા બધી થઇ દિલગીર;
દેહ ગઈ પણ રહી બ્હેકતિ, સુવાસ કીર્તિ અપરંપાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૧૦
પેગમ્બર સાહેબ પ્રમાણે, સંકટ સમયે અરપે શીશ,
મહાન ધર્મથી નામ રહે ને, જગ સમસ્ત આપે આશીષ;
નવાં વર્ષમા નિશ્ચે તે પર, રીઝે અહુરમઝદ દાદાર,
પેગમ્બર જરથોસ્ત અને સહુ, જરથોસ્તીનો જયજયકાર. ૧૧

## જીજસ ક્રૈસ્ટની મહત્તા.

( દોહરા )

ધન્ય જાન્યુઆરી સરસ, પ્રથમ માસ શુભ વર્ષ;
ઇસ્વિસન ઓગણીશ ને, ઓગણત્રિશ આદર્શ ૧

ભક્તિ નીતિ પ્રીતિ તથા, શુદ્ધ દયા સિદ્ધાંત;
વળી સમરપણ આત્મનુ, ઇસુ એક દૃષ્ટાંત. ૨

ડીસેમ્બર પચ્ચીશમી, નિર્મળ દિન નાતાલ;
બેથ્લેમ-પાલેસ્ટાઇનમાં, જન્મ્યા ક્રાઇસ્ટ કૃપાળ. ૩

ધન્ય દિવસ અક્ષય ખરે, ધન્ય ઘડી પલ વાર;
સત્યમૂર્તિ જીજસ ધર્યો, અવની પર અવતાર. ૪

ગજ તાજ અંગ્રેજના, એજ પરમ પરમેશ;
દીપોત્સવિ સમ પર્વનો, હર્ષ વિશેષ વિશેષ. ५

ત્રીશ વર્ષની વય થકી, કર્યો ધર્મ ઉપદેશ;
તેને બહુ ધર્માંધ જન, આપ્યો ત્રાસ વિશેષ. ६

ગ્રામવાસિ દુશ્મન થઇ, દેવા લાગ્યા દુઃખ;
નગર છોડિ જાતે ગયાં, "કાપરનોમ" પ્રમૂખ. ७

તો પણ ક્રૂર દુરીજનો, જંપ્યા નહિ લગાર;
ઓઢાડી અતિ આળ ને, આપ્યું દુઃખ અપાર. ८

સત્ય ક્ષમાની મૂર્તિયે, તેનું કીધુ ક્ષેમ;
કારણ ઉરમાં સર્વ પર, પ્રેમ પ્રેમ ને પ્રેમ ९

પરિણામે શુળી મળી ઇસ્વીસન તેત્રીસ;
દશ દિશ જશ જય વર્તિયો, સૌએ નામ્યાં શીશ. १०

નહિ ગજ્ય મત્તા કંઇ, નહિ વિદ્યા વ્યાસંગ;
તે દેશ વિષે દાખવ્યો, ધર્મ પ્રેમ શ્રી રંગ. ११

નિજની નહિ કંઇ સ્થિતિ, નહિ શિષ્યો વિદ્વાન;
છતાં ઇસુ મહર્ષિ થયા, રોમ રાજ્યમાં માન્ય. १२

પચ્ચીસ કોડીથી વધુ, થયા શિષ્ય તે ઠામ;
દશમા સૈકાનોજ એ, ધર્મ વિજય સુખધામ. १३

તજનપતાં દિન દીનનો, કરવાને ઉદ્ધાર;
ખચિત આ અવનિ વિષે, ઇસુખ્રિસ્ત અવતાર. १४

પાપ તણો ધિક્કાર પણ, પાપીપર બહુ પ્યાર;
પરમાર્થી પરાર્થી, અમર અમળ આધાર. १५

સત્ય શીલ વ્રત પાળના, હરિશ્ચંદ્ર નળ રામ;
કષ્ટ સહન જાતે કર્યાં, તેમ ઇસુ બળવાન. १६

પવિત્ર પ્રેમના દર્શને, નિર્મળ મનડુ થાય;
મહાન યશ ગુણ કીર્તને, મન વર્તન બદલાય. १७

નીર ક્ષીર જૂદાં કરી, કરો ક્ષીર પય પાન;
કાન સાર સદ્ગુણ અહો, હંસ સમા ગુણવાન. १८

* * * *

મુંબઇ "સાંજવર્તમાન" તા ૩૧-૧૨-૩૮ના અંકમાં તથા અમદાવાદ "સત્યોદય" માસિકના જાન્યુઆરી સને ૧૯૩૯ ના અંકમાં આ કવિતા છપાઇ છે

(જીજસ ક્રૈસ્ટના આદેશ.)

શુદ્ધ ધર્મનું રાજ્ય તે, તેને છે નહિ દૂર;
જે ઉર પશ્ચાતાપથી, તપી રહ્યું ભરપૂર. ૧
ધર્મ પ્રેમિને પ્રેમથી, નિર્ગુણ દે દર્શન;
અભય દાન દેનાર પર, તેમજ પ્રભુ પ્રસન્ન. ૨
પરમાર્થે જે વેઠશે, દુખ આપત્તિ ત્રાસ;
વળિ ઇશ્વરમાં રાખશે, સંપૂરણ વિશ્વાસ. ૩
ભવિષ્યવેત્તા ભક્ત પ્રભુ, રચ્યા ધર્મના ગ્રંથ;
તે જાણી નિજ જન્મનો, સાર્થક કીજે પંથ. ૪
તામસ હત્યારા અને, હિંસક હલકી જાત;
દૂર રહી તેનુંય પણ, ભલુંજ કર ભલિભાત. ૫
મન મલિનથી નીપજે, ઘોર કર્મનાં પાપ;
માટે મન આધીન થઈ, રખે ન ખાશો થાપ. ૬
નેત્ર ભૂનવે તો તુરત, તેને કાઢી નાખ;
હસ્ત હવસ વશ થાય તો, તેને પણ નહિ રાખ. ૭
દેહ દીવડો આંખ છે, આંખે પીખ ન ચાખ;
દીપક દેહ પ્રકાશવા, આંખજ ચોખ્ખી રાખ ૮
જારકર્મના દોષ વણ, તજે ત્રિયાને જેહ;
ઘોર નરકની યાતના, તેને નિઃસંદેહ. ૯
લપાટની લપડાકથી, થાય ગાલ તુજ લલ;
ગાળ વદ્યા વણ તે કને, ધર ઝટ બીજો ગાલ ૧૦
દુશ્મન તુજને દુખ દે, તું દે આશીર્વાદ,
ભુંડાનું પણ કર ભલું, તજી વૈખરી વાદ. ૧૧
રહી મૌન એકાંતમાં, ધર ધરણીધર ધ્યાન;
તજી માનના લોભને, ગુપ્તજ દેજે દાન. ૧૨
અહિંનું મહુ અહિંયા રહે, નટચા લાખો દામ,
સ્વર્ગે જો તે જોઇએ, દે ધર્મે સુખધામ. ૧૩
"શુ ખાશું શુ પેરશુ" નહિ કંઈ ફિકર કરીશ,
આજ આપ્યું તે કાલ પણ, દેશે શ્રીજગદીશ. ૧૪
શોધી તેના રાજ્યને, પવિત્ર પદને પામ;
સર્વે વસ્તુ સાંપડે, ખાનપાન આરામ ૧૫
ખોટી ફુકુંન કાળજી, ખોટા તર્કો ખ્યાલ;
પાળક પડે પાળશે, મહાય દીનદયાળ ૧૬
અવર કને જે પ્રિચ્છીયે, થઇયે તેવા આપ;
ન્યાય નીતિનું તત્ત્વ એ, કહાન મનમાં થાપ. ૧૭

## નાતાલ અને ઈસ્વીસન.

( પદ ત્રીશમું-ચોપાઈ ત્રિતાળી. )

રાજ્યભક્તિ સૂચક શુભ પર્વ, નામ "નાતાલ" પણ, તાલ સર્વ;
સને ઓગણિસો પાંતરીશ, નવલ અંક નિઃશંક લખીશ. ૧
ધમ્ય. જાન્યુઆરી માસ। આજે, યેગ ધૃતિ-વૃત્તિ શુભ સાજે;
માસ માર્ગશિર્ષ શિરછત્ર, બાલવ કરણ વિશાખા નક્ષત્ર. ૨
કૃષ્ણ પક્ષ શ્રીકૃષ્ણુમાં લક્ષ, કૃપાનાથ કૃપાળ પ્રત્યક્ષ;
તિથિ સફળા સફળ કરનારી, માસ મંગળ મગળકારી. ૩
દિવસ દીવાળી જેવો ઉલ્લાસ, ગાન તાન ને પ્રેમપ્રકાશ;
જશ ઇષ્ટ ક્રાઇસ્ટના સુણતાં, જન જય જય જય જય ભણતાં. ૪
પાપી પામરના શ્રેય અર્થે, લીધો જનમ શ્રીઇસુ સમર્થે;
જોઈ સંકટ કંટક ઝાડી, ધીરવીર ધપ્યાજ અગાડી. ૫
દેવ દાનવનું જુદ્ધ જેવું, ઇસુ વ્હેમિ અણુહનુ તેવું;
સહ્યાં કષ્ટ સહી કારાવાસ, તોય લેશ થયા ન હતાશ. ૬
વય તેત્રીસેં બ્હાર પડીને, લોક કલ્યાણ કીધું લડીને;
સને તેંત્રીસે અર્પ્યાં પ્રાણ, શૂળી શળ સહી નિરવાણ. ૭
તેના તેંત્રી કોટિ થયા શિષ્ય, ધન્ય ધર્મમૂર્તિનું ભવિષ્ય;
ઇસુ સૃષ્ટિ ઉપર તે પ્રકાશે, નહિ ઇસુ થયો કોઈ થાશે. ૮
નીતિ-ધર્મ-ક્ષમા-પ્રેમ જ્યાં છે, ઇસુઅંશ પ્રતિનિધિ ત્યાં છે,
આર્ય-અંગ્રેજ આદર્શ એક, એવા યોગ આ વર્ષે વિશેક. ૯
મોટા ઉમરાવ ને રાય રાણા, ધન્ય ધનિક ને નરવીર શાણા;
માન પાન શ્રી સમ્રાટ્ આપે, વ્યાપે ઉત્સાહ તેજ પ્રતાપે. ૧૦
શ્યામ ગૌરંગ થઈ એક રંગ, રમો બેટા મળી મન ચગ,
ફલાહાર દ્રાક્ષારસ પાન, હસ્તમેળાપ શુભ સન્માન. ૧૧
મળી મંડળીઓમાં ભાઈ, ગાઓ ઇસુ સુજશ સુખદાઈ;
ચાહો સર્વે સ્વદેશકલ્યાણ, લહો કાન મનુજ જન્મ લ્હાણ. ૧૨

## સાલ મુબારક.

( પદ એકત્રીશમું-ધન્યાશ્રી. )

સુખકર નવલું સાલ, સહુને સુખકર નવલું સાલ. (ટેક)
મંગળ[3]-મૂર્તિ[3]-ભક્તિ[9]-ચંદ્રમા,[1] ઇસ્વી વર્ષ વિશાળ;*
જાન્યુઆરિ પ્રથમા શશિવારે, રાશી યોગ રસાળ;-સહુને૦ ૧
ધર્મ પ્રવર્તક ઇજસ જન્મ્યા, નિર્મળ દિન નાતાળ;
ઈશ્વર અંશ અકળ અવતારી, પતીતના પ્રતિપાળ.-સહુને૦ ૨

* વામાંક-ઈ. સ. ૧૯૩૩ ત્રિવિધ મંગળ—(૧) આશિર્વાદાત્મક (૨) વસ્તુનિર્દેશાત્મક (૩) નમસ્કારાત્મક. ત્રિમૂર્તિ—(૧) બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) મહેશ. નવધાભક્તિ સુપ્રસિદ્ધ છે.

સત્ય-તપ-વ્રતે જેવું અચળ છે, નામ અમર પ્રેમાળ;
સત તેનો યશસ્યો ચાલે છે, દિન-રજનીની ચાલ.-સહૂને૦ ૩
ધર્મધ્વજ ગગને ફરકાવ્યો, ધરી ક્ષમા કર ઢાલ;
સહ્યાં સંકટો કારાગ્રહનાં, અધમ અસત્ અરિઆળ.-સહૂને૦ ૪
દર્શન પરસન મન મંદિરિયે, દીસે ઝાકઝમાળ;
બાહિર ઠાઠ નઠારા લાગી, ભીતર પ્રભુને ભાળ.-સહૂને૦ ૫
એવાં ઉપદેશામૃત સિંચી, લીધિ સુહૃદ સંભાળ;
માગ્યા હક્ક સમાન સર્વના, માન્ય કર્યા મહિપાળ.-સહૂને૦ ૬
રામ રૂઠતાં મિત્ર ખૂટતાં, બન્યાજ સિંહ શિયાળ;
પ્રાણાંતે પણ સત્ય ન છોડ્યું, સ્મર્ણ રહ્યું ચિરકાળ-સહૂને૦ ૭
આજ કાલ બહુ ધર્મ ધતિંગે, ચાલી રહી ધમાલ;
વચનભંગ કરિ રંગ બગાડે, કૃપણ અંગ કંગાળ.-સહૂને૦ ૮
કેળવણીના ખર્ચ વધ્યા ને ઘેર ઘેર હાય વરાળ,
ખૂરી દાનતે "લા" લેવાથી, માને મન નિહાલ.-સહૂને૦ ૯
નૂતન વર્ષે ક્ષમા દાન દો, ક્હાન દીનદયાળ;
વૃદ્ધ વચન વિશ્વાસ વધારો, ઉરમાં વિમલ વહાલ.-સહૂને૦ ૧૦

*  *  *  *

(છંદ ભુજંગી)

સને ઓગણી શુદ્ધ પાંત્રીશ સાલ, સુભાનુ[1] ભૃગુ[2] યોગ[3] શોભે રસાળ.
પ્રભાતે પડે તોપ ને વ્યોમ ગાજે, ઈસુના નવા વર્ષનો હર્ષ આજે. ૧
દિવાળી સમી દીપતી દીપમાળ, મળ્યા લોકના થોક જોવા વિશાળ;
ધિમા ઢોલ દુંદુભિ વાજીંત્ર વાજે, ઈસુના નવા વર્ષનો હર્ષ આજે. ૨
થતી ખેડકા શેઠની ઠામ ઠામે, દરિદ્રી લઈ દાન ને દુઃખ વામે;
નવી ધામધૂમો નવા રંગ રાજે, ઈસુના નવા વર્ષનો હર્ષ આજે. ૩
મળે માન ને ચાનનાં આજ લ્હાણાં, થઈ ખૂબ એવુ ગણે લોક શાણાં;
દુખીને દિયે સૂખડી સૂખિયાં જે, ઈસુના નવા વર્ષનો હર્ષ આજે. ૪
ઘણા ઘાતકી લોકનો જોઈ ત્રાસ, ગયા ત્રીશ વર્ષો શું એકાંતવાસ!
સહ્યાં સંકટો સત્ય ને ધર્મ કાજે, ઈસુના નવા વર્ષનો હર્ષ આજે. ૫
સુણી જોન સાધુતણો કેદવાસ, પડી બ્હાર પામ્યા સુકીર્તિ પ્રકાશ;
દિવા શુદ્ધ આદેશ મોટી સમાજે, રૂડે તે ઈસુનું નવું વર્ષ આજે. ૬
પુરા દીન ચાળીશનાં વ્રત્ત પાળ્યાં, નહિં અન્ન કે નીરનાં નામ ભાળ્યાં;
રિપૂએ સ્તુતિ ગાઇ એકી અવાજે, રૂડા તે ઈસુનું નવું વર્ષ આજે. ૭

૧ સંવત્સર. ૨ શુક્રવાર. ૩ શોભનયોગ

બુરી બુદ્ધિના દીર્ઘ દોષો જણાવ્યા, બુરાને પ્રીતિપાઠ ભાવેં ભણાવ્યા;
કર્યાં શુભદાનો કહ્યાં ના જરા જે, ભલા તે ઇસુનું નવું વર્ષ આજે. ૮

ભલાસું ભલાઈ નહિં એ ભલાઈ, ભલાઈતણો માત્ર આભાસ ભાઈ;
બુરાસું ભલાઈ કરી દીલ દાઝે, ભલા તે ઇસુનું નવુ વર્ષ આજે. ૯

થયા કોટિ જિજ્ઞાસુઓ શિષ્ય શુદ્ધ, કર્યો આપ ઉદ્ધાર ઇસુ પ્રબુદ્ધ;
તરી પાર પામ્યા ચ્હડિ ધર્મજહાજે,[1] ગુરૂ તે ઇસુનું નવું વર્ષ આજે. ૧૦

ખરા ખ્રિસ્તિઓને નથી ભેદ ભાવ, નથી દભ કે દીલમાં દાગ દાવ[2];
દુઃખી દર્દિને ના કદી દૂભતા જે, દયાળૂ ઇસુનું નવુ વર્ષ આજે. ૧૧

સને ત્રીસની ત્રીસમી[3] માસ ચોથે,[4] કર્યો સ્વર્ગમાં વાસ ક્રાઇસ્ટ પોતે;
ખરા ભક્તચિત્તે વિભૂ તે વિરાજે, ખુદાઇ ઇસૂ વર્ષનો હર્ષ આજે. ૧૨

કુબુદ્ધિ કુટેવો જવા ઝેર વેર, રચ્યા ક્હાન આનંદથી છંદ તેર;
સુભાશીશ દે ઊર ઊગી ઉપા જે, ઇસૂના નવા વર્ષનો હર્ષ આજે. ૧૩

× × × × × × × ×

(પદ બત્રીસમું–કાફી)*

સાલ મુબારક હો સહૂને, સાલ મુબારક હો. (ટેક)
દેજો દેજો પ્રભુજી અમને, બુદ્ધિ સદ્‌ગુણ હો;
તન બળ દેજો, મન બળ દેજો, જનબળ દેજો હો. સહૂને૦ ૧

સૌભાગ્યવતીને પતિસુખ સાચુ, અવિચળ દેજો હો;
કુમારિકાને વિદ્યા સાથે, બંધવનું સુખ હો. સહૂને૦ ૨

વિધવાઓને હૃદય વસીને, ભક્તિ ભરપૂર હો;
ભગિનીભાવ સહૂને દેજો, સુમતિ સુગતિ હો. સહૂને૦ ૩

અનુકુળ વરસાદે ખેતીની, અતિ આબાદી હો;
વ્યાપારે ને વિવિધ કળાએ, ઘર ઘર મગળ હો. સહૂને૦ ૪

મરકી મ્હામારી અગ્નિના, તાપ સમાવો હો;
પામર રંક દીન જાણીને, તાત તરાવો હો. સહૂને૦ ૫

રાજ્ય પ્રજાના વિગ્રહ સર્વે, નાથ નિવારો હો,
સંપ પ્રેમ આનંદ આપો, જય જય સત્વર હો. સહૂને૦ ૬

---

૧ વહાણે ૨ સ્પષ્ટ યુક્તિ. ૩ તારીખ ૪ એપ્રીલ. * આ કવિતા મ્હારાં સ્વર્ગસ્થ પત્નીએ રાજકોટ સ્ત્રીસુબોધિની સભામાટે રચી ગાએલી તે અપૂર્ણ હોવાથી પૂરી કરી અત્રે આપી છે

## खंड ५—एकेश्वरनी स्तुति, भक्ति.

(પદ પહેલું-રેખતો, તાલ દાદરો.)

લાગી છે એક આપની લગન લગન લગન,
કરી શકે શું સામટાં, વિઘ્ન વિઘ્ન વિઘ્ન.—(ટેક)
ઈસુ અને મનસૂર નહિ મોતથી ડર્યા,
કર્યો ખુશીથી કાયનો, યગન યગન યગન.—લાગી છે એક૦ ૧
નળરાય હરિશ્ચંદ્ર, રામ નામ અમર છે,
ભાજે ન યશઃકાયને, અગન અગન અગન—લાગી છે એક૦ ૨
કરી દુષ્ટતા દુઃશાસને, સતીને સતાવવા,
થવા ન દીધ દ્રૌપદી, નગન નગન નગન—લાગી છે એક૦ ૩
મર્દાઈ માન મર્તબો, સહુ દૂરે થયાં,
રહ્યો ન રિપુ કોઈ સહુ, સજન સજન સજન—લાગી છે એક૦ ૪
નહિ દેશ કે વિદેશ, ઝાડ પાન સગિઓ,
પડી જ્યાં સાંજ વ્હાલું તે, વતન વતન વતન—લાગી છે એક૦ ૫
ફકીરી હાલમાં અમીરીની મઝા જુદી,
કહાન ભજન રંગમાં, મગન મગન મગન.—લાગી છે એક૦ ૬

(પદ બીજું)

કરો કૃપા કૃપાળ! હવે વેળ તો થઈ.
રહ્યો ન કોઈ સગિ, એકલો પડ્યો અંહી—કરો કૃપા૦ (ટેક)
તનને ન દાજ તો પછી, જનને તે શી દયા?
અતિ આસ સગાંઓ સહુ, ગયાં તજી દઈ.—કરો કૃપા૦ ૧
શઠનેજ માની સુજન, પડ્યો મોહ પાશમાં,
અસહ્ય વેદના અને અનીતિઓ સહી—કરો કૃપા૦ ૨
પ્રિય માત તાત ભગિની ભ્રાત, પ્રેમ વીસરી,
પ્રપંચિ લોભ મોહ-પાશમાં ફસ્યો જઈ—કરો કૃપા૦ ૩
અંગે થયું અપંગ, કહાં કોણને મળું?
મતિ ગતિ અતિ મંદ, યાદદાસ્ત ના રહી—કરો કૃપા૦ ૪
આયુ ગુમાવ્યું કહાન, આમ શી વલે થશે?
જરા જરા તુફાનથી, ઉગાર કર અહીં—કરો કૃપા૦ ૫

(પદ ત્રીજું-પ્રભાત, તાલ દાદરો)

જય જય જગદીશ ઈશ, નિશદિન સુખદાઈ, જય૦ (ટેક)
ઉઠિ પ્રભાત નમન કરૂં, અંતરમાં ધ્યાન ધરૂં,
શરણું સર્વેશ ધરૂં, ક્ષણ ક્ષણ સુખદાઈ. જય જય૦ ૧
મોહ તિમિર દૂર જાય, સત્ય સૂર્ય ઉદય થાય,
સુજશ જગમાં ગવાય, ભક્તિ ઊભરાઈ. જય જય૦ ૨

મન્ત્ર-તન્ત્ર-યજ્ઞ-દાન, જાણિયે ન ધર્મધ્યાન,
ઉદર ભરણનુંજ ભાન, સ્વાર્થની સગાઈ, જય જય૦ ૩

વિશ્વના વિચિત્ર રંગ, ચચળ ચિતના તરંગ
આગ અગમ્ય અનગ અધમ ઉધ્ધતાઈ, જય જય૦ ૪

નામ-રૂપ ગુણ અપાર, નિત્ય શુદ્ધ નિર્વિકાર,
પ્હોંચે ના મતિ લગાર પવિત પ્રભુતાઈ, જય જય૦ ૫

બ્રહ્માદિ દેવ વૃ, સાગર પર્વત ખુન્દ,
ગાય નિત્ય સ્તવન છંદ, અનહદ હરખાઈ, જય જય૦ ૬

બ્રાહ્મણ ક્ષત્રિય બાળ, જ્ઞાતિના અમે શ્રીમાળ,*
આપને જપિયે ત્રિકાળ, પળ પળ હરખાઈ, જય જય૦ ૭

વિશ્વના પતિ વરિષ્ઠ બાળને કરો બલિષ્ઠ,
આપો આત્મ જ્ઞાન માર્ગ, બુદ્ધિ શ્રેષ્ઠતાઈ, જય જય૦ ૮

જ્ઞાતિહિત યોગ ક્ષેમ, દાખવો અપૂર્વ પ્રેમ,
કહાન ધ્યાન નિત્ય નેમ, નિર્ભય નિપુણાઈ, જય જય૦ ૯

(પદ ચોથુ ધન્યાશ્રી)

હરિ મ્હારા મનની પૂરો હામ (ટેક)

નિરિચ્છ તે નિષ્કામ વૃત્તિથિ, કરૂ જગતહિત કામ,
રહિ નિરોગી રોગી જનને, આપુ શુભ આરામ, હરિ મ્હારા૦ ૧
લોભ મોહનો પાશ પરહરી, દઉં દીનને દાન,
મમતા મારૂ માન પાનની, સહન કરૂ અપમાન, હરિ મ્હારા૦ ૨
અભેદ ભાવે આપ પ્રેમમાં વાળી વૃત્તિ તમામ,
કહાન આશરો રામ રામ હે, વિશ્વપતિ શ્રીરામ, હરિ મ્હારા૦ ૩

(પદ પાંચમુ)

દર્શન દેજો આપ, દયાનિધિ, દર્શન દેજો આપ (ટેક)

જેવો તેવો તોય તમારો, લાગિ લગન મન છાપ, દયાનિધિ૦ ૧
વિવિધ વાસનાને વશ થઇને, સહ્યા બહુ સંતાપ, દયાનિધિ૦ ૨
પાપ અમાપ કર્યાં તે ભૂલી, સુણિને પશ્ચાતાપ, દયાનિધિ૦ ૩
અનાથના આધાર કહાનજી, મૂર્તિમત માબાપ દયાનિધિ૦ ૪

(પદ છઠ્ઠુ-પિલુ)

હરિ હરિ હરિ હું દાસ તમારો
તાતજી મનથી મને ન વિસારો-હરિ હરિ૦ (ટેક)

*રાજકોટ શ્રીમાળી બોર્ડિંગના વિદ્યાર્થિઓને માટે તેઓની માગણીથી બાંધ્યું, ઇ સ. ૧૯૨૧

ઘટ ઘટ ગામી, અંતર જામી, આવ્યો શરણે પાર ઉતારો, હરિ હરિ૦ ૧
શું હું સુણાવું ? શું હું ગણાવું ? મ્હારા અવગુણ લાખ હજારો, હરિ હરિ૦ ૨
નિજને ન છોડે નવ મુખ મોડે, સજ્જન સર્વનો એકજ ધારો, હરિ હરિ૦ ૩
સજ્જન સ્વામી, નિર્મળ નામી, ન કરો નિજ ક્હાનજીને ન્યારો, હરિ હરિ૦ ૪

(પદ સાતમું-ધન્યાશ્રી.)*

તું મ્હારો આધાર, દયાનિધિ, તું મ્હારો આધાર. (ટેક)
અશરણ શરણ નામ શુભ તારૂં, તું કર મ્હારી વ્હાર;
જ્યાં જોઉં ત્યાં અપાર લીલા, અકળ ગતી આકાર,–દયાનિધિ૦ ૧
રૂપે રંગે કે જર લોભે, જગત જનોનો પ્યાર;
સકળ વિકળતા ટાળી દઈને, વીખ વિષયથી વાર,–દયાનિધિ૦ ૨
ન્હાનાની પત રાખ પતી તું, પ્રીને પતિતોદ્ધાર;
અભય અચળ પદ તારૂં સારૂં, યાચું વારંવાર,–દયાનિધિ૦ ૩
ન્યાવિ છને પણ ક્ષમા કરીને, તારી પાર ઉતાર;
તુજને ગમતાં કામ કરીને, ક્હાન લઉં નિસ્તાર,–દયાનિધિ૦ ૪

(પદ આઠમું-રાગ કાફીની)

જય જય જય જગરાયા, વિસારી કેમ અમારી માયા.
જય જય૦ (ટેક)
કાયા ધરી તો પરવશ શાને, અગણિત રોગ સમાયા,
કામ મદાદિક તસ્કર ભારે, વળિ તેમાંજ છુપાયા.–જય જય૦ ૧
ભક્તિ ન આવડી તેથી વિભુજી, આમ શું રોશે ભરાયા?
જેવા તેવા તોય આપના છઈએ, તે કેમ થઈયે પરાયા !–જય જય૦ ૨
ધરણીધર ધરી રૂપ અનૂપમ, ધર્મની વ્હારેજ ધાયા;
જૂઠ જગતનાં જૂઠ સબધી, જર જુવતી ને જાયા.–જય જય૦ ૩
પતિતપાવન દીનવત્સલ સ્વામી, આપજ ગ્રંથે ગવાયા,
તેહ તજી અન્યને શીદ ભજિયે, ક્હાન કૃપાછત્ર છાયા.–જય જય૦ ૪

(પદ નવમું)

નાથ ! મને નિરાધાર કેમ મૂક્યો ?
વ્હાલા ! વાટ હું વસમી ચૂક્યો,–નાથ મને૦ (ટેક)
કો નહિ સ્નેહી કો નહિ સાથી, દોહ્યલા દિવસો ગાળું,
વજ્ર વચન નીચ નિર્દય કેરાં, કાપે કાળજ મ્હારૂં,–નાથ મને૦ ૧
સબળ પક્ષને સ્વાધીન થઈને, શું અંતર છેતરવું ?
ન ગમે તેવું પગલું ભરવું, એથી રૂડુંજ મરવું,–નાથ મને૦ ૨

* સરકારી કેળવણી ખાતાંએ પ્રગટ કરેલી નવી વાચનમાળાની ગુજરાતી પાચમી ચોપડીમાં (ટેક્સ્ટબૂકમાં) આ કવિતા દાખલ કરી છે, ઈ. સ. ૧૯૦૦

આત્મજ આદેશ યાદ કર્યાથી, અસંગ એકલ સુખિયો,
મન ભમરો ધન લોભથી છૂટયો, કહાન શાને તે દુખિયો ?–નાથ મને ૦ ૩

(પદ દશમું)

કેવી ભૂલ કરી, હરિ મેં કેવી ભૂલ કરી ? (ટેક)
ઝાકળ જળને મોતી માની, લેવા મમત કરી,–હરિ મેં૦ ૧
કપટજાળ જાણી સુખ વસ્તુ, આંખિ ન જોયુ જરી,–હરિ મેં૦ ૨
સંત સુજનની શીખ ન માની, વૈખરિ[1] માની ખરી,–હરિ મેં૦ ૩
તન ધન અચળ ગણી દુઃખ વેઠયાં, પાપમાં પગલી ભરી,–હરિ મેં૦ ૪
પ્રિય આત્મજનુ દિલડું દુભ્યુ, દાઝ ન દિલમા ધરી,–હરિ મેં૦ ૫
બહુ પસ્તાઉં પણ શુ થાએ, થયુ તે ન થાય ફરી,–હરિ મેં૦ ૬
કહાન ડુબંતી નૌકા મારી, તાર તો જાઉં તરી,–હરિ મેં૦ ૭

(હરિગીત)

જય અજર અમર અનાદિ ઈશ્વર, અકળ ગતિ અવનીપતિ,
જય પતિતપાવન પાપમોચન, દુખ વિદારણ મહામતિ,
જય જગતના કલ્યાણકારક, વિશ્વપાલક શ્રી હરિ,
નિગમ આદિ પુરૂષ સોહ, મુર્તિ અકળ કળા કરી ૧
કાપો અવિદ્યા મૃગ મદનું, કલેશદા દુઃખદાઇ જે,
આ[illegible] સુસંપત્તિ શોભતી, સન્મતિ અતિ સુખદાઇ જે,
ઉદ્ધત અનાચારે કર્યો છે, કુટિલ કાળો કેર જો,
તે ટાળવા સદ્બુદ્ધિ શુદ્ધિ તાત સત્વર પ્રેરજો. ૨
જેમી અનાચારી રિવાજો, બધનો ચોપાસથી,
ઘેરી રહ્યા ચોપાસ વેરી, વેરિ વીષ મહારથી;
તે વિષમ વસમા વન્હિપર, વારી કૃપા વરસાવજો,
પર વસ્તુ પ્રાણાધાર જગકર્તા અરજ સ્વીકારજો ૩

( લલિત )

જગ સમસ્તના હે પ્રભૂપતી, સુણિ અમારિ આ નમ્ર વીનતી,
પિડિત પ્રાણિની ટાળજો વ્યથા, જગતવદ્ય હે સ્વામિ સર્વના. ૧
પુરવ સંચિને વ્યાધિ છે વધી, જુલમગારનો નાસ છે અતી,
ગઈ બધી રિધી સિદ્ધિ સપદા, જગતવદ્ય હે સ્વામિ સર્વના. ૨
સુયશ વિશ્વમાં આપના ઘણા, સુખદ માર્ગમાં ના કશી મણા,
તદપિ તે તજી વ્હોરિ આપદા, જગતવદ્ય હે સ્વામિ સર્વના ૩
સકળ જીવનુ વત્સભાવથી, જિવન જાળવો દુ ખ ઘાવથી,
હૃદયમા ભરો ભક્તિભાવના, જગતવદ્ય હે સ્વામિ સર્વના ૪
દુરિત દેહ છે દર્દની ભરી, વિષય વાસના અંતરે કરી,
નિત નવી કરે કુમતિ કલ્પના, જગતવદ્ય હે સ્વામિ સર્વના ૫

[1] બહાર ફૂટતી વાણી

( પદ તેરમું )

નટનાગર હૃદય વિહારી, આવો વલ્લભ વ્હારે મ્હારી. (ટેક)
સેજ પલંગ સુંવાળાં મૂકી, અવનીપર આળોટું;
ન ગમે કુળ ગૌરવ મોટાઈ, લઘુ પદ લાગે મોટું આવો૦ ૧
અનુભવ મિત્રે આંખ ઉઘાડી, સત્ય અસત્ય બતાવ્યું;
ગૌરવ ઊડિ ગયું આકાશે, જ્ઞાન અગ્નિયે તાવ્યું. આવો૦ ૨
ખાનપાન રસ રાગ રંગને, એ ઊપર ઓવારૂં;
સ્વપ્નાંસાં તન સુખડાં જોતાં, મન માને નહિ મારૂં. આવો૦ ૩
ત્રિશંકુ જેવી ગતિ તોય હું, ખાલી ડા'પણ ડોળું;
કર થિર ગતિ મતિ કાન કૃપાળુ, ભ્રમિત થયું મન ભોળું. આવો૦ ૪

( પદ ચૌદમું–ભૈરવી )*

દે દે પ્રભુ, વર પ્રદાન દે દે,
માગું એજ દયાધના, ત્વરિત તે તુ દે દે. (ટેક.)
અહો રાત્ર તારૂં રટણ મટે જેથિ જન્મ મરણ,
એવી ગતિ મતિ સદૈવ, કૃપાસિંધુ દે દે દે દે૦ ૧
ચિત્ત શુદ્ધ પ્રેમ અચળ, આપ ભક્તિ ભાવ વિમળ,
દુરિત દૂર થાય સકળ, દીન બંધુ દે દે. દે દે૦ ૨
દારા સુત વિત્ત માન, આપ પણ નહિં ગુમાન,
તારૂં ગાન તારૂં ધ્યાન, ક્હાન સદા દે દે દે દે૦ ૩

(પદ પંદરમુ–અભંગ)

અવ્યક્ત અચિંત્ય, અરૂપ અપાર, અનંત ઉદાર આદ્ય મૂર્ત ૧
આનંદ અભેદ, અછેદ અક્ષર, અચ્યુત આદ્યત, ભવાંતક. ૨
અકળિત લીલા, ચિદ્દ્ઘન ચિન્મય, ચિદ્રુપ ચૈતન્ય, ચિદાકાર ૩
નિરંજન નિરાકાર, નિરાલંબ નિરાધાર, નિગમય નિર્ગુણ, કાન બ્રહ્મ. ૪

( પદ સોળમુ–અભગ )

પતિત પાવન, સગુણ સાકાર, વિશ્વરૂપ વ્હાલા વિશ્વાધાર. ૧
દેહ અભિમાન, ચડયુ મહા પૂર, જીવ જડ કાષ્ટ, તણાઈ જાય. ૨
લક્ષ પસા લક્ષ, શ્રી પ્રભુ પ્રસન્ન, કાપ દાસ પાશ તો નાવ તરે; ૩
પ્રેમ બળ પ્રેર, થાય ક્ષેમ લ્હેર, ક્હાન વિનંતી કાન ધર. ૪

( પદ સતરમુ )

સંસારના ભોગ, સકલ ક્ષણિક, તેનો ન વિવેક, મને કાંઇ.–૧
સ્વપ્ન સમ સર્વ, ઈંદ્રજાલ તોએ, સત્ય મને ભાસે, મોહ થઈ.–૨
થાય નિરંતર, અંતરે ઉચાટ, કઈ તો ઉપાય, તાત કહો.–૩
પિતાવણુ કોણુ, હરે બાળ દુઃખ, માતાવણુ કોણુ, ભૂખ ભાગે.–૪
માતાપિતા સ્વામી, નોંધાર આધાર, કાન નમસ્કાર પદે પદે –૫

* પદ ૧૪ થી ૧૮ મરાઠી ઉપરથી રચ્યા છે.

(પદ અઢારમું)

જન નિંદા સ્તુતિ, વાણીનો વેપાર, નાથ એ વ્યવહારથી દૂર રાખ,-૧
પર દ્રવ્ય દ્રોહ ને વિષય વિકાર, તાત તું નિવાર વારવાર,-૨
દુખે દાઝી દેહ, થયો મહા મેહ, ગયો ન સંદેહ ભ્રમે ભમું,-૩
માયા મોહ જાળ, મહા વિકરાળ, કાન હે કૃપાળ ટાળ ટાળ,-૪

(પદ ઓગણીશમું-હિંદી)

અખિલ વિશ્વનાથ હાથ દેરિ તારે, કોણ દુઃખ ત્રાસથી મને ઉગારે;
જગતતંત્ર સર્વ તાહરે અધીન, વૃથા વહન કરે ભાર મતિ હીન. ૧
તુજ કૃતિની પાસ માનવી અશક્ત, લહે સર્વ મર્મ તે વિવેકિ ભક્ત;
જ્ઞાન ધ્યાન અર્થ કાંઈ હું ન જાણું, મફત મમત કરી ભાર માત્ર તાણું. ૨
તું છે ભક્તને અધીન સર્વ કાળે, ખલક માત્રને કૃપાથિ જો તું પાળે;
પૂર્ણ પરિબ્રહ્મ મહત્ નામ તારૂં, મહત્ કૃત્યની સ્તુતિ શું હું ઉચારૂં. ૩
સર્વકાળ વિદ્યમાન ને સમક્ષ, સર્વ સાક્ષિ સર્વરૂપ તું પ્રત્યક્ષ;
અજર અમર ઈશ અખિલ જગતસ્વામી, ખૂબ ખૂબિવંત કંઈ નહિજ ખામી. ૪
મૂઢ સ્વાર્થી અને હું મહા પાપી, કૃપાવંત ઈશ આપ છો પ્રતાપી;
જપું આપ નામ પાપને પ્રજાળો, શુદ્ધ સદાચાર ભાવના વધારો. ૫
પતિતપાવના પ્રતીતિ એક તારી, ગતિ કર તું જેમ ગમે તેમ મ્હારી;
છઉં ચરણ શરણ અહોરાત્ર તારે, દયા કરિ દયાધના તું મને તારે. ૬
રસિક કાવ્યકળા જ્ઞાન મને આપો, મલિન મતિ મ્હારી કૃપાનાથ કાપો;
વિકટ ભવ પંથે હું વિપત અતિ વેઠું, ચલિત ચિત્ત પડ્યું છેક જઈ હેઠું. ૭
વૃથા વિશ્વનો થયો હું ઓશિયાળો, હવે આપ વિના એક નહિ આરો;
વિશ્વવંદ્ય તને વિદિત સર્વ વાત, ક્ષમા શાંતિ આપિ કાન ઝાલ હાથ. ૮

(પદ વીશમું-આરતી)

જય દેવ જય દેવ, જય અંતરજામી; પ્રભુ જય૦ (ટેક)
જડતા તિમિર પ્રજાળો (૨) ટાળી સહુ ખામી. જય દેવ૦ ૧
વિદ્યા બુદ્ધિ વિચાર, વિનય ભરી વાણી, પ્રભુ૦ (૨)
આપો પ્રેમ પ્રસાદી (૨) નિજ સેવક જાણી. જય દેવ૦ ૨
દૃઢ શ્રદ્ધા સત્સંગ, સંશય સંહારો, પ્રભુ૦ (૨)
જ્યોતિ અલખ જગાવી (૨) ભવભયથી તારો. જય દેવ૦ ૩
માયા મોહ વિકાર, ઋષિ મુનિજન જીતે, પ્રભુ૦ (૨)
તેવી શક્તિ અમોને (૨) દ્યો રૂડી રીતે. જય દેવ૦ ૪
શ્રવણ મનનમાં પ્રેમ, ભજન યજન કરિયે, પ્રભુ૦ (૨)
કહાન કરિ અભિવંદન (૨) જય જય ઉચ્ચરીએ. જય દેવ૦ ૫
સરવે મંડળ એજ, નિત્ય પ્રતિ માગે, પ્રભુ૦ (૨)
ત્રિકાળ આરતિ ગાઇ (૨) સાષ્ટાંગે લાગે. જય દેવ૦ ૬

(પદ એકવીસમું–આરતી.)

જય દેવ જય દેવ, જય મંગળ કર્તા, પ્રભુ૦ (ટેક.)
વિઘ્ન અશુભ ભયહર્તા (૨) અશરણ ભર ભર્તા. જય દેવ૦ ૧
પલમાં પ્રગટે તેજ, તિમિર સહૂ નાસે; પ્રભુ૦ (૨)
રવિ રજનીની રચના (૨) અતિ અદ્‌ભુત ભાસે. જય દેવ૦ ૨
હર્ષ શોક સુખ દુઃખ, ઘટ ઘટમાં વ્યાપે, પ્રભુ૦ (૨)
થાપે તેમ ઉથાપે (૨) તું જન મન માપે. જય દેવ૦ ૩
સત્તા ને સૌભાગ્ય, ગર્વ સર્વ મિથ્યા; પ્રભુ૦ (૨)
એવું ઉર ઠસવાને (૨) આપો સદ્‌વિદ્યા. જય દેવ૦ ૪
આવ્યો અવસર સાર, મનુજ જન્મ મોટો, પ્રભુ૦ (૨)
સુકૃત વણુ વણશે છે (૨) જેનો નહિ જોટો. જય દેવ૦ ૫
ટાળો પાતક ત્રાસ, જેથી ના તપિયે; પ્રભુ૦ (૨)
મન ઇંદ્રિય વશ કરિને (૨) અજપા જપ જપિયે. જય દેવ૦ ૬
પરિમળ પરોપકાર, તવ મંદિર મ્હેકે; પ્રભુ૦ (૨)
ક્ષમા દયા શાંતિનાં (૨) શુભ ભૂષણ લ્હેકે. જય દેવ૦ ૭
માગું માગુ એજ, કૃપાધના માગું; પ્રભુ૦ (૨)
કહાન દ્વય કર જોડી (૨) તવ ચરણે લાગુ. જય દેવ૦ ૮

(પદ બાવીસમું) ‡

આરતી આનંદકંદ વદ ઈશ્વર, (ટેક)
તન મન ધન અર્પણ કરૂં હે પરાત્પર !–આરતી૦

નેત્ર કરણ ચરણ હસ્તયુક્ત આ તન,
પુષ્પ પત્ર ફલભરીત વન ઉપવન;
ગિરિ નદિ સમુદ્ર, ધરણિમાં ધર્યું ધન,
પ્રભુ તે, અમને, છળથી, મળથી, મદથી, મુક્ત ઝટ કર–આરતી૦ ૧

સ્પષ્ટ દુષ્ટ પતિત પાતકી થયો છઉં,
જાણિ જોઈ વિષયપાશમાં ફસ્યો છઉં;
અખંડ દંડપાત્ર પંકથી બન્યો છઉં,
મુક્તિ, યુક્તિ, ભક્તિ, દે અમને, જન મનને, ગણિ
કહાન કિંકર–આરતી૦ ૨

(પદ ત્રેવીસમું–પીલુ)

જય જગજીવન જગતપતિ, તું, વિષ્ણુ વિરંચી ને લોકપતિ તું. (ટેક)
તું શિવ તું જિવ, શક્તિ સહ તું, પામર પ્રાણી હું ભેદ લહું શું. જય. ૧
તું જૈન તું બૌધ બ્રહ્મ પ્રભૂ તું, શાશ્વત નિર્ગુણ સગુણ વિભૂ તું. જય. ૨

‡ ભાષાંતર મિશ્ર.

શ્રી રામ કૃષ્ણ તે તુજ અવતારો મચ્છ કચ્છ પરશુરામ પ્યારો,
નૃસિંહ નાર પણ વામન આદિ, વિવિધ રૂપે આપી ભક્તિ પ્રસાદી જય૦ ૩
પતિતપાવન પતિ ગતિ ન કળાએ, દત્ત દિગંબર પણ હાર ખાએ,
નિરગુણ સગુણ બહુ તુજ નામો, બહુ નામ બહુ ધામ બહુ બહુ કામો જય૦ ૪
જૂદા જૂદા મત જૂદા આચારો, જૂજવા પથ આચાર વિચારો,
પણ આખરે ખરો એજ તું છુ, તારા વિના નહિ કોને ભજું હું જય૦ ૫
સહુ અપરાધ ક્ષમા કર દાતા પૂર મનોરથ ભાગ્યવિધાતા,
ગાઉં ગુણો જ્ઞાન શુદ્ધ તો થાઉં, હે શુદ્ધ બુદ્ધ તો ભવપાર જાઉં જય૦ ૬

(પદ ચોત્રીશમુ-લાવણી)

જય વિશ્વરૂપ, શોભા અનૂપ, બ્રહ્માંડ ભૂપ, લીલા ન્યારી,
તું માત તાત, તુ ભગિનિ-ભ્રાત, દિન-રાત વાત જાણે મ્હારી (ટેક)
ગુણગ્રામ ધામ અતિ શુદ્ધ નામ, અભિરામ શ્યામ સંભારી,
તું જગતપાળ જંજાળ ટાળ, તુ મુદિત મૂર્તિ મંગળકારી—જય૦ ૧
તું નિર્વિકાર ને નિરાકાર, શુ ગાઉં જાઉં તુ પર વારી,
તું નિરાધારનો છુ આધાર તું ચિત્ત ઉતાર મરજી મ્હારી—જય૦ ૨
હે અભયદાન ગુણના નિધાન, સહુ વિઘ્ન શોક-સંકટ ખાળી,
હે વિશ્વવંદ્ય, તુ આવ સદ્ય, સુણિ માન નમ્ર આર્જવ જારી—જય ૩

(પદ પચીશમુ-ભૈરવી તાલ દાદરો)

પર ઉપકારી પર ઉપકારી, અહો દેવના દેવ પર ઉપકારી (ટેક)
વ્યાધિ છતા પણ પૂર્ણ કૃપાળુ સાજા કરો સુખકારી—પર ઉપકારી ૧
આશ મને અવિનાશજી તારી, તારી ખરી બલિહારી—પર ઉપકારી ૨
મૂરખ પામર પાપિ છતે હું, અરજ કરૂ છુ પુકારી—પર ઉપકારી ૩
કાપ તુ પાપ અમાપ અમારાં, પૂણ્ય પ્રભાવ વધારી—પર ઉપકારી ૪
શોચ અને અફસોસ કરૂ છુ માર્ગ બતાવ મુરારી—પર ઉપકારી ૫
કર ગ્રહિને ઝટ તાર ત્રિભુવન, માન વિનંતિ સ્વિકારી—પર ઉપકારી ૬

(પદ છવીસમુ ઝિંઝોટી)

કૃપાસિંધુ ઇશ એક અવિકારી
વિના વિશ્વ બધુ નાશકારી—કૃપાસિંધુ૦ (ટેક)
થાપો ઉથાપો જગતની કૃતિને અનહદ રૂપ વધારી,
તર્ક વિતર્ક કરે મનુ થાકે, શેષ મતિ જાય હારી—કૃપાસિંધુ૦
દીનદયાળ વિશ્વ પ્રતિપાળક ટાળક વિપત અકારી,
ભક્તનું રક્ષણ પોષણ કરિને, દાખવિ છે બલિહારી—કૃપાસિંધુ૦
પ્રેમે પ્રણિપત નિત્ય કરીને માગિયે એજ મુરારી,
જ્ઞાન ચરણ શરણ નિત્ય રાખો, મનના વિકારને મારી—કૃપાસિંધુ૦

(પદ સતાવીસમું–બરવા પીલુ)

ઓ અવિનાશી અકળ પ્રભૂ તું,
પ્રેર સુમતિ કરૂં બ્રહ્મભજન હું. (ટેક)

અપરમ પાર આભાર છે તારા, વ્હેતિ સદા કરુણામૃત ધારા. ઓ૦ ૧
એ તુજ માનવિ ગુણ સહુ ભૂલી, વિષયની વાસનામા ગયા ડૂલી ઓ૦ ૨
ભજન વિના જન જીવન ખોટું, જનમ મરણ ભય મસ્તકે મોટું. ઓ૦ ૩
પરવા પરબ્રહ્મ તુજને ન મારી, પણ તું નિરાધારને લે સુધારી. ઓ૦ ૪
ભાવે કભાવે જપુ નામ તારૂ, તુજને ઘટે તે કર હરિ મારૂ ઓ૦ ૫
વિદ્યા વિવિધ ગુણ લેશ ન જાણુ, કાવ્ય ચમત્કૃતિ રતિ ન પ્રમાણુ ઓ૦ ૬
જયમ તેમ કાન કવન હું કરૂ છુ, પ્રેમે પ્રભૂ તુજ ચરણ ધરૂં છુ ઓ૦ ૭

(પદ અઠાવીશમુ–રામગ્રી)

પૂરણ બ્રહ્મ પ્રભુ પુરુષોતમ, અધિક અધિક ઉપકારી રે, (ટેક)
સર્વ સ્થળમા વ્યાપ્ત દિસે છે, ગહન ગતિ અતિ ન્યારી રે–પૂરણ૦ ૧
પ્રાણિમાત્રનું પોષણ થાવા, સુખકર સરજ્યુ વારી રે,
વાયુ અનળ નભ નગ નિપજાવ્યા, ખગ મગ શક્તિ વધારી રે–પૂરણ૦ ૨
ઝાકળ ટાઢ તાપ વૃષ્ટિની, ઋતુ રચના સુખકારી રે,
નિરખિ નિયમ જગ થાકે દૃષ્ટિ, માનવિ શક્તિ બિચારી રે–પૂરણ૦ ૩
અરુણ પ્રકાશે જળ શોષણ થઈ બને લુણ ગુણકારી રે,
ક્ષાર ઔષધી કાન રુચિકર, વિવિધ ગુણે વિસ્તારી રે–પૂરણ૦ ૪

(પદ ઓગણત્રીસમુ ભૈરવી)

જગદીશ્વર જગદાધાર, મુજ અરજી આ નિરધાર ધાર,–જગદીશ્વર૦ ૧
તુજ અપાર ગુણ હું શું ગાઉં અલ્પમતિ અનુસાર સાર–જગદીશ્વર૦ ૨
ભય ભરિત આ ભવસાગરથી, ઝાલી કર કિરતાર તાર,–જગદીશ્વર૦ ૩
ગુણુજ્ઞજન પણ ગોથાં ખાએ, ભરી જ્ઞાન સભાર ભાર–જગદીશ્વર૦ ૪
ગમાર નર કયમ માર ન ખાએ, મૂકી દઈ દરકાર કાર,–જગદીશ્વર૦ ૫
સુખી ન કોઈ કાન કલ્પના, દુખ ત્રિખની વખાર ખાર–જગદીશ્વર૦ ૬
કુમપ કુતર્ક દૂરે ફેકી, સશયની સહાર સાર,–જગદીશ્વર૦ ૭
કાન કરગરૂ અનાથ પાલક, ઈશ આવ આવાર વ્હાર–જગદીશ્વર૦ ૮.

(પદ ત્રીશમુ)

અવિનાશી વ્હારે આવો રે, અંતરયામી. (ટેક)
પામર હુ પાપી પ્રાણી ભક્તિ તારી નહિ જાણી,
રીતિ રૂડી ન પ્રમાણી રે, અંતરયામી ૧
નહિ દાન પુણ્ય કઇ રૂચે, પૂજા અર્ચા ના સૂઝે,
કીધા કુકર્મ ખૂચે રે, અંતરયામી ૨

ઉપદેશ કર્યામાં શૂરો, વર્તનમાં છેક અધૂરો,
કીર્તિનો લોભી પૂરો રે, અંતરયામી. ૩
મુજ લજ્જા તારે હાથે, નવ ઓથ કોઇની માથે,
તારો જાણી લે સાથે રે, અંતરયામી. ૪
દે ભક્તિ જ્ઞાનપ્રસાદી, મટવા મનમલની બાદી
સર્વેશ આદી અનાદિ રે, અંતરયામી. ૫

( પદ એકત્રીસમું–કાહારવો )

ગાઉંજી હું ગાઉંજી, હરિ તુજ વણ કોને ગાઉંજી? (ટેક)
વાદળ વિપત્તિનાં ચ્હડી આવે, મનમાં મસ મુંઝાઉંજી—હરિ૦ ૧
ગર્વિ સ્વારથી સગાં સંબંધી, તેથી શું સુખિ થાઉંજી.—હરિ૦ ૨
ફોકટ ફંદે ફૂલિ ફુમાઇ, છેવટ બહુ પસ્તાઉંજી.—હરિ૦ ૩
હારિ હરિ દુસ્તર દુનિયાથી, તારિ સાહાતા ચ્હાઉંજી.—હરિ૦ ૪
કાપ કુમતિ ઝટ આપ સુમતિ તું, જ્ઞાન પંથે ગુથાઉંજી.—હરિ૦ ૫
કુતર્કથી કર મુક્ત કૃપાળુ, ફરિ ઠોકર નવ ખાઉંજી—હરિ૦ ૬
કહાન કરી ઝટ તન મન અર્પણ, ભક્તિ સુધા પીઉં પાઉંજી—હરિ૦ ૭

( પદ બત્રીશમું–માડ–ગરબી )

અરે! અવિનાશિ આ તે, શી દશા, અમારી રે થઇ? (ટેક)
ધર્મ મૂક્યો કર્મ મૂક્યાં, મૂક્યો સદાચાર,
માત તાત ગુરુની સેવા તજિ, મચ્યો માત્ર શૃંગાર રે. અવિનાશિ૦ ૧
વેદ ને શાસ્ત્ર વખાણિ વખાણિ, તે પણ તજ્યાં છેક,
ગણિ પુરાણ ગપાટા પૂરા, વેણુ કાઢ્યાં અવિવેક રે. અવિનાશિ૦ ૨
ગુરુ ને શિષ્યો શાસ્ત્ર પ્રમાણે, કોઇક કરતા કાજ,
વિત્ત ને વિષયના પાશે બધાઇ, ધર્મ તજ્યો મહારાજ રે. અવિનાશિ૦ ૩
"કોણ છું હું ને માનવ તન શું? શું કરવાનાં કામ?"
કંચન–કામિની–કીર્તિ લોભે, તે પર આપ્યું ન ધ્યાન રે. અવિનાશિ૦ ૪
મત–વિદ્યા ને ધર્મ વિચારે, મોટો પડ્યો મતભેદ,
ન્યાય વાતે નહિ લક્ષજ પક્ષે, ખરેખરો એ ખેદ રે. અવિનાશિ૦ ૫
પંથ પંથના પક્ષ ને અર્થે, મમતે જાય તણાય,
સંપ સંપત્તિ ટેક છૂટ્યાથી, અંતરે લાગી લાય રે. અવિનાશિ૦ ૬
"મરજાદા*" તો વાણીમાં માત્રજ, ઓળંગી ધર્મની હદ,
સંતતિ દંપતીના દુરાચારે, કહાન કે' સ્થિતિ કુ ખદ રે. અવિનાશિ૦ ૭

* કેટલાક વૈષ્ણવો યાત્રા કરી આવી, સ્ત્રી–પુરૂષ અને માબાપ–છોકરાં, સ્પર્શ-માત્રથી અભડાઇ–છુવાઇ જવાનો જે સદાચાર(!) પાલે છે તે "મરજાદ" કહેવાય છે।

(પદ તેત્રીસમું–ઘોળ ગરબી)

કર કરૂણા રે કર કરૂણા; દીનાનાથ દયાળ (ટેક)
મુજને હરિ તુજ આશ રે,–કર કરૂણા. ૧
મ્હારો તું છું રે, મ્હારો તું છું રે, પ્રાણનો પ્રતિપાળ;
હું તારા દાસનો દાસ રે,–કર કરૂણા. ૨
સહુ જૂઠું રે સહુ જૂઠું રે, જગ આળ પંપાળ;
માયાનો મિથ્યાભાસ રે,–કર કરૂણા. ૩
કરી કૂડું રે, કરી કૂડું રે, આપું અન્યને આળ,
વિશ્વાસનો નથી વાસ રે,–કર કરૂણા. ૪
કામી ક્રોધી રે, કામી ક્રોધી રે, લાલચી મધલાળ,
શુદ્ધ બુદ્ધિનો ન પાસ રે,–કર કરૂણા. ૫
તાર ત્રાતા રે, તાર ત્રાતા રે, કર ઝાલ કૃપાળ,
કહાન ટાળી સહુ ત્રાસ રે,–કર કરૂણા. ૬

(તોટક)

જય પ્રાણપતિ જગજીવન તું, કરૂણાનિધિ ચર્ણ તને નમુ હું;
અકળીત કળા ન શકાય કળી, નકલી મતિ મૂર્ખ મહા નબળી. ૧
અઘ ઓઘ અગાધ કર્યા હરિ મેં, કરૂણા દૃષ્ટે તુ ક્ષમા કરી દે;
મદ મોહ નિમગ્ન થયુ મન છે, વિષયે દુરવાસિત આ તન છે. ૨
તદપિ ગુણ જ્ઞાન પ્રચાર કરો, ભવભીતિ અનીતિ અગાધ હરો;
હિતકારક શું ઉપકારક શુ, કરુણેશ કહાન ન જાણું કશું. ૩

(વસંતતિલકા.)

સર્વેશ શ્રેષ્ઠ સુખદાયક સર્વ સ્વામી, યાચુ કૃપા બિરદ પદ્મ પદે પ્રણામી;
અત્યંત ઓઘ અઘ દુર્ગુણથી ભરેલો, છુ હુ અધિક શઠ મોહ વિષે ઠરેલો. ૧
છોજી કૃપાળ અવિનાશિ અતિ ઉદાર, છોજી બલિષ્ઠ દુખમાથી બચાવનાર;
પ્રેરો સદાચરણ ને શુભ દિવ્ય જ્ઞાન, અજ્ઞાનપાશ થકિ મુક્ત થઉ નિદાન. ૨
સદ્ધર્મ કર્મ સુખદાયક તે કરાવો, જ્ઞાની સમાગમ થકી શુભ લેઉ લ્હાવો;
પ્રીતે પ્રવર્તિ પરમારથ પથ નિત્ય, શાંતિ ધરી સરલ ચિત્ત કરૂં વિદીત. ૩
સંપી સદા સકળ આર્ય પ્રજા મનેથી, ટાળે વિરુદ્ધ દુર્ભાવ ગહુ તનેથી,
સર્પાદિ સપ્ત સુખ સાર્થકને કરે એ, છે કાન હરિ અતિ નમ્ર વિનંતિ તે એ. ૪

(દોહરા)

નિત્ય નિરંતર નાથ છો, નિર્વિકાર સુખકાર;
સત્ય શુદ્ધ ચૈતન્યમય, વ્યાપક વિશ્વાધાર. ૧
પાળક સકલ જગતતણા, ટાળક ભય દુઃખભાર;
પરિપૂર્ણ પરમાત્મપદ, સદા શાંતિ દાતાર. ૨
સદ્–ચિદ્–ઘન–આનંદ શ્રી, વ્યાપક પરમાનંદ;
ભજન ભક્તિ ભાવે કરૂં, હરો સકળ દુખદંદ. ૩

મારી મંદ મતિ અતી, પતીતપાવન આપ
આપ પ્રતાપે સુધરે જો થાપો શિર હાથ ૪

(ભુજંગી)

સદા કાળ કર્તાર ભર્તાર સ્વામી, કૃપાસાગરા નાગરા નેક નામી,
ધરી ધ્યાન શ્રદ્ધા સ્મરિયે પ્રતાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો ૧
અરા પ્રેમમા ચિત્ત આસક્ત થાય, અગાળી ભર્યા માર્ગમાં ના જવાય,
ખરારી[1] ખગ બીજની પાપ કાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો ૨
કહેવાય રૂડુ અને તે કરાય ભુંડા વ્હેમ વરોળમા ના ઉડાય
સહુ જાય જંજાત શાપો વિલાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો ૩
રહે નિત્ય આનંદ સંતોષ ઊરે છની કે ભકી ના જવાએ જરૂરે,
ઠરૂં દુષ્કૃતિથી તરૂં ભક્તિ ત્રાપો,[2] કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો ૪
કરૂં સાચ ટેકે સદા સર્વ કામ, કદી ના શકે કોઈ દીધો હરામ,
પતાપો નિવારાય ખૂરો બળાપો, કૃપાનાથ એવી મતી શુદ્ધ આપો ૫

(પદ આડત્રીશમુ સોરઠ)

જય જય જગદાધાર
સર્વદા જય જય જગદાધાર (ટેક)

સ્વેદજ ઉદ્ભિજ અંડચરાચર, જીવ માત્ર સરજનાર,
ચાલે જગતતંત્ર સહુ દુર્ઘટ, વિકટ વિશ્વ વ્યવહાર—સર્વદા જય૦ ૧
પવન પાણી ઋતુ તરની રચના, જાુજવિ સાજ રહવાર,
ભરતિ ઓટ રવિ ચંદ્ર તણિ ગતિ, શીતળ ઉષ્ણ પ્રમાર—સર્વ । જય૦ ૨
કીડીથી કુંજરને આપે, ઉદર ભરણ આહાર,
પામર પાતકિને પણ રક્ષે અહનિશ ઈશ ઉદાર—સવદા જય૦ ૩
રહી મનોમન સાક્ષિ સર્વમા, જાણે શુભ વિચાર,
દયાનિધિ તે દીનબંધુ છે, નિરાધાર આધાર—સર્વદા જય૦ ૪
નવિન વર્ષમા નવિન વિભૂતિ, પ્રભુજી કરો પ્રસાર,
જ્ઞાન યાચના એજ કરે છે, નમિ નમિ વારવાર—સર્વદા જય૦ ૫

(પદ ઓગણચાલીશમુ—લાવણી)

હે વિશ્વંભર કરુણાસાગર જગનાથ જગજિવન હરી,
પ્રણતપાળ પ્રભુ અનાથ બંધુ માગુ વાણિ પ્રેમળ મધુરી
સચરાચર સૃષ્ટિમાં વ્યાપક, સર્વશક્ત સર્વજ્ઞ સદા,
સર્વાતર સ્વામી શુભ ચરણે, ધ્યાન ધરી નમિયે સુખદા. ૧
દુર્ગુણ સઘળા દૂર કરીને સત્ય સનાતન સદ્ગુણ પ્રેરો,
પિતાતુલ્ય પોષણ કરિ જનનું આધિવ્યાધિ અગાધ હરો

૧ ખર દૂષણ રાક્ષસોને હણી, મારી. ૨ ભક્તિરૂપી ત્રાપ ને આધારે

વધે ખધે સંપત્તિ સુખસાધન, અઘ અઘટિત ઘટમાંથી ઘટે;
રસનાથી નિશદિન રટિયે પ્રભુ, ખટપટ ઝટ જગમાંથી મટે. ૨
દેશિજનો સહુ સંપિ જંપિને, કુત્સિત કળિથી અલગ રહે;
ઈર્ષા વ્હેમ પ્રમાદ પરહરી, અલભ્ય ઉન્નત લાભ લહે,
નિદ્રિતપણું નિષ્ઠુરતા જાતાં, કીર્તિજ્યોત જગમાં જાગે;
શુભ સુમતિ એવી પ્રભુ પ્રેરો, તોજ અનીતિ દુઃખ ભાગે. ૩
આપો શાર્ય સર્વના ઉરમાં, જેથી સુખ સાધન સાધે;
આદર આણિ ઉદર પોષણનું, તો પરિણામ સુલભ લાધે;
દયા કરીને દીન ઊપરે, અન્ન-ધનની વૃષ્ટિ કરો;
કાપી ક્લેશ કુસંપ પરસ્પર, દ્વેષમૂળ દુખદાઈ હરો. ૪
સત્ય સાહ્ય સર્વેશ્વર તારી, તું કરતા હરતા જગનો;
આશ્રય આશા તુજ કરૂણાથી, કરે કાર્ય આરંભ જનો;
ઉઠો સ્વદેશી ઝટ્ટ જાગિને, નિંદા વ્હેમ પ્રમાદ તજી;
ખરો સુધારો બ્હાર પાડવા, કરો પ્રયત્નો સંપ સજી. ૫
આગેવાનિ કરી આગળવત, ભરતખંડનો ઉદય કરો;
રહે નામ અક્ષય આ જગમાં, વિજયરૂપ વરમાળ વરો;
કીર્તિસ્થળ થાશે જય જયને, સુજ્ઞજનો સદ્ગુણ ગાશે;
યાવતચંદ્ર દિવાકર જગમાં, પુણ્યકાર્ય તે પંકાશે. ૬
ડોળઘાલુ નાસ્તિક સુધરેલા, દુષ્ટ અતી ગર્વિષ્ઠપણે;
કરે અર્થનો અનર્થ જગમાં, સમર્થતા નિજનીજ ગણે;
સુધર્મના તજિ પથ કુધર્મે, ગુપ્તપણે આસક્ત રહે;
ખળતા ને ખાંપણ ધારણ કરિ, શીલ જનોનું દીલ દહે. ૭
એવા કુત્સિત અસ્ત થઈને, દેશભક્ત વૃદ્ધિ પામે;
નીતિ ડાંપણ ને આવડતે, અનીતિ તો ન રહે નામે;
પક્ષપાતિ વિશ્વાસઘાતિ જન, પ્રલયે ઈશ્વર પાસે;
ઉત્તરમાં અક્ષર શું કે'શે? ખરી પરીક્ષા ત્યાં થાશે ૮
સદાચાર સુવિચારે ચાલો, સિદ્ધિ સુબુદ્ધિ સુખ લાધે,
એ આશાએ પ્રાર્થન કરતાં, નિર્ભય જશ જગમાં વાધે;
માર માર શોધી માહારજન, હમગુણે પયપાન કરો;
જ્ઞાન વિનંતી એજ કરે છે, સત્યમેવ જયને ઉચરે. ૯

(દોહરા)

, આદ્ય અંત અવિનાશિ જે, પોષણ પૂરણકામ;
સુખદાયક સ્હાયક સદા, સુંદર શોભાધામ. ૧
અકળ કળા તે ઈશની, અમિત જ્ઞાન ભંડાર;
લખતાં ગાતાં વર્ણને, કોઇ ન પામે પાર. ૨

તુકારામ નરસિંહ ને, નામદેવનાં નામ;
ભક્તિ પ્રતાપે અચળ છે, ભક્તિ મુક્તિ દે રામ. ૩

(શાર્દૂલ)

તારી પૂર્ણ કૃપાથિ નાથ સઘળું, બ્રહ્માંડ ભાસી રહ્યું,
તારી પૂર્ણ કૃપાથિ સૂર્ય શશિનું, સૌંદર્ય સર્વે લહ્યું;
તારી પૂર્ણ કૃપાથિ વાયુ વસુધા, આકાશ વૃષ્ટિ કરે,
તારી પૂર્ણ કૃપાથિ વૃક્ષ લતિકા, તારુણ્ય તાજું ધરે. ૧
તે ત્રાતા ભવ વારિ તારિ અમને, શાન્તિ સુખો આપજો,
તે ત્રાતા જગદીશ ઈશ સઘળે, શાન્તિ સુખો સ્થાપજો;
તે ત્રાતા મતિ નિત્ય સત્ય ધર્મે, મ્હારી પ્રવર્તાવજો,
વિદ્યા વાણિ વિશુદ્ધ જ્ઞાન હૃદયે, રૂડી રિતે પ્રેરજો. ૨

(ચોપાઈ—ત્રિતાલ) *

મ્હારા અંત સમયના ઓ બેલી, તમે સંભાળજો પળ છેલી;
મ્હારા અંત સમયના આધાર, મને કરશો ન લેશ લાચાર. ૧
મ્હારા અંત સમયની સિદ્ધિ, રહે આપ ચરણમાંજ બુદ્ધિ;
મ્હારૂં અંત સમયનું ધ્યાન, તાત આપતણું એક તાન. ૨
મ્હારા અંત સમયના સાથી, મને લોભાવશો ન કશાથી;
મ્હારા મ્હારા કે'તાં ધીર થાઉં, ક્યા શબ્દવડે ગુણ ગાઉં. ૩
નથી વિદ્યા નથી બુદ્ધિ જ્ઞાન, નથી ભજન ભક્તિનું ભાન;
રહે આપ પદે અનુરાગ, માનું જીવિત સફળ અહોભાગ્ય. ૪
ભૂલું સંસારની મોહજાળ, જપું જગતપતિ જપમાળ;
આપ્યું જીવિત તો ટેક સંભાળો, સહુ પાપ ને તાપ પ્રજાળો. ૫
કર્યા અતિ અવગુણ અપરાધ, કૃપાનાથ કરો સહુ માફ;
ભલા ભોળાના શિવ ભગવાન, કાન ચરણકમળમાં પ્રણામ. ૬

(પ્રભાત)

હે અનાથ નાથ, પડી ભૂલ બહુ મારી, (ટેક)
હાથ ઝાલિ બ્હાર કાઢ, આશ એક તારી.—હે અનાથ૦
ધર્મ નહિં ધ્યાન નહીં, લોભ લાય લાગી;
ધનની ધામધૂમ મહિં, આથડ્યો અભાગી.—હે અનાથ૦ ૨
હાથથી ન દિધું દાન, તક ન એક સાધી;
ધૂર્ત મૂર્ત લૂટિ ગયા, ભોડ ઠોઠ બાધી.—હે અનાથ૦ ૩
યોગ્યતા નહિં તથાપિ, વિભુ અમાપ આપ્યું;
ખાધું નહિં ખરચ્યું નહિં, દુખ ન કોનું કાપ્યું.—હે અનાથ૦ ૪
જાણિ જોઈ વાંક કરી, ભાગ્યને વખોડું;
નાથ તોય રાખ લાજ, કાન હાથ જોડું.—હે અનાથ૦ ૫

* આ કવિતા મ્હારાં સ્વ. પત્નીના અંત સમયે તેમનાં સમાધાન માટે રચી હતી.

(પદ ચુમાલીસમું-ખમાજ તાલ ધુમાલ)

સાધન શું રે કરૂં? હવે હું સાધન શું રે કરૂં? (ટેક)
જે થકી ભય ને ભરમજ ભાગે, ભવજળ પાર તરૂં; હવે હું૦ ૧
જન્મ ધર્યો શું જર મેળવવા, જપ તપ ન કર્યું ખરૂં, હવે હું૦ ૨
એક મને નહિ હરિ ગુણ ગાયા, જ્યાં ત્યાં ફરતો ફરૂં હવે હું૦ ૩
પગ પુણ્ય પાછળ પાપે આગળ, પશુવત ઉદર ભરૂં હવે હું૦ ૪
તન જર્જર મન નિર્બળતાથી, વસ્તુ શુભ વિસરૂં, હવે હું૦ ૫
જ્ઞાન કૃપાધન કર સાહીને, તારો તોજ તરૂં; હવે હું૦ ૬

× × × × × ×

(પદ પિસ્તાલીસમુ-શાર્દૂલવિક્રીડિત)

હે ત્રાતા જગજીવના કરિ કૃપા, વ્હારે હવે આવરે;
જોએ તું અન્યાય હાય જુલુમો તેએ હજી તાવ રે,
છૂટે બાણુ કૃપાણુ ધાણુ નિકળે વિધાય સ્ત્રી-બાળકો,
ચાએ જ્યાં સહાર સભવ કરો, લેવાજ રૂડા હકો? ૧
ભ્હાનાં કાઢિ સતાવતા બહુ શઠો, ધાગ રૂઢી બધને,
મૃત્યુની નહિ ધાક ભ્હીક મનમા, શુ કે'વુ તે શખ્સને,
જોએ છે સઘળો પ્રકાર નજરે, તોએ નહિં સુધરે,
તેને તુ પ્રભુ પ્રેગ પ્રેમ-કરણા, તો અર્થ કાંઈ સરે. ૨
લોભી થૈ ધન માનના હર તરે', ભારે પ્રપચો કરે,
સત્તાનો ભય દાખવી પલ પલે, પ્રાણો પગપા કરે,
પીડે રંક ગરીબને નિશ દિને, ચૂથે થઈ ગીધડા,
રે'વા દે નવ શાતિથી પલકમા, લૂટીજ લે લૂગડા. ૩
છે જેને નહિ માનવી હૃદય કે કર્તાગ્ની ભ્હીક રે,
હત્યારા પશુ દૈત્ય માનવરૂપે, છે રેહ ધિક ધિક રે,
સચ્ચાં સકટ શાપ પાપ લઇને, હાથો ઘસંતા જશે,
ખોઈ માનવ જન્મ રત્ન કરથી, નીચી ગતિ પામશે ૪
થાએ શ્રી-સુખવૃદ્ધિ સત્ય યુગની, ઝાંખી રૂપાળી ભલી;
પૂરો એ મનકામના કરિ કૃપા, દારૂણુ દોનો દળી,
રાજા વિક્રમ ભોજ રામ જન્મ્યા, જેની પ્રતિષ્ઠા હજી,
એવા રાજવિ વીર આજ થઇને, કીર્તિ વરો કહાનજી. ૫



## खंड ६ ट्ठो–आत्मबोध अने हितोपदेश.

(પદ પહેલું–પીલુ)

ભજ ભજ ભજ મન નાથ નિરંજન,
કામ–મદાદિક અરિગણગંજન, ભજ ભજ૦ (ટેક)
ઓમ્ એકાક્ષર ઋષિ–મુનિ ગાએ,
છોડિ બીજા સહુ સ્વર ને વ્યંજન, ભજ ભજ૦ ૧
સ્થિતિ ઉત્પત્તિ લયના કર્તા,
સાક્ષિ સ્વરૂપે ભવ–ભયભંજન, ભજ ભજ૦ ૨
ત્રિગુણાતીત ત્રિકાળ અબાધિત,
જોગિ–જતી–મતિ ચાલે ન રચન, ભજ ભજ૦ ૩
કહાન અનૂપમ એ તપ–તીર્થે,
કીજે નિશદિન તન–મન મજ્જન, ભજ ભજ૦ ૪

(પદ બીજું–ઝિંઝોટી)

ભજુ એક ઓંકાર આનંદકારી,
મહા મંત્રજ મંગળકારી,—ભજુ એક૦ (ટેક)
અ પરબ્રહ્મ ઉ એક અક્ર ને, મ શિવ અર્થ વિચારી,
આદિત્યરૂપ તે આદિ દેવેશને, નિત્ય સિદ્ધ નિરધારી,
ભજુ એક૦ ૧
અ–ઉ–મ અર્ધ માત્રા ત્રિપુટી તે, ઓંકાર અખિલ લખાએ,
તે સચ્ચિદાનંદ પ્રણવના જાપે, જિવ શિવમાં મળી જાએ,
ભજુ એક૦ ૨
"આમેન" અંગ્રેજ, યવન "આમીન" ને, આર્યો "ઓમ" ઉચ્ચારે,
ઓંકારનાં એ અપભ્રંશ રૂપો, અષ્ટાંગ યોગે વિચારે,
ભજુ એક૦ ૩
જરથોસ્તિ, જૈન ને અરિહંત દાદાર, અહુરમઝદને ઉપાસે,
અ અક્ષરે આરંભ છે તેનો, ઓમાર તેમાં પ્રકાશે,
ભજુ એક૦ ૪
હર્ષમાં શોકમા ગાનમાં તાનમાં, થાય આરંભ અકારે,
ઈશ્વરવાચક એજ અક્ષર છે, સાકાર ને નિરાકારે,
ભજુ એક૦ ૫
ઉત્પત્તિ સ્થિતિ ને સંહારલીલા, ક્ષેમ પ્રેમ શૌર્ય સરવે,
ઇચ્છા અકરણ રસ ચૈતન્ય છે, કહાન શ્રી ઓંકાર તરવે,
ભજુ એ૦ ૬

(દોહરા)

ઓમ્ એકાક્ષર ત્રિપુટિમાં, વ્યષ્ટિ સમષ્ટિ સમાય,
પૂર્ણ કળા કાન્તિ અને, શાન્તિ તેથિ પમાય. ૧

( પદ ત્રીજું-પહાડી )

(એ) નિરંજન પદને,કોઇ મતજ વિરલા પામે. (ટેક)
મૂળ દ્વારથી ખેંચિ પવનને, ઉલટે દ્વાર ચલાવે,
નાગણુ નાભિકમળમા સૂતી, તેને તુર્ત જગાવે, નિરંજન૦ ૧
મેરુદંડ સોપાન ચઢીને, ભ્રમરગુહાની માહેં;
આસન મારી ધ્યાન ધરંતાં, ઝગમગ જ્યોત જણાયે, નિરંજન૦ ૨
શશિમકળમાં સુધા શ્રવે તે, પીને તૃષા સમાવે,
શયન કરે જઈ ગગનમડળ જ્યાં, સુરતા સેજ બિછાવે. નિરંજન૦ ૩
ભસ્મ કરીને સકળ કર્મની, અંગ વિભૂતિ રમાવે;
નર પામર નારાયણુ થઈને, આપે અલખ લખાવે, નિરંજન૦ ૪
ધ્રુવ-વાલ્મિક-મીરા-સબરીની, અદ્દભુત કથા સુણાવે;
કહાન પરંતુ દર્શન દુર્લભ, નિર્વિકલ્પ નર પાવે, નિરંજન૦ ૫

( પદ ચોથુ )

નિરંજન ભજને (આ) મનકુ મોહ્યુ મારૂ,
એક તુંહી તુંહી ઉચ્ચારૂ, નિરંજન ભજને૦ (ટેક)
વ્યાપક વ્હાલો મનમંદિરિયે, સ્થાન રચ્યું રૂપાળું,
ત્રિવેણિ તીરથ સ્નાન પાનથી, તન મન તાપ નિવારૂં, નિરંજન૦ ૧
વ્હાલપ અંતર ઘૃત દીપકની, આરતિ નિત્ય ઉતારૂં;
અંજળિ અર્પું નયન નીરની, હૃદયાબુજ ઓવારૂ, નિરંજન૦ ૨
ભોગ જોગ સામગ્રી સેવા, દયા મયા વિસ્તારૂં;
ભજન તાર સાધો સુમતી, નૌકા પાર ઉતારૂં, નિરંજન૦ ૩
દશ ચોવિશ અવતાર ઈશના, પ્રતિ દેહે નિર્ધારૂં;
કહાન ભિન્ન ભાવ પરહરવા, ચપળ મનને મારૂં, નિરંજન૦ ૪

( પદ પાચમુ )

ભજન વણુ ધિક ચતુરાઈ જ્ઞાન. ( ટેક )
પોથિ પુરાણુ પઢે છે સર્વે, એમા નહિ ગુરુજ્ઞાન. ભજન૦ ૧
જીવ ગણે હું આત્મજ્ઞાની, નહિ એ જ્ઞાન ગુમાન ભજન૦ ૨
કહાન ભક્તિમા ચિત્ત લગાડો, ભક્તિ ભજનના પ્રાણુ ભજન૦ ૩

(પદ છઠ્ઠું)

નિર્ગુણ ભક્તિ ન્યારી, સતો, નિર્ગુણ ભક્તિ ન્યારી. (ટેક)
નહિ પ્રતિમા નહિ પૂજા અર્ચા, છાપ તિલક ગળ માલા,
નહિ મત તીર્થ ઉપોષણુ તર્પણ, હૃદયે હરિ રઢિયાળા. સતો૦ ૧
નાત જાત કે વિધિ નિષેધને, માને મોટા વ્યાધિ
હરી શાંત એકાંતે સાધે, બ્રહ્માકાર સમાધિ સતો૦ ૨
જગત ભગતની સંગતિ ત્યાગી, વૈરાગ્યે રઢ લાગી,
સકામ સ્વારથ વાત ન રૂચે, કહાન દૃઢ અનુરાગી સતો૦ ૩

( પદ સાતમું )

ગાઓ હરિનું નામ, સદોદિત૦ (ટેક)

જે નામે કુમતિ સહુ નાશે, નાશે પાપ તમામ;
ભવસાગરથી તારણ થાએ, મળે શાંતિ સુખધામ સદોદિત૦ ૧
સર્વ દેશિનું નરનારીનું, એકજ હરિનામ;
સાધુસંત નિત ધ્યાન ધરે ને, જપે જેહ શુભ નામ. સદોદિત૦ ૨
અભિમાની મન કાં તે ભૂલે, તજી જગત આરામ;
દાસ કા'નની નમ્ર પ્રાર્થના, કા ન ધરેજી કાન? સદોદિત૦ ૩

(પદ આઠમું-ધુન ત્રિતાલ )

નિર્ગુણનું ધરિ ધ્યાન મુનીજન, નિજનું સત્ય સ્વરૂપ નિહાળે. (ટેક)
સ્થિર ચિત્ત થાવા સ્થળ એકાંતે, પ્હેલાં કોમળ આસન વાળે; નિર્ગુણનું૦ ૧
ત્રિકુટિ મહેલમાં સુરતિ જમાવી, રવિ શશિ તારક તેમાભાળે; નિર્ગુણનું૦ ૨
નિરખે વિદ્યુતના ચમકારા, નૌતમ રંભા નૃત્ય નિહાળે, નિર્ગુણનું૦ ૩
ધ્યાનમગ્ન યોગેશ ડગે નહિ, જ્ઞાનાગ્નિથી મોહ પ્રજાળે; નિર્ગુણનું૦ ૪
ભરતરિ ગોરખ યોગિ મછંદર, અજપાજપ જપતા ત્રણ કાળે; નિર્ગુણનું૦ ૫
ક્હાન મુક્ત થઇ ભવબંધનથી, મોક્ષપદે તે અવિચળ મ્હાલે નિર્ગુણનું૦ ૬

(પદ નવમું-લાવણી ત્રિતાલ)

તું રહે સદા મન મગન, ભજનરસ પી પી પી પ્યાલો. (ટેક)
કેમ રહે દિન રૈન ઉદાસી, દાક જગત કાલો;
ખટકે તોપણ ખમવો રહેજે, વિજ્જોગનો ભાલો. તું રહે૦ ૧
વાદળ રંગ સુનેરી જેવો, સુખનો સરવાળો;
દુઃખ દુઃખ દુઃખજ આ લોકે, શી રીતે ખાળો? તું રહે૦ ૨
વન ઉપવન કે જઈ ગુફામાં, આયુ બધુ ગાળો;
કર્મસંજોગ સગાથે લાગ્યા, કેમ કરી ટાળો? તું રહે૦ ૩
જાય દ્વારિકા કાશી મથુરા, સેવે હેમાળો,
પ્રગટ પ્રભુ પિંડે બ્રહ્માંડે, જોય વિરલ વ્હાલો. તું રહે૦ ૪
કાયા કોમળ રંગ પતંગી, ક્યાં ગુલાબિ ગાલો?
કાળ ઝપાટે મધણુ પનટે, જાય તુટી ટાળો તું રહે૦ ૫
અમૃત ખૂટી ભજન ભક્તિમાં, મસ્ત બની મ્હાલો;
ક્હાન ગાવ આનંદે છંદે, નિર્ગુણ ગુણ ખ્યાલો. તું રહે૦ ૬

( પદ દશમું )

નિશ્ચ નિરંજન હો, સ્મરોને૦ (ટેક)

તે વિણ એક નહિ આ જગમાં, સુખનું સાધન હો. સ્મરોને૦ ૧
દુસ્તર આ સંસારથી તારે, પ્રભુનું ચિંતન હો. સ્મરોને૦ ૨
દ્વેષ કલેશ કુટિલતા ટાળે, પ્રભુપદ પાવન હો સ્મરોને૦ ૩
ક્હાન અનુગ્રહ તેનો લેવા, કરિયે વદન હો. સ્મરોને૦ ૪

(પદ અગ્યારમું-તાલ કવ્વાલી)

પ્રાણ પંખીડાનો શો પ્યાર, એને ઉડી જતાં નહિ વાર. (ટેક)
હસતાં રમતાં વાતો કરતાં કર તાલી દઇ યાર,
ગયો ગગન ફરિ નજરે ન ચડ્યો, કરતા જતન અપાર. પ્રાણ૦ ૧
સુંદર મનહર મ્હેલ ઝરોખા, સુત-વિત-નૌતમ નાર;
સુખનાં સાધન બધન જાણી, કરી નહિ દરકાર. પ્રાણ૦ ૨
દેહ નગરમાં નરવર રૂપે, ફરતો થઇ સરદાર;
મન ઇંદ્રિયગણ નિશદિન રે'તા, સેવામાં તૈયાર. પ્રાણ૦ ૩
પાપ પુણ્યનો સાક્ષી સ્વામી, ધરે વિવિધ અવતાર;
અજરામર ચેતન અવિનાશી, નિરંજન નિરાકાર. પ્રાણ૦ ૪
આવ્યો અચાનુચ ખબર ને તેની, ગયો એમ નિરધાર;
જ્ઞાન પિંજર ખાલી દીઠું ખુલી ગયા દશ દ્વાર. પ્રાણ૦ ૫

(પદ બારમુ-પિલુ)

જાગ મુસાફર જાગ અભાગી મોતનિ નોબત શિરપર વાગી (ટેક)
રાત વિતી ગઇ વ્હાયુ વ્હાણુ, વતન નહિ આંહિ દૂર ઠેકાણુ. જાગ૦ ૧
કઇક ગયા કરે કઇક તૈયારી, ચોર ચકોરની બ્હીક છે ભારી. જાગ૦ ૨
આપ કમાઇના પોટલા બાંધે, કો શિરપર કો ઉચક ખાંધે. જાગ૦ ૩
એક પલક કો રે'વા ન પામે, નરવર આજ્ઞા કોણ ઉથાપે? જાગ૦ ૪
પામર પ્રાણી શિદ ગભરાએ, કાન હજવડી હરિગુણ ગાએ. જાગ૦ ૫

(પદ તેરમુ)

ભજનજ સાચું રે સાચુ, સહુ કાજ છે એ વણુ કાચુ. ભજનજ૦ (ટેક)
ભજન કરે તે ભયમુક્ત થઇ, જગત ઉપાધિ ત્યાગે,
સુખ સતોષે જીવન ગાળે, ઇચ્છિત સુખ લે આગે ભજનજ૦ ૧
ભજનિક સત સદા સતોષી, પરમારથમા પૂરા;
કોમળ હૃદય દયામય સાચા, સમયે લડવે શૂરા. ભજનજ૦ ૨
ભજન ભક્તિ સ્વાભાવિક મનમા, જ્યોતિ અલખ જગાવે,
પોતે પોતાનો ગુરુ થઇને, અનુભવ જ્ઞાન લખાવે. ભજનજ૦ ૩

(પદ ચૌદમુ)

ધાર્યું ન બને કાઇજ તારૂં, મિથ્યા શું કર મ્હારૂં મ્હારૂં. ધાર્યું૦ (ટેક)
કાળરિપુ ન કળાય કોઇથી, એવા ચક્ર ચલાવે,
મનના ગ્હેલ મનોરથ મનમાં, ધન તન કામ ન આવે. ધાર્યું૦ ૧
રોગ-શોકના વિષમ પ્રસંગો, ત્રિતાપ ઝાળે તોરે,
મોહ-મદિરા મૂઢ બનાવી, જ્યાં ત્યાં નાચ નચાવે. ધાર્યું૦
શો ટગમગ દુનિયાની દેખી, વૃત્તિ પાપથી ધોઇ,
જ્ઞાન જડવત્ મૂઢ બુદ્ધિએ, ધીરજ ધારણ ખોઇ. ધાર્યું૦

(પદ પદરમુ)

મરજી હરજીની હરજીની, બને વાતજ તેણે સરજી—મરજી૦ (ટેક)
તારયુ તીર વછૂટયું કરથી, પખી પ્રાણ ઉગાર્યો
પોતે પારાધી ભપડાયો, સાપે ડંખજ માર્યો—મરજી૦ ૧
ખલક ખેલનો જોટો ન જડે, જોતા અલક મલકમાં,
જે વણુ પલ પણુ ચાલે નહિ તે, ચાલ્યુ જાય પતકમાં—મરજી૦ ૨
નિજ નજરે અતિ અશુભ જણાએ, હેતુ હો કઈ સારો,
અકળ કળા અખિલેશ્વરજીની, વિવેકથી ન વિસારો—મરજી૦ ૩
ઉદધિ શાન્ત કદાપિ ઉછળે, વિના ઋતુ ઘન ગરજે,
તળિયે જાતું નાવ તરે તે, કુદરત કા'ન સમરને—મરજી૦ ૪

(પદ સોળમુ)

મન તુ મુંઝા માં મુઝા મા, ગાફલ થઇને ગોથાં ખા માં—મન તું૦ (ટેક)
કો નહિ તારૂ તું નહિ કોનો, બની એ આદિ અનાદિ,
સહુ જૂઠું સાચુ કરિ માને, પામર મિથ્યાવાદી—મન તું૦ ૧
રાખ ભરૂસો વિશ્વંભરનો, એ તુજને નહિ છોડે,
કીડીથી કુજરને પોષે, કર શુભ કરણી કોડે—મન તું૦ ૨
ખોટાનો જે કરે ખર્ખરો, ખર તે ખરો લખાએ,
ખરથી તુચ્છ ક્ષમા ગુણુ ત્યાગી, ખોટામાં ભટકાએ.—મન તું૦ ૩
સાચુ તે વધઘટ નવ થાએ, વધે ઘટે તે કાચુ
કા'ન કહે તે કપટિ કુબ્જિનું, જોવુ ન ગમે કાચુ—મન તું૦ ૪

(પદ સત્તરમું)

ભાવિ ના ભૂને ના ભૂવે, શિદ રૂપ-રગમાં ફૂને ભાવિ૦ (ટેક)
ચૌદ ચોકડી રાજપાટ તે, સુવર્ણ અંકાનગરી,
કપિ-લથી ઝડપાયો પલમા, સત્તા ખોઈ સઘળી.—ભાવિ૦ ૧
સર્વ શક્ત શ્રી રામ પ્રતાપી, એક વચન એક ટેકી,
નૃપ હરિચંદ્ર મહા સતવાદી, પણુ ભાવિ ન વિવેકી!—ભાવિ૦ ૨
ચિત ચચળ ચોફેર ફરે ને, કરે પ્રયત્નો કોટી,
ભાવિ તો નિર્માણુજ આપે, રોટી કે લંગોટી!—ભાવિ૦ ૩
ફાંફા મારી ફંદ કરે તે, પોતે જાય ફસાઈ,
વિધિવશ સુતટુ ઉલટુ થાએ, મુષક કરંડક ન્યાયી—ભાવિ૦ ૪
શુક હરિત ને વાયસ શ્યામલ, રંગ રહે છે સ્થાઈ,
ભાગ્ય લખ્યુ તે છૂટું ન પડે, કીધી પૂર્વ કમાઈ—ભાવિ૦ ૫
કહાન ભાવિવશ સઘળુ તોપણુ તજતો નહિ ભલાઈ,
વર્તમાનને માન આપિને, ગા ગોવિંદ વડાઈ—ભાવિ૦ ૬

(પદ અઢારમું)

આશા ઇશ્વરની ઇશ્વરની, શ્રદ્ધાપૂર્વક મન તે ધરની.—આશા૦ (ટેક)
અયોગ્યને પણ અદકું આપે, લેશ કહી ન સુણાવે,
તે દાતાની કરૂં દીનતા, દીનદયાળ કહાવે.—આશા૦ ૧
દંભી શઠની કરી દીનતા થયું ખિન્ન મન ખાટું,
હરતામલ કમળેશ તજીને, કોણીને કાં ચાટું?—આશા૦ ૨
ભવની ભુંડી શળ દુઃખદા, હરિવણ કોણ કહાડે?
ત્રિતાપથી બળતા અંતરને, શાન્તિ કોણ પમાડે?—આશા૦ ૩
સૂમ કૃપણના આશા પાશે, દામ થઇ બંધાણો,
નિષ્ફળતાથી નિરાશ થઈ ને, કહાન બહુ અકળાણો.—આશા૦ ૪

(પદ ઓગણીશમું)

ભરૂંસે ભૂલે શું ભાઇ, અમીરી ઠાઠે અંજાઇ.—ભરૂંસે૦ (ટેક)
મનમોહક માયાની રચના, લાગે અતિ સુખદાઇ,
ભક્તજનો ભરમાય ભૂલથી, લાલચમાં લપટાઇ—ભરૂંસે૦ ૧
ચોર ચંકાર ચરચરે ચિત્તે, પુંજી જોઇ પરાઇ,
ભોળી ભમરીને ભરમાવે, થઇ ધરમનો ભાઇ—ભરૂંસે૦ ૨
દામ આપશે ધામ આપશે, બહુ જશ-કીર્તિ ગાઇ,
છૂપી છરી અંતરે રાખી, દેખાડશે ભલાઇ—ભરૂંસે૦ ૩
છાપ પાડવા મુખપર ઠોકે, આપની આપ બડાઇ,
તક જોઇ પછિ તરતજ લાવે, સંકટ કટક તવાઈ—ભરૂંસે૦ ૪
બ્હેન બધુ પછિ આંસુ સારે, પરખી ક્રૂર કમાઇ,
સજ્જનનું પણ કાજ સરે નહિ, પરખાવે કોણ પાઈ.—ભરૂંસે૦ ૫
ધન દોલત કઇ સાથ ન આવે, ખા તું ધાન ધરાઈ,
પ્રાણ જાય પણ કાન ન કરતો, કોઇ દિવસ કુટિલાઇ.—ભરૂંસે૦ ૬

(પદ વીશમું)

આંખોના ઉઘાડે ના ઉઘાડે, જ્યાં લગિ અનુભવ સાધન ન જડે.—આંખોના૦ (ટેક)
રખડે તીરથ તન રગડે કે, વાસ વસે વગડે,
તાપ સહે કે ટાઢ મહે કે, પંડિત પદ પકડે.—આંખોના૦ ૧
સદ્ગુરુ એકજ શાન બતાવે, વિમળ વિચાર વડે,
મનનો મળ વળ ઝટ નિકળે ને, શ્રમ ઝાઝો ન પડે—આંખોના૦ ૨
જગ લાગે પણ જૂઠ ન લાગે, જર જુવતી ઝગડે,
અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ કરિ, કાન કઇક કનડે.—આંખોના૦ ૩

(પદ એકવીશમું)

જાનું પ્રભુની પાસ, અંતે જાનુ પ્રભુની પાસ. (ટેક)
શીદ ઉદાસ બને છે બદા, નાખીને નિશ્વાસ,
સમજી કાં કર કરણી કૂડી, કુટિલતા કંકાસ,—અંતે૦ ૧

ભૂલ સુધારી આગળ વધતાં, કરતાં શુભ અભિલાષ,
દયાસિંધુની ક્ષમા યાચતાં, પૂરણ થાશે આશ,–અંતે૦ ૨
આજ ગયું કે કાલ જવાનું, સ્વપ્ન સમાન વિલાસ,
ભીમ યુધિષ્ઠિર રાવણ જેવા, થયા હતાશ વિનાશ,–અંતે૦ ૩
મિથ્યા મમતે આયુ ગુમાવી, સિત્તર સાઠ પચાસ,
કેદાન પાતકો ઝટ તક સાધી, પ્રભુપદ પોત પ્રકાશ–અંતે૦ ૪

(પદ બાવીશમું)

બ્રહ્મવિચાર કરો, પ્રાણિ હો! બ્રહ્મવિચાર કરો. (ટેક)
માનવદેહ મણિ મહા મૂકી, પામર લે પથરો,–પ્રાણિ હો૦ ૧
લખ ચોરાશીમથી ઉત્તમ, મળ્યાં નારિ નરો,
ભૂત પિશાચ પ્રેત યોનિમા, ફરિ ફરિ દમ નિકળ્યો–પ્રાણિ હો૦ ૨
ઘટ ઘટ વહે છે ગંગા યમુના, તરસે શીદ મરો?
મૃગવત્ ઝાંઝવા જળ પીવાનો. નિષ્ફળ શ્રમ નકરો,–પ્રાણિ હો૦ ૩
નાથ નિરંજન નિજમાં નિરખો વન વન શું વિચરો?
એક બ્રહ્મ શાશ્વત વ્યાપકનું, ધ્યાન નહિ વિસરો,–પ્રાણિ હો૦ ૪
કેદાન ઉદાસી અલખ ઉપાસી, અંત સમે ઉગરો,
ધર્મ કર્મ સાધન તક સધિ, થઈ તત્ત્વજ્ઞ તરો,–પ્રાણિ હો૦ ૫

(પદ પચીશમું)

છોડ વિષયનો છંદ, મન તું છોડ વિષયનો છંદ. (ટેક)
પંચ વિષયના પ્રપંચ સઘળા, દે દારુણ દુઃખ દંદ,—મન તું૦ ૧
થા સાવધ વધતું જાણી ઝટ, મટે વિષ્ટ ભવમંદ,—મન તું૦ ૨
આતમતત્ત્વ અભેદ વિલોકી, થા સદ્-ચિદ્-આનંદ,—મન તું૦ ૩
શબ્દ સ્પર્શ રસ રૂપ ગંધ છે, માયા જાળ અનંત.—મન તું૦ ૪

(પદ છવીશમું)

હરિચરણે ચિત્ત ચોડ, મન તું હરિચરણે ચિત્ત ચોડ. (ટેક)
જોબન ધન લૂટાએ જાતાં, સૂતો શું સજિ સોડ?—મન તું૦ ૧
છળ પ્રપંચથી છેવટ છે દુખ, છંદ તું તેનો છોડ,—મન તું૦ ૨
જૂઠા જર જુવતીના લોભે, ભગવત્ મિથ્યા દોડ!—મન તું૦ ૩
સાચું જર છે અજર ઉપાસન, તજી જુદાઇ જોડ,—મન તું૦ ૪
આવાગમન ન તૂટે તદપિ, કર સત્કૃતિથી કોડ,—મન તું૦ ૫.

(પદ સત્તાવીશમું)

ભજ ભાવે ભગવંત, મન તું ભજ ભાવે ભગવંત. (ટેક)
ભવજલતારક, અતિ સુખકારક, એજ અંત પરિયંત, મન તું૦ ૧
વેદ શેષ શારદ નવ જાણે, જેનું રૂપ અનંત, મન તું૦ ૨
સજ્જન રંજન અલક નિરંજન, ભક્તજન કૃપાવંત, મન તું૦ ૩
અગમ નિગમ એ અખિલેશ્વરને, શોધે સાધુ સંત, મન તું૦ ૪
ક્હાન નિરાશ ન કરશે નિશ્ચે, એ શ્રીમંત ધીમંત, મન તું૦ ૫

(પદ અઠાવીશમું)

જળ તરંગના જેવું, જગતસુખ, જળ તરંગના જેવું. (ટેક)
મનમોહક બહુ રૂપ રંગ પણ, શું તેમાંથી લેવું? જગતસુખ૦ ૧
મિથ્યા હસવું રડવું લડવું, રહડવું પડવું રહેવું, જગતસુખ૦ ૨
હોવાનું દુઃખ ખોવાનું સુખ, જોવાનું શું કે'વું? જગતસુખ૦ ૩
નાચ નચાવે સૂત્રધાર ત્યમ, રાખે તેમજ રે'વું, જગતસુખ૦ ૪
સેવા ધર્મ ન સુગમ ક્હાન પણ, ધ્યાનજ તેમાં દેવું, જગતસુખ૦ ૫

(પદ ઓગણત્રીશમું)

પાવન હરિનું નામ, વદ વદ, પાવન હરિનું નામ. (ટેક)
મધુર મધુથી અધિક સુધા સમ, ખર્ચ ન એક બદામ. વદ વદ૦ ૧
પ્રેમાનંદે તે શુભ નામે, મગ્ન મનુજ નિષ્કામ;
કરુણામૃત નિધિ નિશ્ચે માની, સેવ સદા અભિરામ. વદ વદ૦ ૨
અણુ રેણુને જે જીવાડે, તે શું તજશે રામ?
મૂરખ ચિંતા શીદ કરે છે, ગા મુનિ મન વિશ્રામ. વદ વદ૦ ૩
દુરિત ગિરિવર છેદી થાપે, નંદનવન સુખધામ;
તે બ્રહ્માનંદે થઇ નિર્મળ, ક્હાન જીત મદ કામ. વદ વદ૦ ૪

(પદ ત્રીશમું)

પ્રેમવ્રત પાલન છે નહિ સ્હેલ. (ટેક)
મન એકાગ્ર કરે તન સંયમ, ટાળે મમતા મેલ;
કીર્તન ભજન શ્રવણ સાધનથી, ઉગ્યા વિરલ ચહેલ. પ્રેમવ્રત૦ ૧
ધન–મદ–રૂપ–ભાવ સુંદરતા, માયાના સહુ ખેલ;
મોહપાસમાં મૂઢ ફસાયા, વિષયી જન વહેલ. પ્રેમવ્રત૦ ૨
અર્પણ હૃદય કરે હરિ ચરણે, ભરી જ્ઞાન દીવેલ;
પ્રગટે પ્રેમ જ્યોત પ્રભુ નિરખે, કહાન નહિ મુશ્કેલ. પ્રેમવ્રત૦ ૩

(પદ એકત્રીશમું)

છે અમૃતમાં ઝેર, બંધુઓ! છે અમૃતમાં૦ (ટેક)
અસત્.સુખોના મિથ્યાભાસે, શી અમૃતની પેર?–બંધુઓ૦ ૧
સ્વાર્થત્યાગ નહિ કોઈ સ્થિતિમાં, ત્યાગ વેશ જાહેર,–બંધુઓ૦ ૨
ઘાત કરે પ્રાણાંત ન જાણે, કળિયુગ કાળો કેર!–બંધુઓ૦ ૩
બ્હારે બગલા અંતર ઠગલા, ખબર થાય આખેર,–બંધુઓ૦ ૪
લોભ દંભને કામ વાસના, અંતર અતિ અંધેર,–બંધુઓ૦ ૫
કહાન સુનીતિ જ્ઞાન પ્રસાદે, થાયજ લીલા લ્હેર,–બંધુઓ૦ ૬

(પદ બત્રીશમું)

માન શિખામણ માન, મનવા, માન૦ (ટેક)
ગઈ ગુજરી ભૂલી જાને, ભૂત પ્રેત અજ્ઞાન.—મનવા૦ ૧
વર્તમાન પર ધ્યાન આપતાં, સહજે સુધરે કામ.—મનવા૦ ૨
હરિઇચ્છાએ થયું થવાનું, વૃથા ધરે અભિમાન.—મનવા૦ ૩
ડાંપણ તારૂં કોણ કામનું, મિથ્યા મમત ગુમાન.—મનવા૦ ૪
પરભવનું આ ભવ ભોગવતું, તેનું ન મળે ભાન.—મનવા૦ ૫
હાનિ લાભ અજ્ઞાન વિસારી, કહાન ધર પ્રભુ ધ્યાન.—મનવા૦ ૬

(પદ તેત્રીશમું)

મધુર સુધા હરિનામ. નિરંતર મધુર સુધા૦ (ટેક)
શાન્ત મનેથી હરિ ભજે તે, પામે સુખ આરામ.—નિરંતર૦ ૧
હરિથી સુખ ને હરિથી શાન્તિ, હરિ કરવાનું કામ.—નિરંતર૦ ૨
હરિ પાપથી મુક્ત કરે છે, કહાન ભક્તિ સુખધામ.—નિરંતર૦ ૩

(પદ ચોત્રીશમું)

અરસિક કેમ બન્યું? મન તું, અરસિક કેમ બન્યું? (ટેક)
જગપાલક પ્રભુજીનું શરણું, શું તુજને ન ગમ્યું? મન તું૦ ૧
નિર્મળ હરિજન હરદા સેવી, નટખટનેજ નમ્યું! મન તું૦ ૨
રગ રગ ભક્તિ રસ ઉભરાયે, તે રસે ન રમ્યું. મન તું૦ ૩
કહાન વિચાર કરી જો તુજને, શામાટે નિરખ્યું? મન તું૦ ૪

(પદ પાત્રીશમું)

સમર સમર શ્રીરંગ, મન તું, સમર સમર૦ (ટેક)
એકજ એ રંગિલો સગી, બીજા રંગ પતંગ.—મન તું૦ ૧
પડ રિપુઓને કરી એકઠા, ડોલે મન માતંગ;
પચ મકારે જગ મચાવી, લૂટ્યાં આઠે અંગ.—મન તું૦ ૨
ખુલ્લાં દશ દ્વારમાં મ્હાલે, હસિ હસિ હંસ કુસંગ;
પકડાશે પણ પલક વારમાં, ખોશે નરતન નંગ.—મન તું૦ ૩
તન તમ્બૂરો તાર તૂટશે, નહિ દે તાલ મૃદંગ;
ક્હાન પ્રમાદ તજીને ભૂંડા, ઝટ ગા ભજન અભંગ.—મન તું૦ ૪

(પદ છત્રીશમું)

અનુભવનો આનંદ, અવિરલ અનુભવનો આનંદ૦ (ટેક)
અનુભવ કથન કદી નહિ થાએ, મથન કરે મુનિવૃંદ;
અનુભવ જ્ઞાન અતિવ ઉપકારક, ટાળે ભવના ફંદ —અવિરલ૦ ૧
અનુભવ રસ માટે જન ભમતાં, ભોગી મન મકરંદ;
અનુભવ શિક્ષક સદ્ગુરુ મ્હોટો, છે અવિચળ સુખકંદ —અવિરલ૦ ૨
ત્રિવિધ તાપ ને પાપ નિવારે, મન ચાતક ગુરુ ચંદ;
શુભ અનુભવ સદ્ગુરુપદ કરુણા, ક્હાન હરે ભવબંદ —અવિરલ૦ ૩

(પદ સાડત્રીશમું)

સાચું હરિનું નામ, ભાઇ, સાચું હરિનું નામ; (ટેક)
ખોટી કાયા ખોટી માયા, ખોટાં ધન સુખ ધામ. ભાઇ૦ ૧
સાચ તજીને ખોટાં માટે, ભટકે તું શુ કામ ?
ઠાલા આવ્યા ઠાલા જાવું, અંતે ઠાલું ઠામ. ભાઇ૦ ૨
નીતિ ભજન ભવસાગર તારે, પણ તેનું નહિ ભાન,
ઘડી પલકનો નહિ ભરૂંસો, ક્હાન રટી લે રામ. ભાઇ૦ ૩

(પદ આડત્રીશમું)

અમે તો રમતા રામ ફકીર, અમારા સગી શ્રી રઘુવીર૦ (ટેક)
વ્હાલાં ઝાડ પ્હાડ ડુંગરડા, વ્હાલી ગુહા ગંભીર;
વ્હાલાં વલ્કલ કોપિન કંથા, એજ હીર ને ચીર. અમારા૦ ૧
મહલ શાંત એકાંત અનૂપમ, કુટી સરિતા તીર;
તાપ કાપિને ઠંડક આપે, મનહર મિત્ર સમીર. અમારા૦ ૨
ક્ષુધા સમાવે ભાજિ ભાખરી, એજ ખાંડ ને ખીર;
માન અને અપમાન ન અમને, નહિં ખુશી દિલગીર. અમારા૦ ૩
શાહ પાદશા' મમાન સર્વે, કાજી હજુર વજીર;
પીર અને પેગમ્બર ચરણે, ક્હે ક્હાન જિકીર. અમારા૦ ૪

(પદ ઓગણચાળીશમું)

અમારો ટેક તણો હરિ નાથ (ટેક)
પાપિ-પતીત-દીન-હીનનો, ઝલે કોણુજ હાથ? અમારો૦ ૧
નામામૃત રસ પાન ર્યાથી સકળ સમે સતાપ અમારો૦ ૨
ભવની વાટ ભુલેલાઓનો, સમગો એ સગાથ અમારો૦ ૩
ધ્યાન ધ્યાનથી ભજતા થાએ, સહજ અનાથ સનાથ અમારો૦ ૪

(પદ ચાળીશમું)

કર્મો કર્યા કથીર, કનક કયાં થકી મળે? (ટેક)
વારી વલોવતા તે શું નવનીત નીકળે? કર્મો કર્યા૦ ૧
વિધિ-ભાગ્ય-દૈવ-કર્મ-લેખ, અર્થ એજ કે,
આ જન્મ પુરવજન્મ, કર્યા કર્મફળ ફળે કર્મો કર્યા૦ ૨
ડર રાખ અરે દુષ્ટ! તજ કુભાવ મરમાં,
જો રંક હત્ય કેત્ર, દીનતાથિ મળ કળે કર્મો કર્યા૦ ૩
મૃતિકાતણું શરીર, સદન બગલા બન્યા,
છોડીને ગયા છત્રપતિ, ભૂપ ભલ ભલે કર્મો કર્યા૦ ૪
મન-વચન-કર્મે એક, લગન ઈશ્વર ભણી,
નિજ રૂપને નિહાળ, કરી ભજન પળ પળે કર્મો કર્યા૦ ૫
ઊઠી સ્હવાર સાંજ, ગત એ તા કરી
હરિ બધ આખ જો તું એજ નાથ સહુ સ્થળે કર્મો કર્યા૦ ૬
પ્રભુ પ્રેમનો પ્રસાદ, સ્વાદ જ્ઞાનિઓ લહે
જન જન્મઅધ જોય નહિજ, જ્યોત ઝળહળે કર્મો કર્યા૦ ૭
પગ પાપથી ઉપાડ, ચાલ પુણ્ય પથમાં,
કર જોડિ માગ માફ, ધ્યાન શબ્દ ગળગળે કર્મો કર્યા૦ ૮

(પદ એકતાળીશમું–ઝિંઝોટી)

ભક્તિ તણી શક્તિ તે શું હું વખાણું!
એની વાણી જરા નહિ જાણું,–ભક્તિતણી (ટેક)
ભક્તિના ભાજન શ્રી રામ કૃષ્ણને ભેટયા ભક્ત પરમાણુ,
શ્રદ્ધાનો આધાર એમાં સમાયો, સત્ય મહત્વ મનાણું –ભક્તિતણી૦ ૧
પ્રહ્લાદ-ધ્રુવજી-સુદામ-વિદુરજી, મીરાં ને નરસિંહનું નાણું,
સાચવે જે ચિત્ત ચીવટ રાખી પરમ ચતુર પ્રમાણું –ભક્તિતણી૦ ૨
યજ્ઞથી પુણ્યથી જપથી કે તપથી, જે ફળ શ્રેષ્ઠ ગણાણું,
તે ફળ માત્ર મળે કરે ભક્તિ, પણ મનનું ન ઠેકાણું –ભક્તિતણી૦ ૩
નવધા ભક્તિ નવરત્ન સમાન છે મુક્તિન દ્વાર નવાણું
ભક્તિની યુક્તિ છે અમૃત ભાઈ કેમ તે મેજ ન માણું?–ભક્તિતણી૦ ૪
ભક્તિ રહિત તન અંત્યજ સરખું પાપ વિષે પરોવાણું
ધ્યાન વાણું વાયુ ગા ગા ગોવિંદને, આવશે આવું ન ટાણું –ભક્તિતણી૦ ૫

(પદ બેતાલીસમું)

ક્ષમા રમાનાથને પૂરણ પ્યારી,
ખરે ક્ષમાવત તણી બલિહારી-ક્ષમા૦ (ટેક)
ઉત્તમતું એ આભૂષણ સાચું, ન લહે કોઇ ઉતારી
હરત વળી ક્ષમા ખડ્ગ અડગ તો, ન્હાસે સબળ શસ્ત્રધારી-ક્ષમા૦ ૧
ક્રોધે ધરે રૂપ અનળ સમું તવ, તુરત થાય જેહ વારી
મૌન પ્રસન્ન મુદ્રા રાખે તો, ક્રોધજ જાય છે હારી,-ક્ષમા૦ ૨
અચિંત ક્ષમાવત ઇશ્વર આપ છે, નિત અનહદ ઉપકારી,
દોષના કોશ છતા રોશ ન ધરે, લે એ શિક્ષા સુવિચારી,-ક્ષમા૦ ૩
ચૌદ વિદ્યા કળા ચોસઠ ચાતુરી સહજ લહે લાચારી,
કુત્સિત ક્રોધીની મગી ન ચાલે, લાગે સદ્ સમારી,-ક્ષમા૦ ૪
ગાળાગાળીમથી મારામારી કરે, ખૂન તે મોટી ખુવારી,
ખામોશી નહિ તેથી નામોશી મોટી મગિ છૂટે અન્યને મારી-ક્ષમા૦ ૫
પશુવત્ હિંસા ક્રોધ કુટિલતા, દ્વેષ ભર્યા દુરાચારી,
મહાન જિવનધર્મ સહન એ તપ છે, અને ઉગરવાની બારી,-ક્ષમા૦ ૨

(પદ તેતાલીસમું)

પરમપ૦ પામવા કરિયે પ્રયાસ
રીઝે જેમ આપ અવિનાશ-પરમપદ૦ (ટેક)
સતસંગ સજ્જન શાસ્ત્ર મહાયથી, ટાળી વૃત્તિ સહાસ
વપુ વશ મનવું વિનય વિચારથી, થાય તો આતમ વિકાસ,-પરમ૦ ૧
મળમૂત્રથી ભર્યાં સ્થૂળ શરીરને, મેહદ ભોગ વિનાસ
શઠતા કાપટ્ય કરાય તે માટે, પણ પળની ન ગુંજાશ-પરમ૦ ૨
તન-મન-ધન સહુ ઇંદ્રિય આધીન, શું કરે જ્ઞાન પ્રકાશ?
રાગ લગાર ન વૈરાગ્ય ઉપર, આશા આગ ચોપાસ-પરમ૦ ૩
જપ-તપ-સાધન સાધ્ય કરીને, મેળવ સુખદ સુવાસ,
જ્ઞાન અચાનક ઊડિ જશે જિવ કર શિવપદમાં સમાસ-પરમ૦ ૪

(પદ ચુમાલીસમું-ગઝલ)

ઓ જીવ! ભૂલી જા હવે, ભૂલી જા હવે, ભૂલી જા હવે (ટેક)
કીધે વિલાપો શું વળે? ગયું તે શું તારૂં સાંભળે?
ગયું તે ગયુંજ નહિં મળે, ભૂલી જા હવે ભૂલી જા હવે. ૧
સ્વર્ગજ મળવું જો ખરે, તો ધીર ધર તે મા અરે!
અહિ અમર કો કે'તું ખરે, ભૂલી જા હવે ભૂલી જા હવે ૨
આવ્યા સદ્ જન એકલા, જાવુંજ સમ ભુંડા ભલા
એ મૃત્યુ-જીવનની કળા, ભૂલી જા હવે ભૂલી જા હવે ૩

જન પંખિડાં ઝાડે મળ્યાં, બોલ્યાં ક્ટ્ટ કોઈ કોઈ ગળ્યાં,
પાછાં ન બેજાં સાંભળ્યાં, ભૂલી જા હવે ભૂલી જા હવે. ૪
આત્મા અમર ભરપૂર છે, તો મિત્ર કહે ક્યાં દૂર છે?
કહાન જો હાજર હજૂર છે, ભૂલી જા હવે ભૂલી જા હવે. ૫

(પદ પિસ્તાલીસમું-જીવનપુરી, ત્રિવટ)

અભિમાન અમરતું શીદ ધર્યું, (૨) શિદ ધર્યું, મન શીદ ધર્યું
અભિમાન૦ (ટેક)
દાન કર્યું નહિ, પુણ્ય કર્યું નહિ, પાપ પંથે પગલુંજ ભર્યું—અભિમાન૦ ૧
સુખદાયક વચનો વદવામાં, મૂઢ બની ક્યમ મૌન ધર્યું,—અભિમાન૦ ૨
અવરતણા અવગુણ જોયા પણ, નિજનું નવ અનુમાન કર્યું,—અભિમાન૦ ૩
પરગટ પ્રેમ વચન વદને પણ, અંતર ઘટ અઘ નરક નર્યું—અભિમાન૦ ૪
બાહર જૂદું અંતર જૂદુ, ઠગ બગ ધ્યાને કોણ તર્યું?—અભિમાન૦ ૫
દભ જૂઠ શઠ પાખંડેથી, કહાન કેમ ન રહેજ ડર્યું?—અભિમાન૦ ૬

(પદ છેતાલીસમું-રામગ્રી)

મન મસ્તાનાં, આળસમાં તુજ અસ્ત થવાનો જાણજે;
મનની મનમાં, રહિજ જશે એ નિશ્ચે વાત પ્રમાણજે ટેક
અણુચિંતવ્યું છે ચાલ્યું જાવું, વણ સાધન છે દુખિયું થાવું;
ચંચળ વસ્તુને શું વ્હાવું? મન મસ્તાનાં૦ — ૧
બહુ લોક ગયાં જોતાં જોતા, કમ અક્કલથી ખાતાં ગોથાં,
જન પુત્ર કલત્ર રહ્યાં રોતાં, મન મસ્તાનાં૦ — ૨
વૈરાગ્ય સ્વપ્ન સરખો તારો, બાંધ્યો બહુ પાપ તણો ભારો;
મળે કેમ ઉગરવાનો આરો? મન મસ્તાનાં૦ — ૩
નિજ રૂપ વિવેક વિચારીને, અંતર અઘ અર્ક વિદારીને
તુજ ભૂલ કબૂલ સુધારી લે, મન મસ્તાનાં૦ — ૪
જો જગદીશ્વરને જુક્તિથી, ગુરુ અથ બોધની શક્તિથી,
ભજ કાન એકરસ ભક્તિથી, મન મસ્તાનાં૦ — ૫

(પદ સુડતાલીશમુ-રેખતો, તાલ દાદરો)

સુણુ લે આ વચન સત્ય ઓ, સજન સજન સજન,
કરવાનું કામ એક છે, ભજન ભજન ભજન.' (ટેક)
દઇ વચન ગર્ભવાસમાં, શું વીસરી ગયો;
તપાસિ જો તું તાહરું, વચન વચન વચન.—સુણુ લે૦ ૧
નવધા ભક્તિ નરતનને, ક્યાં કરે, ન દેવને યત્ને;
ભક્તિની મુક્તિ છે અદ્ભુત તત હિ। જતન જતન જતન—સુણુ લે૦ ૨
ભક્તિ રહિત તન અંત્યજન ફરી ક્યાં થકી મળે?
કાન વાણુ વાયુ ગાગા ગોપ થઈ, ફતન ફતન ફતન.—સુણુ લે૦ ૩

વિચારિ જો વિવેકથી, ભલા જનુ કહાં?
કહાન વ્હાલું કર હવે, વતન વતન વતન.—સુણુ લે૦ ૪

(પદ અડતાલીશમું-પ્રભાત)

આવો ગાઓ ધ્યાઓ, સર્વે હર્ષ મનભરી; (ટેક)
સદા શરણ ચરણ ગ્રહો, એક શ્રી હરિ.—આવો૦ ૧
સ્તવન ભજન મનન, એજ ચિત્તમાં ધરો;
પાપ તાપ કાપિ પામશોજ આશગે.—આવો૦ ૨
સકળ વિઘ્ન ખાળિ સુખ નિમગ્ન રાખશે;
કુશ્ર કળીનો ન લેશ દાગ લાગશે. —આવો૦ ૩
દિવસ માસ વર્ષ જાય આવતી જરા;
ધ્યાનમાં ઉતાર અર્જ કહાનજી જરા.—આવો૦ ૪

(પદ ઓગણપચાશમું-રસના પ્રબોધ)

નામ સુધા કર પાન, રસના, નામ સુધા કર પાન. (ટેક)
રામજયંતી ઉત્સવ આજે, ગાજે ગગન નિશાન,
ઇક્ષુ મધુરસ ષડ પકવાને, તૃપ્ત ન પંચ પ્રાણ—રસના૦ ૧
મીરાં તુલસી તુક કબીરજી, દાસ ગરિબ ગુલ્તાન,
રામ બચાવે રામ ઉગારે, રામ નામ નિર્વાણ—રસના૦ ૨
શાન્તિ ધીરજ હિંમત આપે, કાપે કષ્ટ મહાન,
વૈખરિ વાણી વૈરી નિશ્ચે, ફેંકે નરક નિદાન—રસના૦ ૩
પરનિંદા પરદ્રોહ છોડિ દે, પરધન ધૂળ પ્રમાણ,
પરત્રિય લંપટ સંકટ વ્હોરે, પામર ખર અજ્ઞાન—રસના૦ ૪
કાન ધર્મ અવલંબન એકજ, નામ ન રામ સમાન,
ભજન ભક્તિ દે મુક્તિ શક્તિ દે, સિદ્ધિ સ્વર્ગ સોપાન—રસના૦ ૫

(પદ પચાશમું-ભૈરવી)

હરિરસ એકજ સાર, રસના૦ (ટેક)
ગોરસ-મધુરસ-ઇક્ષુ-સુધારસ, ષડ્રસ સર્વે અસાર—રસના૦ ૧
ટળવળવું તે મારે તે તો, લોભ તણો નહિ પાર,
ચિતશાંતિનું સાધન સાચું, ઉત્તમ મુક્તિ દ્વાર.—રસના૦ ૨
શુક-શારદ-મુનિ વાલ્મિક-નારદ, સફળ કર્યો અવતાર,
ભજન ભક્તિરસપી પી પ્રીતે, કહાન પરમ આધાર.—રસના૦ ૩

(પદ એકાવનમું)

ગાઇ લેને રસના, હરિજશ ગાઇ લેને રસના. (ટેક)
કો રૂડું કો ભુંડું ભાખે, જેવી જેની કલપના;
તું નિજ આશય ઉંચો રાખી, હર્ષ શોક મન ધર ના;—હરિજશ૦ ૧

નગુણાંને ગુણી જાણી, કરી કવિતા ગુણો ગાયા;
હવે હરિ ગુણ ગાવાની, નહી ઇચ્છા ઉપજવા દે. મને૦ ૩
પ્રભુની પ્રીતનાં કામો, નહિ કંઈ રીતથી કીધાં;
મહા એ દોષ અપરાધો, મતિ માથી સમજવા દે. મને૦ ૪
થયું તે કર્મના યોગે, સહુ શીરે વ્હડાવીને;
કરીને કહાન પર કરુણા, ફરી એવું ન થાવા દે. મને૦ ૫

(પદ છપ્પનમું-પ્રભાત)

વિષયથી વિરામ પામતું નથી મન પાપી; (ટેક)
રોગ ગ્રસિત તન તથાપિ, શાંતિ ના વ્યાપી. વિષયથી૦ ૧
બાલ યુવા વૃદ્ધ એમ, જાય આયુ ચાલી;
આળસમાં ખોય કાળ, રૂપ રંગ ભાળી. વિષયથી૦ ૨
સદ્‌ગુરુ સન્મિત્ર છબી, સમીપ હોય તોયે;
મૂકી માર્ગ ધર્મ તણો, પાપ ચિત્ત પ્રોએ. વિષયથી૦ ૩
જગત સ્વપ્ન તુલ્ય જોય, તોય લહી સાચું;
મન વચન કર્મ વડે, કરે કામ કાચું. વિષયથી૦ ૪

ચોરથીએ જેહ, ચોરી ન શકાય, લેશ પણ ભય જેને નહિ; ૩
મળ્યું એવું ધન, ધન મમ જન્મ, સુખે આવે નિદ્રા, શાંતિ સદા. ૪
ચયું સમાધાન, ટળ્યું અભિમાન, અન્ય તણી આશ, કહાન શાને? ૫

(પદ એકસઠમું)

ભૂલાય શું ભૂલાય શું? એ ચિત્ર તે ભૂલાય શું? (૨૬)
ચિનો જે અનિશ વર્ષનાં, તે સ્વપ્નવત્ સુખ હર્ષનાં,
દિલ દર્દ આંસુ વર્ષતાં, ભૂલાય શું ભૂલાય શું? ૧
ભોજન જમ્યાં ભલિ ભાતનાં, રંગે રમ્યાં દિન રાતનાં,
સંગીત ગાતાં સાથમાં, ભૂલાય શું ભૂલાય શું? ૨
ઘર મંદિરો ખાલી પડ્યાં, જંજીર તન તાળાં જડ્યાં,
સજ્જન ફરી નહિ સાંપડ્યાં, ભૂલાય શું ભૂલાય શું? ૩
તુટિ પાંખ પંખીડું રડે, ન્હાવા જતાં નીચે પડે,
અધ્ધર અધીરૂં તરફડે. ભૂલાય શું ભૂલાય શું? ૪
ગત વસ્તુને નવ શોચવી, એવું કહે પંડિત કવી,
કાન પ્રીત પ્રૌઢ અનૂભવી, ભૂલાય શું ભૂલાય શું? ૫

(જરાનું રાજ્ય–રોળાછંદ)

આંખે આવી ઝાંખ, દાંત ડગમગવા લાગ્યા,
કર્ણે પેઠી ઢાંક, ચરણ ચાલતાં થાક્યા. ૧
કેશ થયા સહુ શ્વેત, ત્વચા કરમાવા લાગી,
થઈ કૃશ કાળી દેહ, પ્રભુ નહિ ભજ્યા અભાગી. ૨
નખ શિખ શોભા ઘટી, નયન ન મળે નિદ્રાએ,
અન્ન ન પાચન થાય, મન્ન ચપળ ચિંતાએ. ૩
વહે નાસિકા નીર, વદન વપુ વક્ર વળિયું,
શિથિલ શક્તિ વિસ્મરણ, મરણ ભય આવી ભળિયું. ૪
કરી મજૂરી કંઈક, મેળવી જીવન મૂડી,
તાકે જન ઝાંઝાર, કરીને દૃષ્ટિ કૂડી. ૫
ધનહર મળિયા મિત્ર, દાસજન કહ્યું ન માને,
પલટયો સર્વ પ્રબંધ, કાળ ને પાને પાને. ૬
ઘટયો ભાર ને બોજ, કોટનો કોટજ તૂટયો,
ખડા બુઢાપા ચોર, અજાનો અંતે લૂટયો. ૭
સગા ન રાખે શર્મ, મર્મનાં વચનો બોલે,
ઘરડા ગાંડા કહી, ગણે તરણાને તોલે. ૮
પ્રતિકુળતાનું રાજ્ય, ચાલતું ડગલે પગલે,
રહે શી રીતે લાજ, જરામાં અવળું સઘળે. ૯

મિત્ર શત્રુ થઇ ઠગે અમને પણ થૈને મમતા,
લહે સમયનો લાભ, પાડિને પામા અવળા ૧૦
મ્હડી મસ્તકે ક્રોધ, સહજમાં લોહિ તપાવે,
સમતા શાંતિ હણી, ભલા જનને ભરમાવે ૧૧
ક્ષ તો લવરી મુખે, મૂઢવત્ મૌનજ મા તો,
ક્ષ તો ગાયે ગાન, પનકમાં કાઢે દાતો! ૧૨
સાડે બુદ્ધિ નાહિ, કહેવત સાચી પાડી,
કર્યા ડાઇ હેરાન, મહા હેવાન અનાડી ૧૩
રાખો પ્રભુજિ લાજ, જગ જમત્રાસ નિવારો,
ઠગનિ સુકૃત માજ માન જિવ જન્મ સુધારો ૧૪

(પદ નેમકમુ)

દુનિયા દુર્જનની, દુર્જનની,
જેને દાજ નહીં સજ્જનની—દુનિયા૦ (ટેક)

ધસુ સુધા—આદર દે તેને, યત્રે ઘાલી પીને,
બાવળ કરક મ્હાળાને, ક્રોધ ચઢે નહીં ચીને—દુનિયા૦ ૧
મચ્છ સ્વચ્છ જળ ગમે તેને, જાળ પાથરી મારે,
તીક્ષ્ણ તીર તાકી પારાધી, મૃગ ગરીબ મહારે—દુનિયા૦ ૨
શુક—પિક—મધુર બોલ બોલત, તુરત પાંજરે પૂરે,
હિંસક બગ ઠગ વાયસ જેવા, માણે મોજ હજૂરે!—દુનિયા૦ ૩
કહી સર્પને મામા મોટા, પય પ્રીતેથી પાએ,
નડતા ગ્રહ શનિને પૂજે, ગમારના ગુણ ગાએ,—દુનિયા૦ ૪
ગમનેતુ દે દૂધ—દહીં—ઘી, કમાઇ તેને આપે,
વાઘ સિંહના શબ્દ સાભળી તુરત જ માર્ગ માપે,—દુનિયા૦ ૫
વિંછુ જેવા શઠ સિપાઇડા, વાત વાતમાં નડતા,
તેને આપે માન પાન ને, ચાકરને કચ્ચરતા,—દુનિયા૦ ૬
"ભાઇમાસ" મ્હે ભીંમી નાખે, ઉક્તિ ગાળો ભાડે,
ભનો, ભાડ દાડ નહિ થાએ, તૂટિ પડે બબાડે,—દુનિયા૦ ૭
દગડોળથી ધનને લૂંટી હાકમ હુકમ હલાવે,
અમન જતા તે બેઅક્કલને, પ્રસન્ન સહુ પરખાવે,—દુનિયા૦ ૮
કહેવાતા મોટા શ્રીમંતો, નબળા જનને લૂંટે,
ગજ્ય ડ કો દેહ દહથી, અધવચ આયુ ખૂટે,—દુનિયા૦ ૯
નડતાને સુખ સગવડ જોઇ, થશો ન ભાઇ નડતા,
અહિ નહિ તો તહિ કર્મબંધને કુંભિપાકમા પડતા,—દુનિયા૦ ૧૦
પિત્તળ પોષ્મળ પરખાવાનું સુવર્ણ તે નહિ ઠગશે,
જ્ઞાન કૂપ કે નદી સમુદ્રે, મસ તુમકુ તરશે,—દુનિયા૦ ૧૧

(પદ ગોસઠમું-ખરવા, પિલુ)

સંસાર સંકટ કંટક ઝાડી, વિરલને ફૂલ ગુલાબની વાડી. (ટેક)
થોડાં સુખી દુઃખી ન્હાના ને મોટાં, જ્ઞાની ગુણીજન
મારતાં ગોથાં-સંસાર૦ ૧
સુખ ને સતોષ તો માન્યાં જ મનથી,
તુલના તેની નહિ ધન ધામ જનથી.-સંસાર૦ ૨
દુઃખમાંય સુખને જે શોધીજ કાઢે,
સાધુવૃત્તિ તે નથી વાટ હાટે.-સંસાર૦ ૩
ઈશ ઈચ્છાએ ને ઉચિત કર્મે,
આવી મળે તે સ્વિકાર સ્વધર્મે -સંસાર૦ ૪
પ્રભુજીને ગમતુ તે જ્ઞાનીને ગમતુ,
અજ્ઞાનીનું મન જ્યાં ત્યાં ભમતું-સંસાર૦ ૫
સ્વપ્નાંશાં સુખને દુઃખજ ફોક,
કાન ન કરતો હરખ કે શોક-સંસાર૦ ૬

(પદ પાંસઠમું-રેખતા, તાલ દાદરો)

વિચાર જીવ વ્યર્થ દિવસ કેટલા ગયા?
પત્યા મનોરથ પાર શું કહે કયા કયા? (ટેક)
મનૂજ માત્ર બંધુ જાણી, શુદ્ધ બુદ્ધિથી,
હરી પરાઈ પીડ શી, ધરી હૃદે દયા ? વિચાર૦ ૧
અમાપ પાપ અંતરે બ્હાર ધર્મ દંભથી,
ગિરિરાજ આબુજી ગયો, દુવારકાં ગયા; વિચાર૦ ૨
દિન રાત દોડધામ, દામ નામ રાખવા,
રહ્યુ ન નામ ધામ દામ ધૂળમાં ધર્યા, વિચાર૦ ૩
વિચારી ભજ હરિ હજી ઉરાડ ઉંઘને,
કહાન ભૂલી જાય ક્યમ મૃત્યુ તણી શયા વિચાર૦ ૪

(પદ છાસઠમુ-આશાવરી, તાલ એકો)

રે! મન ભજ તુ હરિને ભાઈ (ટેક)
સ્વારથની છે સઘલ સગાઈ,-રે મન૦ ૧
નાશવત સુખ મેળવવામાં, ચિતવૃત્તિ ચાહી લલચાઈ;
અવિનાશી આનંદ લહરની, કાન ગમજ તુજને નહિ કાંઈ રે મન૦ ૨

(પદ સડસઠમુ-પીલુ)

જ્યાં રે જુઓ ત્યાં એની એ ઘટના.
જળ થળ નભ નગ કુદરત રચના,-જ્યાં રે૦ (ટેક)
તીર્થ પ્રયાગ અયોધ્યા ને કાશી, બદ્રિનારાયણ દ્વારિકાવાસી—જ્યાં રે૦ ૨
મનનો ગયો નહિ મેલ લગારે, વ્યર્થ કર્યો વ્યય ધનનો વધારે,—જ્યાં રે૦ ૧

જ્ઞાનનું સાધન સત્સંગ સાચું, અડસઠ ધામ સ્નાન સહુ કાચું,—જ્યા રે૦ ૩
વાંચે વિચારે તો સુલભજ પ્રભુજી, બ્રહ્મસ્વરૂપ સહૂ નિરખુંજી —જ્યા રે૦ ૪
જ્ઞાન સર્વ સ્થળ નાથ શ્રીરંગા, ઘટ ઘટ ગંગા જો મન હોય ચંગા,—જ્યા રે૦ ૫

(પદ અડસઠમું)

જગત ભગતને બને ન કદાપિ, જૂઠ જગત્ પ્રભુભક્ત પ્રતાપી.—જગત (ટેક)
માયાનો મોહ જગતને ભમાવ, પલ પલકે હસાવે ને રડાવે —જગત્૦ ૧
જગત્ પ્રભુ પ્રભુતાને ન પ્રીછે, થઇ મન આધીન રીઝે ને ખીજે.—જગત્૦ ૨
બાહિર રાગી અંતર ત્યાગી, સંત સ્વરૂપ મળે કો સુહાગી.—જગત્૦ ૩
ચાર પદારથ ને ચાર મુક્તિ, ભક્તાધિન વણુ યુક્તિ પ્રયુક્તિ —જગત્૦ ૪
અચળ અખુટ સુખ આનંદ લ્હેરે, ભક્ત નિમગ્ન રહે રંગ ઘેરે.—જગત્૦ ૫
અણુધારી શિરપર આફત આવે, સંત જ્ઞાન ન તપે કે તપાવે.—જગત્૦ ૬

(પદ ઓગણોતેરમું–રાજીઓ, ધોળ)

સૂકા વેદાંતે શું વળે? વળે દુનિયાનો દાટ રે, (ટેક)
"અહં બ્રહ્મ-અહં બ્રહ્મ" ઉચ્ચરે, બહુ બ્હારના ઠાઠ રે!—સૂકા૦ ૧
દિક્ષા દઇને દબાવતા, રહે મૌન મહા ક્રૂર રે,
લેખો લખે વૈરાગ્યના, મન લોભે ભરપૂર રે.—સૂકા૦ ૨
લાભ લેવાને લલચાવતા, કાઢે નવીન નિમિત્ત રે,
શિષ્યોને શીશે ઉતારતા, ચોટયું ચપળામાં ચિત્ત રે.—સૂકા૦ ૩
ડોળ ઘાલે યોગિરાજનો, લાગ્યો રજોગુણ રોગ રે.
છૂપા છપ્પન ભોગ ભોગવે, રાંડી મુંડી સંજોગ રે!—સૂકા૦ ૪
કરણી તેની રેણી નહિ, ઢમ ઢોલ માંહિ પોલ રે.
"પોલ પત્રિકા" પેખતાં, થાય તરતજ તોલ રે.—સૂકા૦ ૫
લોભી ગુરુ ચેલા લાલચુ, ચાલ્યો ગાડર પ્રવાહ રે,
અંધ શ્રદ્ધા ભોગવાય છે, વદે મુખે વાહ વાહ રે,—સૂકા૦ ૬
નિર્દય એવા નઠોરને, કરશો ન ગુરુ કોય રે;
જ્ઞાન કુંદન જ્વલે જડે, પૂર્વ પુણ્યજ હોય રે.—સૂકા૦ ૭

(પદ સિતેરમું–દોરંગી દુનિયા)

ગમતી નથી રીત તારી રે, દોરંગી દુનિયાં (ટેક)
દોરંગી* કે દુરંગી? × સાચે ન કોની સંગી,
જોઇ મેં છેક ઢંગી રે,—દોરંગી દુનિયાં. ૧
ગરજે સ્નેહ સુવાળી, વિન ગરજે નાગણુ કાળી,
નિ:સીમ રહે નખરાળી રે,—દોરંગી દુનિયાં. ૨
થઇ તુજથી છેક નિરાશી, કઇ કાશી થયા નિવાસી,
કોઇ વૈરાગી વનવાસી રે,—દોરંગી દુનિયાં. ૩

*બે રંગવાળી × નઠારા રંગવાળી.

નહિ ન્યાય ન્યાયધિશ તોળે, પંચો પણ અસત્ય બોલે,
મઠ મંદિર પોલં પોલે રે,—દોરંગી દુનિયાં. ૪
કળિકૃત પોષણ કરનારી, સદ્ધર્મ સત્વ હરનારી,
સાં કાન છેક લાચારી રે,—દોરંગી દુનિયાં. ૫

(પદ એકોતેરમું-હિંદી)

દૂર થાવ દૂર દૂર દુર્વિકાર, સત્ય આત્મતત્વ વિત્ત ચોરનાર.
ફસું હું હવે કદી ન લોભ લાળે, કુટિલ કામવૃત્તિને ચહું ન ચાળે-૧
મળ્યા સંત શ્રી સમર્થ રામ સ્વામી, જોઇ અંતથી મેં મ્હારિ ખૂબ ખામી.
સ્વપ્નતુલ્ય સર્વ ભોગ ને વિલાસ, વૃથા તે તણી કરૂં શું નિત્ય આશ ?-૨
માગું વિરતિ ને વિવેક ટેક સંગ, ટકે ઉર ભક્તિ ભાવના અભંગ.
કોઇ કાર્ય વિષે વિઘ્ન જેથિ નાવે, ભ્રષ્ટ ભૂતકાળ કૃત્ય જે ભુલાવે.-૩
પ્રાણઘાતક કુતર્ક ટેવ ખોટી, ટાળિ નાથ હવે કરો ના કસોટી.
જેમ તેમ લવું તોય આણિ પ્યાર, કાન કર્ણધાર તાત તું ઉગાર.-૪

(પદ બોનેરમું)

ભજો અનંત સૌખ્યદા, વિમારિ સર્વ આપદા, (ટેક)
સત્ય શુદ્ધિથી તરો, સ્વધર્મ માર્ગ સચરો.
શાન્તિ લીનતા ધરો, સુભક્તિ માગ સર્વદા.-ભજો.
કુવાસના પરી કરો, વિવેક વીરશ્રી વરો,
પ્રસાદ પ્રેમનો ઝરો, કહાન ના ભુલો કદા-ભજો.

(પદ તોતેરમું-દેશી)

મિથ્યા મનસૂબા કરયા રે, જીવ જોને,
સત્તા શી તારા કર માં રે, જીવ જોને. ૧
(જેમ) પાણીના પરપોટા રે, જીવ જોને,
થાએ સહુ ખેલ ખોટા રે, જીવ જોને. ૨
પવળે પાણીમાં પતાસું રે, જીવ જોને,
મરે મનુષ્ય આય બગાસું રે, જીવ જોને. ૩
તુચ્છ કાયા કચન વરણી રે, જીવ જોને,
ભલે કવિ શ્રેષ્ઠતર વરણી રે, જીવ જોને. ૪
ભરી ભીતરમાં ભંગાર રે, જીવ જોને,
અંતે સળગાવે અંગાર રે, જીવ જોને. ૫
ધન વૈભવ ઠાઠ વિશેષ રે, જીવ જોને,
સાથે નહિ આવે લેશ રે, જીવ જોને. ૬
જમનું તેડું સરકારી રે, જીવ જોને,
ચાલે નહિ કાંઈ કારી રે, જીવ જોને. ૭

એ ઉપાડશે અદ્ધરથી રે, જીવ જોને,
ધારી લે સ્વધર્મ ધરથી રે, જીવ જોને. ૮
દિલ કોનું નહિ દુખવવું રે, જીવ જોને,
દુખ સ્હેવું પણ ના કહેવું, જીવ જોને. ૯
જો દેવ દયા વરસાવે રે, જીવ જોને,
જન કહાન ન કાં દર્શાવે રે, જીવ જોને. ૧૦

(પદ ચુમોતેરમું-ચાલ ગઝલ)

જ્યાં જ્યાં જુએ ત્યાં ત્યાં બધે તારીફ જગકર્ત્તારની, (ટેક)
ખાલિ ન કોઇ મુકામ જ્યાં, સ્વારી ન એ સરકારની.—જ્યાં જ્યાં૦ ૧
ખાસા તવંગર મ્હેલમાં, મુફલેશની મુશ્કેલિમાં,
મેવા મિઠાઇ રોટિમાં, તારીફ જગકર્ત્તારની.—જ્યાં જ્યાં૦ ૨
જંગલ પહાડ રાનમાં, વેરાન આલેશાનમાં,
જોઇ તમામ જહાનમાં, તારીફ જગકર્ત્તારની.—જ્યાં જ્યાં૦ ૩
કંગાલ મખ્ખીચૂસમાં, દાનાવ દિલ દરિયાવમાં,
આદમ હવાઇ નૂરમાં, તારીફ જગકર્ત્તારની—જ્યાં જ્યાં૦ ૪
પોથી પુરાન કુરાનમાં, દરગાહ મસ્જિદ મંદિરે,
સમશાન કબરસ્તાનમાં, તારીફ જગકર્ત્તારની.—જ્યાં જ્યાં૦ ૫
નહિ શિકલ એવી જોઇ કે, તેની નકલ બીજી મળે,
બેઅકલ સાફ કહાનજી, તારીફ જગકર્ત્તારની.—જ્યાં જ્યાં૦ ૬

(પદ પચોતેરમું-આશા. ગોડી.)

થી હરિનો રંગ સાચો, સંત જન, થી હરિનો રંગ સાચો, (ટેક)
છાપાં-તિલક-મુદ્રિકા-માળા, રંગ પતંગી કાચો—સંત જન૦ ૧
અનુભવ ઉત્તમ થાય પરીક્ષા, લવ નવ આવે ખાંચો—સંત જન૦ ૨
જગત રંગમાં નર્યું જૂઠું છે, જડમતિમાં શું જાચો?—સંત જન૦ ૩
ધ્યાન સુધારસ પાન કરંતાં, રાચિ શકો તો રાચો,—સંત જન૦ ૪
મિરાંબાઈ સમ લગન લાગી, નાચિ શકો તો નાચો.—સંત જન૦ ૫
કહાન તત્વ વણુ તડામારથી, લાગે સહજ તમાચો.—સંત જન૦ ૬

(પદ છોતેરમું-ઝૂલણા. પ્રભાતિયું)

હોય જો એક ઈશ્વર અનુકૂળ તો, વાળ વાંકો કરે કોણ વારુ!
સત્ય એ શીખને સમજિ દૃઢ ભજન કર, સદ્ય સરશે જ તો કાજ તારૂં.
ધર્મના નિયમને નિશ્ચયે પાળતાં, ભીતિ ભૂતની થકી દૂર ભાગે,
મૂર્ખ મનને ન વિશ્રામ પણ તે તજો, મુક્તિ માર્ગીજનને રાગ માગે.—૧
તુચ્છ સંસારનાં સુખ સાર ગણે, નિત્ય કર્મો કરે કષ્ટ નઠારાં,
પૂર્ણ પસ્તાવ પછિ અંતકાળે નડી, કૃજ મ'ં નામ ઉપજનારાં.
ઊઠિ તે રીત શુભ ચાલ ને આચરી, પામશે ઈશપદ પદ્ધિ મોટી,
સ્વર્ગની સાથ કંઈ નોય સરખામણી, હરિક સુખ વાસના સર્વ ખોટી.—૨

(પદ સીતોતેરમું-જિલ્લોટી)

વખત વહી જાય છે આળસેં ભાઈ,
તેનું ધ્યાન ધરો ચિત્તમાંહી,—વખત૦ (ટેક)
વિત્ત ને મિત્ર ફરી સાંપડે છે, સરસ સગાં સુખદાઈ,
ખોએલો સમય ફરી સાંપડે નહિ, માટે કરી લો ભલાઈ.-વખત૦ ૧
કાળ આવે પળવાર ન થોભે, ચાલે કરીને ચ્હડાઈ,
આરંભ્યાં કામ અધૂરાં રહે ને, મનમાં રહેવું મુંઝાઈ-વખત૦ ૨
જાયું જવાનું ને ખીલ્યું તે ખરવાનુ ખલક અતિ ઉંડિ ખાઈ,
રંગ બેરંગિ કાયા માયા વાડી, સ્હેજે જાય સુકાઈ.-વખત૦ ૩
સમય સફળ કરો કાજ રૂડાં થકી, પૂર્વની હોય પુણ્યાઈ,
વિક્રમ ભોજ યુધિષ્ઠર કેરી, કીર્તિ કેરિ છવાઈ-વખત૦ ૪

(પદ અઠોતેરમું-દેશી, પરજ)

સુખદાયક શાસ્ત્ર વિચાર રે, જન મન વિચારો;
જેથી સાંપડે સ્હેજે સાર રે, જન મન વિચારો. (ટેક)
ભવ સાગરમાં છે ઘણા રે, મચ્છ કચ્છ ભયકાર;
આવે સપાટે થાપટ ખાએ, થાય જલ્દી સહારે રે.-જન મન૦ ૧
વાયુરૂપી ચચળતાએ, ડગમગ ડોલા ખાય;
ક્ષણમાં સિદ્ધિ સપાટી આવે, ને ક્ષણ ખાડે અથડાય રે.-જન મન૦ ૨
ભક્તિરૂપી દીવાદાંડિનો આશરો, ભાળે ભક્ત ભગવાન;
શુદ્ધ શ્રદ્ધા હોય તેજ તરે ને, તારે અવરના પ્રાણ રે.-જન મન૦ ૩
કાળ બળી ક્યારે પકડી પાડે, છૂટે મૃત્યુનું વરંટ;
કર્ણ મુદ્રા કરી સાંભળ કાના, વાગ્યો મૃત્યુનો ઘટ રે.-જન મન૦ ૪

(પદ ઓગણાએંસીમુ-પરજ, ગરબી)

હોજી રે હેતેં હરિગુણ ગાઈયે,
હારે નથી એ સમાન જગતમાં કાંઇએ -(ટેક)
હારે તર્યા ભક્તિ તુંબિથી પાપી ઘણા,
હારે પામ્યા મોક્ષમાર્ગ લાભમાં નહિ મણા,
હારે સુણો પ્રવચન પ્રસિદ્ધ સહુ તે તણા.-હોજી રે હેતેં૦ ૧
હારે વિના જ્ઞાન આ વપુ પશુ પ્રમાણીએ,
હારે વિના પુણ્ય શૂન્ય પાપ ભાર તાણિયે;
હારે ધ્યાન ધુન કેમ ઊરમા ન આણિયે.-હોજી રે હેતેં૦ ૨
હારે બાળ હતા ત્યારે કાલુ કાલું બોલતા,
હારે દાન નિર્ભય પવિત્ર સત્ય ખોલતા;
હારે થયા વૃદ્ધ તજી ટેક ઓછુ તોળતા.-હોજી રે હેતેં૦ ૩

(પદ એથીમું-ગરબો)

મન મારાં મૂકી દેને મમતા બધી,
ખોટા છે આ જગનો સઘળો ખેલ જો. (ટેક)
ભ્રમણામાં ભટકી ભૂલે બેભાનથી,
એ તત્વમાંથી પણ નહિ નીકળે તેલ જો.—મન મારાં૦ ૧
સ્નેહ તણું ઉંડું કારણ તો સ્વાર્થ છે,
સ્વાર્થીઆ સ્નેહીનો શો વિશ્વાસ જો;
આશા ને તૃષ્ણા તે તો મધલાળ છે,
શા માટે વ્હોરે બંધન ને ત્રાસ જો.—મન મારાં૦ ૨
ચાહિશ જો તું ચોખ્ખે પંથે ચાલવા,
ચલવનાર છે પોતે પરમ ચતુર જો;
અમય આગ્રહ દુર્ગુણ સહુ દૂરે કરી,
કાં ન બની જા સ્વતંત્ર સાવ શૂર જો.—મન મારાં૦ ૩
ત્રસ્ટ વીલ પર સીલ કર્યાં તૂટી જશે,
વૈદ્ય વકિલ તે જાણો ડીલ× સમાન જો.
સવળાના આડા અવળા અર્થો કરી,
વાગ્મને પણ નહિ દે પૂરૂં ધાન જો.—મન મારાં૦ ૪
કાલ ઉપર કરવાનું કાંઈ ન રાખતો,
બની શકે તે કર તુજ કરથી આજ જો;
મોટાની મ'લા તે સુસ્લા થઈ નડે,
નાખિ વિન ને કરશે બહુ પનરાજ જો.—મન મારાં૦ ૫
દુખિયારી આ દુનિયાની મુસાફરી,
પણ દુખડાથી ડરનો નહિ લવલેશ જો;
દુખથી દુર્લભ વસ્તુ નિશ્ચે સાંપડે,
હરિ સમરણ ને દયા મયા ઉપદેશ જો—મન મારાં૦ ૬

સંસારના સંતાપ-કુટુંબકલહ.

(પદ એકાશીમું)

સગપણ શાનું રે શાનું ? પડિયું પ્રેમ વિના જો પાનું. (ટેક)
ધનની પાછળ રે ધાએ, કરતાં નિશદિન હાએ હાએ—સગપણ૦ ૧
દુખમાં ભાગ ન લે લવ લેશ, લે ભોજનમાં ભાગ હમેશ—સગપણ૦ ૨
દાંભિક મન મેલાં મુખ મીઠાં, પાપુડ નિંદા કરે અજીઠાં.—સગપણ૦ ૩
લાગણીઓવાળું રે હાપજી ઉગે, એ મીઠા ઠગ આના સોગે—સગપણ૦ ૪
ઈશ્વર દુખનો સાથી રે આપો, દગો જૂઠાની જડ કાપે.—સગપણ૦ ૫
[illegible] ધ્યાન તજ ઝટ લોભ સગાનો.—સગપણ૦ ૬

× [illegible] નોધ મરખામ.

(દોહરા)

ક્ષણભંગુર આ દેહની, જનને મમત અપાર;
પય પરપોટા જેહ પણ, પલમાં નાશ થનાર.– ૧
હસે કુદે હરખાય ને, ઉરમાં હરખ અશોક;
શોક દુઃખ આવી પડે, સમજે સઘળુ ફોક.– ૨
સોળથકી ચોવીશની, વય વસમી વિપરીત;
ગર્ધવ પચ્ચીસી વિષે, કોક મેળવે જીત.– ૩
ધન-વિદ્યા-વય ગર્વથી, છકે છેક નાદાન;
વિરલા સત્સંગે તરે, લઈ સુબુદ્ધિ સાન.– ૪
ખરી પરીક્ષા આપતી, સાહિત્ય સત હજૂર;
નિત્ય પાઠ તેના કરો, કરી કાઠ સહુ દૂર – ૫
કઠણ માર્ગ છે કાપવો, કસી અસીની ધાર;
શઠને છે વસમો સદા, સજ્જનને ન લગાર.– ૬
સહુ સુખ દુખ મિથ્યા ગણે, સંધ્યા વાદળ રંગ;
સદા રહે સતસંગતે, સાચા સંત મહંત.– ૭
મોહ ગહે લેપાય ના, છોડે લેશ ન ટેક;
દઢ શુદ્ધિ હૃદયે ભરી, ભજે નિરંજન એક.– ૮
અમર પ્રાણવાયુ સદા, શ્રી પરમાત્મ સ્વરૂપ,
દેહ ગેહ મિથ્યા લહી, દૂખ નહિ ભવરૂપ – ૯
પંચ તત્વનું પૂતળુ, સમય થયે સુકાય;
તેનો મિથ્યા શોક શો ? રૂપ માત્ર બદલાય – ૧૦
બહુ બહુ દેહ ધરી કર્યા, રંગ રાગ અભિલાષ;
તોએ તૃષ્ણા ના ટળી, જન્મ મરણની ફાંસ – ૧૧
તેથી નરતન રતનનું, કરવું ઘટે જતન;
જીવન તેજ ગયા પછી, વ્યર્થ વિમાસે મન – ૧૨
જતું જરૂર વિચારિને, ખાલી ખોમાં કાળ;
કા'ન બાંધ સાવધ થઇ, પાણી પ્હેલી પાળ – ૧૩

## હિતોપદેશ શતક.

('દ" નો એકાક્ષરી બોધ)

દેવ–દનુજ–માનવ મળી, ધરિ ઉર ઉંચી આશ;
લોકપતિ પાસે ગયા, કરવા વિદ્યાભ્યાસ.– ૧
બ્રહ્મચર્ય પાલન કરે, દઢ મેત્ર સુખદાય;
સમય જતાં સર્વે વદે, દો શિક્ષા ગુરુરાય – ૨
"દ" અક્ષર એકજ કહ્યો, ચતુરમુખે તે વાર;
સર્વે મર્મજ્ઞ સમજિયા, અર્થ સમર્થ વિચાર.– ૩

બ્રહ્મા પૂછયું એકને, આપ શું સમજ્યા દેવ ?
ભોગ લોભ તજવા કહ્યું, દ દમને તત્ખેવ.— ૪
બીજા માનવને કહ્યું, દ અક્ષર આદેશ;
સિદ્ધ તત્ત્વ શું સમજિયા, કહો સાર સવિશેષ— ૫
કર્મયોગિ માણસ અમે, ધર્મ કર્મમાં લીન;
દાન તત્ત્વ આપ કહ્યું, સુવચન પરમ સુશીલ.— ૬
જીવ નિશાચર પ્રેત જે, દૈત્ય દનૂજ અસુર;
તેને પૂછ્યું શું તમે, સમજ્યા કહો જરૂર.— ૭
સ્વભાવ ક્રોધી ક્રૂર ને, હિંસક અમે હરામ;
દયા દીલ ધરવા કહ્યું, ગુરુદેવ ગુણધામ.— ૮
સર્વે સહજ સમજિયા, હું છું તેથિ પ્રસન્ન;
વિધિ વાક્ય એ સાંભળી, પ્રફુલ્લ સહુ તન મંન.— ૯
× × × × ×
ધન્ય સુધન્વા પુત્રને, સુણી તાત આદેશ;
તાતાં તેલવિષે પડ્યો, દાઝ્યો નહિ લવલેશ.— ૧૦
સગરે પવિત્ર પુત્રને, રઘુપતિ જાનકીમાળ;
પ્રજાપ્રેમ સંતોષવા, કર્યો ત્યાગ તત્કાળ— ૧૧
બાજી તાનાજી અને, પૃથિરાજ શિરતાજ;
પ્રતાપ દુર્ગાદાસ તે, ખરા ક્ષત્રિ મહારાજ.— ૧૨
ભગિરથ લાવ્યો ભૂપરે, ભાગીરથી ગંગાય;
કઠણ કામ સહુ તે થકી, ભગિરથયત્ન ભણાય.— ૧૩
વ્યાધ નિષાધ જટાયુ ને, ગણિકા સજ્જન કસાઈ;
શબરી ભિલ્લ તરી ગયાં, ભક્તી તણી બડાઈ.— ૧૪
પવિત્ર પરશુરામ ને, શ્રવણ ધ્રુવ પ્રહલાદ;
માત તાત સેવા થકી, થયા અમર આબાદ— ૧૫
× × × × ×
મરણપર્યંત કાશી અને, મથુરે તીર્થ પ્રયાગ;
"દશરથી-પાપેશ" સદે, ભક્તિ-મુક્તિ બડ ભાગ— ૧૬
દેવાર્પણ તે "લબ્ધ" ને, "કબ્ધ" પિતૃ પ્રાપ્ત;
દેવાર્પણની રીતથી, કહાન મંન પ્રસન્ન— ૧૭
જપ કર્મો જપ પ્રેમ ને, જપ રોગો જપ તાપ,
ભજન જ બાંધે મર્યાદા, ભજન પ્રતાપ અમાપ— ૧૮
કર ઇન્દ્રિયોં ચાર મળી, સુણે જ્ઞાન વિચાર;
જ્ઞાન નેત્રિ એમે ભરી, ધ્યાન ભોલો ધાર— ૧૯
નિષ્કામી નિરૂપે જિને, રે કુદરત આધાર;
કુદરતનો એ કાયદો, ભજન વગર બેપાર— ૨૦

* હિંદુસ્તાનમાં "હર-કી-પાવ" નામનું તીર્થસ્થાન છે

ભક્તિ વશ ભગવાનને, ભાવે નિર્મળ ભાવ;
માટે ભજ ભાવે કરી, છોડિ દંભ દેખાવ— ૨૧
દેહરૂપ દેવળ વિષે, વસે સદા શ્રીરામ;
પામર જન પરખ્યા વિના, ભટકે તીરથ ધામ— ૨૨
સચ્ચિદ્ઘન પરમાત્મ છે, વ્યાપક વિશ્વાધાર;
તેને પ્રેમે પૂજિયે, કરિ અદ્વૈત વિચાર— ૨૩
ઠગ ભક્તોના ઠાઠમાં, ભોળાં બહુ ભરમાય;
ખોઈ તન ધન આબરૂ, પાછળથી પસ્તાય— ૨૪
અંતર શુદ્ધ કર્યો વિના, ધરે બ્હાર શણગાર:
ઈશ્વરનો અપરાધિ ને, ભૂ માતા પર ભાર.— ૨૫
દંભ વગરનું દાન ને, ગર્વ વગરનું જ્ઞાન;
શોભાવે બે લોકને, તેજ ભક્ત ભગવાન— ૨૬
જેની ગાંઠે રામ ધન, તે સમ નહિ શ્રીમાન;
સઘળથી નહિ સમ પદ, નહિ ચિત ચિંતાસ્થાન— ૨૭
અપમાને તપ વૃદ્ધિ ને, સન્માને તપ જાય,
સાધુ તે સમજીને, રહે પ્રસન્ન સદાય— ૨૮
ક્ષમાવત થઈ રે'વું પણ, કાયર થવું ન કાન,
અબળા બાળક રક્ષવા, પડો બ્હાર મેદાન— ૨૯
સુખે સુએ જાગે સુખે, સહે જેહ અપમાન;
પણ જે દે અપમાન તે, પામે નાશ નિદાન.— ૩૦
શૌર્ય પ્રેમ ને વિનયથી, દુસ્તર કાર્ય કરાય,
પણ એ ત્રિપુટિ મેળ વણ, ખોટો ખેલ સદાય— ૩૧
નિર્ભય નીતિથી લહો, જીવન તત્ત્વ જરૂર,
નીતિ માં નારાયણે, નિજનું મૂક્યું નૂર— ૩૨
ક્ષતથી જે રક્ષા કરે, તેજ ક્ષત્રિકુળ પૂત;
ક્ષાત્ર તેજ પરખાય શું, ઓઢે સફરાં સૂત— ૩૩
તન મન તુલસીદળ વચન, કોમળ અતિ સુખદાય;
કુચ કિલ્લો કોણ કવન, કઠિણપણે વખણાય— ૩૪
ભક્ત જોય ભગવાનને, કામી કાન્તા જેમ;
નીચ જોય પરદોષને, જ્ઞાની આતમ પ્રેમ.— ૩૫
સંદાચાર સત્સંગ ને, સત્ય વચન સંતોષ;
સરળ વૃત્તિ એ સર્વદા, સહાર ટાળે દોષ— ૩૬
ચિંતન દર્શન ને ક્રિયા, કામિનિ કીર્તિ કથાય;
પંચ દોષ એ સર્વથા, તપના રિપૂ ગણાય.— ૩૭

સોળ વર્ષની વય ચકી, વય ગધ્ધા-પચ્ચીશ,
જાગવજે જર જુવતિથી, નહિંકાં ફસી મરીશ!– ૩૮
સોળ વર્ષની વય પછી, રહ્યું તાતનું ખાય,
પુત્ર સ્વરૂપે અવતરી ઋણુ હર્તાજ ગણાય– ૩૯
જહા લાચિયા ચાચિયા, વકીલ ન્યાયાધીશ,
નિર્મળ ન્યાયતણા તહા, કાન ન આશ કરીશ– ૪૦
દલીલ ખરચી ખૂટતા, કરતા ગાલિપ્રદાન,
તે ન્યાયાધિશ વકિલનું, રખે ન લેનો નામ– ૪૧
અપ્રિય વક્તા કોક ને, અપ્રિય શ્રોતા કોક,
મુખ મીઠા નિંદક મહા, પુઠે પાડે પોક– ૪૨
ખળજન વકરે સહજમા, દેતા સચ સુબોધ,
નકટા આગળ આરસી ધરતા વાધે ક્રોધ– ૪૩
મેળ ગોળ ને ઘૃત તણો, મેળ સર્કરા દૂધ,
મેળ તક્ર ને લવણુનો, મેળ જ્ઞાનિ ને બુદ્ધ– ૪૪
ગુણિજન ગુપ્ત કરે સદા અવર પરે ઉપકાર,
કારણ પ્રત્યુપકારથી, થાય પુણ્ય પરિહાર– ૪૫
પ્રવચન ગુરુ પંડિત તણાં, ગ્રહે ન ચચળ ચિત્ત,
ભાડ દાડ કુવચન કથા, કરે યાદ પ્રતિ નીત– ૪૬
પોતાના બળ બુદ્ધિનું, જે નર કાઢે માપ
સાહમ કદી કરે નહિ, થાય નહિ સતાપ– ૪૭
ખુશી ખુશામતથી રહે, ખચીત તે તો ખોય,
નિસ્વારથ કડવુ કથે કહાન એ તો કોય– ૪૮
મોટા મમો વાસને, હલમ કરે ઉપાય,
સાધ્ય ન થાએ તે મદી કીડી કુંજર ન્યાય– ૪૯
ભૂલ ભાંગતાં પ્રથમથી, જોવુ ઊંડુ મૂળ,
મૂળ હેતુને શોધતાં, નડે ન બીજી શૂળ– ૫૦
કેરળ ભોળા લોક તે, ડાપણ વણ દોરાય,
ગાડરિયા પરવાહ મમ, હાણ પ્રાણુની થાય– ૫૧
સાર્થક ધન વિદ્યાતણું વ્યય કરવાથી થાય,
શ્રમ સઘરી રાખતાં, કાળ અચાનક ખાય– ૫૨
સરે ન ઉતમ વસ્તુ તો કરો ન તેનો સંગ,
જ્વરમાં પૃત પય સેવતાં, કરે અંગને તંગ– ૫૩
કનક* પાન કરવાથકી, અસત્ય સત્ય જણાય,
[illegible] અસ્થિર મતિ થાય– ૫૪

દાન ભોગ ધનની ગતિ, અન્ય અધોગતિ જોય;
તોય સૂમ મધમાખ જન, હસે રડે મન મોય.— ૫૫
ગુણ તપ કીર્તિ વિત્તની, સ્તુતિ વિશેષે થાય;
પણ શ્રદ્ધા સેવા સુજસ, તે કરતાં વધિ જાય.— ૫૬
ભય ભરેલ પ્રભુતાઈથી, ગરીબાઈમાં માલ;
ગજું વિચારે વર્તિયે, વાંકો થાય ન વાળ.— ૫૭
જે વસ્તુ જેના કને, તે તેનો માલેક;
માટે પ્રથમજ સોંપતાં, કરવો ઘટે વિવેક.— ૫૮
કર્યો હોય ઉપકાર તો, નિષ્ફળ નહિ કો કાળ;
સિંહ બચાવ્યો મૂષકે, જબ્બર કોંઠી જાળ.— ૫૯
કુત્સિત કુચિત કુકર્મથી, દુખિયો બહુ દેખાય;
આશ્રય તેને આપતાં સાવજની ગતિ થાય.— ૬૦
ઘણા ગણાવે લાભ તે, પરગજ્જૂ નવ હોય;
કપટીની ખટપટ કળા, લોભી જન નવ જોય.— ૬૧
શઠને સત્તા સોંપતાં, ઉપજાવે સંતાપ;
કાસળ કાઢે શેઠનું, ઉલટી આપે થાપ.— ૬૨
બળ બાવીશીને વિષે, મોટું બળ છે બુદ્ધ;
વૃદ્ધ મનુજથી પામિયે, હોય ચિત્ત જો શુદ્ધ.— ૬૩
ધનનો સ્પર્શ કરે નહિ, પશુ પક્ષી જિવ જાત;
મનુષ્ય ધન માટે મથે, રજની સાયં પ્રાત.— ૬૪
સુખમાં જે ફૂલાય ને, દુખમાં બ્યાકુળ થાય;
મિત્ર વિત્તને પરહરી; પાછળથી પસ્તાય.— ૬૫
થઈ મરણિયો જે પડે, લડવાને મેદાન;
અંગે દુર્બળ હોય પણ, કંપાવે બળવાન્.— ૬૬
બહારના દેખાવથી, મનનું કરતાં માપ;
ભૂલ થાપ બહુ થાય ને, ઉપજે છે સંતાપ.— ૬૭
વિચાર કરતાં દુઃખનો, ઘણો થાય ગભરાટ;
પણ દુખ આવે તેટલો, ઉરને નહિ ઉચાટ.— ૬૮
નાનું સંકટ ખાળતાં, મોટું સંકટ થાય;
તો નાનું સ્હેજે સહી, ધીર ધરે સુખ થાય.— ૬૯
જૂઠો સ્વભાવ જન્મથી, તે સુધરી ન શકેજ;
સીદી શ્વેત બને નહિ, સો મણ સાબુ ઘસેજ.— ૭૦
જાતિ સ્વભાવ વિરુદ્ધ સૌ, કદી ન સુધરે કામ;
દારુ ને વળિ દેવતા, કરે ન એકે ઠામ.— ૭૧

ફરે ચક્ર દિન રાતનું, અસ્ત ઉદયનું તેમ,
ચડની પડતી સર્વની, જો આ જગનો નેમ— ૭૨
ઉદય સમય ઉદ્ધત થઈ, ફોકટ જે ફુલાય;
અસ્ત સમય તેને નહિં, કોઈ કરે સહાય.— ૭૩
દૈવ કરે તેમજ બને, પણ તેને શો દોષ,
કરણીનાં ફળ સાંપડે, હૃદે ન ધરિયે રોષ— ૭૪
પ્રાત કાળે પુષ્પ જે, પ્રફુલ્લ થઈ ફુલાય;
વગને દિન પગ રજ વડે, ચાહી શું ચગદાય— ૭૫
મનુષ્યનો જે વસ્તુમાં, ચાને નહિં ઉપાય,
તેનો શોક તજી દઈ, રહેતા શાંતિ થાય— ૭૬
મોહપ માતા મોતની, મહા દુઃખનું મૂળ,
કપાવી દે કાયને, કરી કારમી શૂળ— ૭૭
પ્રેમઅગ્નિને સળગાવી, વરસે પાપણ પૂર,
શૂરવીર કાયર બને, કરમાવી દે નૂર— ૭૮
વધતી મોહપ સાણગી, ઉરમા ઝાગજ થાય,
કાગ બળી જમદૂતનું, ઝાઝું જોર જણાય— ૭૯
મરવુ એકજ વાર પણ, ધરી દેહ પર મોહ,
સુવર્ણ ભક્તિ ના ગ્રહે, ગ્રહે અવિદ્યા લોહ— ૮૦
દેહ તણા જે દંડ તે, ભોગવવા સરજેલ,
બેઠા પાસે જોય જન, ખરાખરીનો ખેલ— ૮૧
તૂટીની બૂટી નહિં, છૂટી જાએ કાય,
સરજ્યુ સરજનહાર ત્યાં, સજ્જનથી શું થાય?— ૮૨
વૈદ્યો[1] નારાયણ હરિ, ઔષધ જાહ્નવિ[2] તોય,
અંતિમ ઉપચારો કર્યા, કાન હવે શુ હોય?— ૮૩
મનની મર્યાદા વિના, તનની શી મરજાદ,[3]
મન જિત્યાવણ વ્યર્થ છે, જગત જીતની વાદ— ૮૪
અનેક ઉપચારો સજી, મનવશ રાખે જેહ,
તનથી તરર ચુકે નહિં, ઉત્તમ જન તો એહ— ૮૫
મર્યાદીનું નામ ધરિ, ફરિ તીર્થાટન ધામ,
છાપો તિલક ધર્યા થકી, કદી ન રીઝે રામ— ૮૬
મર્યાદી એ તો નહિં, મતવાદી ઉન્મત્ત,
કનક ક્રોધ મદ મત્સરે, રાત દિવસ રે રત્ત— ૮૭

૩ ' ૧—રોકટર ઔષધ જાહ્નવિતોય, વૈદ્યો નારાયણ હરિ
હિંદુસ્તાનમા "ડર - ચિક ડાળનાકુ મરજાદ

નાનાં ને મોટું ગણે, મન પર મધળી વાત;
મનને ભાવ્યું તો મિઠું, લવણ કાંઈ્યું સાક્ષાત.— ૮૮
ઓળખાણ પણ ખાણ છે, સમયે કરે સહાય;
મૈત્રિ મોંઘું રત્ન તે, પરિચયથીજ પમાય— ૮૯
અનુભવ વિના અશક્ય છે, થાવુ શુભ પરિણામ;
અનુભવ શિક્ષક સર્વથા, કારણ સુધારે કામ.— ૯૦
ગુણિજન ગુપ્ત રહે નહિ, વણુ મ્હેનત વખાણાય;
દિનકર વાદળ દળ વિષે, દાટયો પણ દેખાય.— ૯૧
સુશીલતાથી યશ મળે, ખળતાથી કુલ નાશ;
વિદ્યાથી શોભે વપૂ, સત્યે સુખ ચોપાસ— ૯૨
પુખ્ત વયે પરિપકવતા, અનુભવિ જનમાં હોય;
અશક્ય શક્ય કરી શકે, ચકિત થાય સહુ કોય.— ૯૩
સુખે સાંભરે સ્ત્રી અને, દુઃખે સાંભરે વીર;
ક્ષણક્ષણ ગુણ પિતુ માતના, આંખે આણે નીર.— ૯૪
જર જોરૂ ને જમિનથી, વાધે જગમાં વેર;
માટે સમય વિચારીને, કરવી તેની પેર.— ૯૫
રીત અટપટી પ્રેમની, હર્ષ-શોકના રંગ;
જાળવવી બહુ જુક્તિથી, મન મર્કટ માતંગ.— ૯૬
પ્રેમ નેમ નિર્મળ તહાં, સંશયની શી વાત?
ભિન્ન ભાવ મનમાં રમે, ધિક્ક પ્રીતડી જાત— ૯૭
સમ કરાવી કામ ને, દે નહિ ફૂટિ બદામ;
મોટા કરી દમામને, લે કોરટનું નામ.— ૯૮
ગરજને અક્કલ નહિ, દર્દિને પણ તેમ;
નિર્લજને લજ્જા નહિ, પ્રપંચ ત્યાં શો પ્રેમ?— ૯૯
નારી જન તે નવ જુએ, કૂળ શીલ આચાર;
ચોર ન્યાયને જોય નહિ, ધિઃક્ક ધિઃક્ક અવતાર.— ૧૦૦
ખાધે વાધે રોગ ને, બોલે થાય બિગાડ;
રસનાના તજિ દોષ એ, રસેશ પ્રેમ લગાડ.— ૧૦૧

× × × ×

(આર્યા)

ઋષિવર સપ્ત મહર્ષિ, તેમાં માનસ સુપુત્ર બ્રહ્માના;
વશિષ્ટ શ્રેષ્ઠ સહુથી, અરૂંધતિપતિ મહાપુરુષ પ્રગટયા.—૧
પ્રસિદ્ધ રઘુવંશીના, પ્રોહિત થાવા કહ્યુ પિતા પ્રેમે;
કનિષ્ટ કર્મ ગણીને, વશિષ્ટ તે નહિ સ્વિકારિયુ વ્હેમે.—૨

રામાવતાર દર્શન, મહાભાગ્ય ગણિ વશિષ્ટ વશ્ય થયા,
વિશ્વામિત્ર વિરોધી, હણવા તેને નિશા નિકળિ ગયા —૩
નિશ્ચે એક નિશામા, નીચ નિશાચર તણો ધરી વેશ,
ઘાતક પ્રયત્ન કરતા, સુણી પ્રશસા સમી ગયો દ્વેષ —૪
ન્યાય નીતિના પૂજક આ રીતે સહુ કબૂલ ભૂલ કરે,
ગમાયશિ સુજન એ, મગ્ન સ્વભાવે કહાન ચિત્ત ધરે.—૫

× × × × ×

ડુંગર દૂર રૂપાળા, સમીપ પેખ્યા કુરૂપ પાષાણ,
પંથે કે પાડોશી, સજ્જન દુર્જન જણાય નિર્વાણ. ૧
વિનાપરાધે પીડે, અસગ જનોને ગણાય જે સગા,
સફળ ન થાએ તોએ, છળ પ્રપચની તજે ન લેશ દગા. ૨
ધન સપત્તિ પામી, વૃથાભિમાને કરે દુરુપયોગ,
નેત્ર છતા ન નિહાળે, મદાધતાનો મહન જે રોગ. ૩
ધિક તે શત્રુ ઋષ્ણ, આપ્યા જેણે સુશીલને તાપ,
ઘટમાળ પેઠ પામે, અતે તે પણ અમાપ સતાપ ૪
છે કાયા ઘર કાચો, વય વારી ખૂટતા નહિ વાર,
ક્રૂર કુકર્મિ કૂડા, વૃથા કરે ઝેર વેર સસાર ૫
ભવના ભર દરિયામા, નરતન નૌકા મહાન ત્રાસ સહે,
તૃષ્ણા તાપ તરગે, સ્થિરતા શાતિ કહાન ક્યાઈ લહે ૬
મન જ્યા ત્યા ભટકે પણ અન્તે જઈ ત્યાં નિવાસનુ સ્થાન,
જનની જન્મભૂમિનું, બહુ ગુણ ગૌરવ મહાપ સન્માન ૭
ઉત્તમ કવિતા કાન્તા, મન મુદિતા તાપ ત્રાસ હરનારી,
આબાલ વૃદ્ધ સહુને, સર્વ સ્થિતિમા સહાય દેનારી ૮
અનુકુળતા નહિ એકે, પ્રતિકુળ ઘટના પદે પદે ભાસે,
તો પણ મોહિ રહ્યુ છે, લોભી મનડુ પરાઈ અતિ આશે ૯
જે પોતાના જાણ્યા, પર થઈ લાગ્યા પ્રપચ આચરવા,
જગમા સત્ય નથી શુ ? સ્નેહ સમાગમ બધીજ વિષમ હવા ! ૧૦
અગ્નિ ને સિંહ પણ સારા, સબધી જનને કદી નહિ હણે,
પણ બન્માણી નીચા, પોતાનાને હણે ન દોષ ગણે ૧૧
મિત્રદ્રોહિ કૃતઘ્નો, વળિ જે વિશ્વાસનો કરે ઘાત,
પડશે રૌરવ નર્કે સડશે જ્યા લગિ શશી રવિ પ્રાત ૧૨
સમુદ્ર લહરી પેઠે લક્ષ્મી ચચળ રહી ન રહેવાની,
લોભે લક્ષણ ખોઈ, ઘાતક પાતકિ સચયની માની ૧૩
ન રહે નાણુ ટાણુ, ન રહે સત્તા સ્વરૂપ શુભ વેશ,
ડર ઈશ્વરનો રાખી, કર પરમાર્થ લઈ સદુપદેશ ૧૪

ઘર ધન કુટુંબ મેલી, ખાલી હાથે ગયાં સહુ ચાલી;
કહાન જાતું જાણે, તદપિ ગિથ્યા વસ્તુ નહિ ખાળી. ૧૫

(લલિત)

વખત વાતમાં વીતિ જાય છે, મફતમાં બધું વ્યર્થ થાય છે;
શિશુપણુ ગયુ જોબને ગયું, ઝટ જરાપણુ આવિને રહ્યું. ૧

વિકટ કાળનો ત્રાસ મસ્તકે, નહિજ કોઇથી તે ટળી શકે;
મન વળ્યુ સદા વિષય વાટમાં, અધમ ધનતણા બહુ ઉચાટમાં. ૨

મમત મૂર્ખતા જાય લૂટતી, સહનશીલતા જાય છૂટતી;
વિકળ મન બન્યુ નિર ઉપાયરે, પ્રભુ વિના નહિ કો સહાયરે. ૩

કરણિ કુડિ તો ભાગ્ય શું ફળે, તરણિ નાવ લો ક્યાંથકી તરે;
સમજ વાપરી કર વિચાર રે, ભવપતી કરે કા ન વ્હાર રે ? ૪

* * * * * *

## ભરતભૂમિનું પ્રાચીન ગૌરવ.

(ઉપજાતિ)

થયાજ જ્યાં વ્યાસ મુનિ મહાન, રામાદિ રાજા અતિ કીર્તિવાન;
શ્રી કૃષ્ણ ગીતામૃત જ્ઞાનદાતા, તે આર્ય સૌંદર્ય કહાં વિધાતા ? ૧

નરો હતા શૂર તથા સ્વતંત્ર, હતા વળી વર્ણું વિવેકવંત;
સ્વભૂમિ માની જનનીજ માતા, તે આર્ય ઔદાર્ય કહાં વિધાતા ? ૨

૭ શાસ્ત્ર ગ્રંથો જગમા પ્રમાણ, રચ્યાં રૂડા કાવ્ય કથા પુરાણ;
ઋષી મુનીના ધર્મો પળાતા, તે આર્ય આચાર કહા વિધાતા ? ૩

હતા પ્રતાપી બહુધા નરેશ, પ્રજા પરે પ્રેમ હદે વિશેષ;
અન્યોન્યનું શ્રેય સદૈવ ચ્હાતા, તે આર્ય ઉત્સાહ કહાં વિધાતા ? ૪

વિરાંગના ભારત ભામિનિઓ, વીર પ્રસુતિ કુળ કામિનિઓ;
સાધ્વિ સતીના જશ જ્યાં સુહાતા, તે આર્ય સંસાર કહાં વિધાતા ? ૫

વિના લખે બોલ બધા પળાતા, વિના કહે ગર્વ સમસ્ત ચ્હાતા;
વિના ધને વિદ્વજનો પુજાતા, તે આર્યના ધર્મ કહાં વિધાતા ? ૬

વાણીજ્ય વ્યાપાર કૃષિ કહાં તે ! મૈત્રિ ગુહસ્થાઈ ગયા બધાં તે !
રાસા રચી ચારણ ભાટ ગાતા, તે આર્યનાં શૌર્ય કહા વિધાતા ? ૭

આપો, વિભૂ તે ફરિ આર્ય ધર્મ, પ્રેરો પ્રભૂ તે ગુણ-ધર્મ-કર્મ;
કહાન હે નિર્મળ બુદ્ધિદાતા, વિશેશ ! સર્વેશ ! વિભુ ! વિધાતા ! ૮



## खंड ७ मो–स्त्रीशिक्षा अने घरसंसारसंबंधी.

### કુમારિકાઓએ ગાવાનાં ગીતો.

### વિશ્વંભરની સ્તુતિ.

( ગરબી )

વિશ્વભર ભરણ કરો સર્વનું, કૃપાનિધાન;
વેણુ વદે મનુજ માત્ર ગર્વનું, કૃપાનિધાન.– ૧
કીડીને કણ હાથીને મણ પુરો, કૃપાનિધાન;
ભૂખ દુઃખ રોગનો કરો ચુરો, કૃપાનિધાન.– ૨
ભૂખ્યું ઉઠે પણ ન ભૂખ્યું કો સુવે, કૃપાનિધાન;
આપના પ્રતાપને અનુભવે, કૃપાનિધાન – ૩
વનમાં જનમા અને પ્રવાસમાં, કૃપાનિધાન;
ઘરમાં દરમાં અને આકાશમાં, કૃપાનિધાન – ૪
જળમાં સ્થળમાં ને સર્વ વિશ્વમાં, કૃપાનિધાન;
ભૂત વર્તમાન ને ભવિષ્યમાં, કૃપાનિધાન – ૫
સર્વ વ્યાપિ સાક્ષિરૂપ સૌખ્યદા, કૃપાનિધાન;
ઝળહળતુ જ્યોતિરૂપ સર્વદા, કૃપાનિધાન.– ૬
મન મલીન પાપ પથમાં ભમે, કૃપાનિધાન;
ભક્તિરૂપ અમૃત તે ના ગમે, કૃપાનિધાન.– ૭
શાન્તિ આપિ ક્રોધ કાળ ટાળજો, કૃપાનિધાન;
પાપિ બુદ્ધિ બીજ સહ બાળજો, કૃપાનિધાન.– ૮
માત્ર મને આપ તણો આશરો, કૃપાનિધાન;
કાન દાસ ચરણ શરણ સઞરો, કૃપાનિધાન.– ૯

### ભૂધરની ભક્તિ.

(ગરબો)

જે અપાર છે ઉપકારી બેન, તે ભૂધર ભજિયે ભાવે;
જગમાં જેની બલિહારી બેન, તે ભૂધર ભજિયે ભાવે.–૧
જળ થળ પળમાં નિપજાવે બેન, તે ભૂધર ભજિયે ભાવે,
નિત અન જળ આપિ નિભાવે બેન, તે ભૂધર ભજિયે ભાવે.–૨
તન મનનાં દુખડાં કાપે બેન, તે ભૂધર ભજિયે ભાવે,
માગ્યા વણ સઘળુ આપે બેન, તે ભૂધર ભજિયે ભાવે.–૩
નિર્મળ નિશ્ચળ ને ન્યાયી બેન, તે ભૂધર ભજિયે ભાવે,
અંતર ને બાહર સ્થાઈ બેન, તે ભૂધર ભજિયે ભાવે.–૪
જ્ઞાનીજન ધ્યાને નિરખે બેન, તે ભૂધર ભજિયે ભાવે,
કરી મનમાં પૂજન હરખે બેન, તે ભૂધર ભજિયે ભાવે.–૫
ગુણ આપણે તેના ગાઓ બેન, શ્રી ભૂધર ભજિયે ભાવે,
કહે કાન નહિં શરમાઓ બેન, શ્રી ભૂધર ભજિયે ભાવે.–૬

## પ્રભાતિયું.

(પદ ઝુલના)

નિત્ય પરભાતમાં ઊઠિ સહુ બેનિઓ, પ્રથમ પરમેશનું નામ લીજે,
પૂર ઉત્સાહ આનંદ હૃદયે ભરી, સતત્ સહુ કાર્ય આરંભ કીજે;
સ્નાન શુદ્ધિ કરી વસ્ત્ર ઉજ્વળ ધરી, સૂર્યનું પૂજને નિત્ય કરીયે,
કંકુ અક્ષત અને ભસ્મ લઈ કર વિષે, ભાલનું પૂજને ના વિસરિયે.–નિત્ય૦ ૧
માત ને તાત પદ પ્રણુમિયે પ્રેમથી, ભાંડુ બોલાવિયે ભાવ આણી,
"જી" કહી સર્વે ઉત્તર સદા દીજિયે, ઉચરિયે ના કદી વેણ તાણી.–નિત્ય૦ ૨
પાઠ પ્રેમે કરો ઠાઠ મૂકી દઈ, વગર ગોંગાટ જ્યાં આડ વાગે,
બાળપણ મમય છે શીખવાનો રૂડો, કોટિ યત્ને ન મળશે જ આગે.–નિત્ય૦ ૩
સુઘડ સખિઓ તણો સંગ લેવો અને, ફૂવડ કુલટા થકી દૂર ખસવું,
રૂપમાં રંગમાં બોળનાઈ કદી, ફેલ ફીતૂરમાં નહિજ ફસવું.–નિત્ય૦ ૪
શીખવા ખંતથી સકળ સદ્ગુણ સદા, વાદમાં હોડમાં ના ઊતરવું,
ઈશ્વરે આપ્યું તેમાંજ સંતોષથી, દાન કહે ચિત્તને તૃપ્ત કરવું.–નિત્ય૦ ૫

## સૂપડાંની વડાઈ.

( ગરબો )

ધન્ય સાર સાર ધારક, તું સૂપડાં રે લોલ; (ટેક.)
તારા ગુણનાં વખાણ કરૂં કેવડાં રે લોલ.– ધન્ય૦ ૧
કરે કચર તમામ દૂર, સહજમાં રે લોલ;
વસે સુજનની સમજ, તુજ મગજમાં રે લોલ.– ધન્ય૦ ૨
તારી વાંસ કે લોખડ તણી કાય છે રે લોલ;
છતાં શુદ્ધ અન્ન ધન્ય તુંથી થાય છે રે લોલ.– ધન્ય૦ ૩
તારી ઊપમા તે સુજ્ઞને અપાય છે રે લોલ;
સારધારક જે ચતુર સુહાય છે રે લોલ– ધન્ય૦ ૪
બેનિ! એમ આપણેય સાર લીજિયે રે લોલ;
સહુ કલહ ને વિરોધ દૂર કીજિયે રે લોલ.– ધન્ય૦ ૫
ચિત્ત ચાળણી સમાન નહિ ગણવું જો;
ગુહ્ય ઘરનું ન બોળનાઈ ભાખવું જો.– ધન્ય૦ ૬
જોઈ સદ્ગુણ ગુણી થાવું સર્વદા જો;
દાન ગંપ સ્નેહ ને મળે પ્રભુ કૃપા જો.– ધન્ય૦ ૭

## કાતરની કેરવ.

( ગરબો )

કાતર કારમી રે, કહું હું તારી કેવિ કેરવ, (ટેક.)
સઘળું વેતરે રે, તારે હાથ ચડે તતખેવ.– કાતર૦ ૧

સારૂં સસતું રે, તેનો તુજને નહિ વિચાર,
છૂટાં તું કરે રે, ઉટા મોટા તનુ તાર— કાતર૦ ૨
કલહ કારમો રે, તારી જીભે વમતો ત્રાસ,
તાતી તું સદા રે, નિત્યે કરતી અઢળક નાશ— કાતર૦ ૩
કાતર નામનો રે, ભુંડો ભજવતી તું ભાવ,
ખીમલાનરૂ રે, બીજા બહુજન લેઠે દાવ— કાતર૦ ૪
ભુંડી ભામની રે, ખોટું વેતરતી ખુશ થાય,
કાતર કર્મનો રે, એનો સહજ સ્વભાવ જણાય— કાતર૦ ૫
સોઈ સો ગણી રે, સગી માતા તારી બેન,
સપ સુનેહથી રે, સાધી બાંધી કરતી ચેન— કાતર૦ ૬
કાતર કષ્ટને રે, કાપી કાઢી ફેંકે દૂર,
ત્યારે જાણરી રે, મોટી એ પણ મ્હાન શૂર— કાતર૦ ૭

## સોહામણી સોઈ

(ગરબો)

સોઈ સોહામણી રે, પડે પાતળિ ઝીણી બાગ, (ટેક)
ગુણમાં એ તણી રે ચોપે ચતુરા લેજો ચાસ—સોઈ૦ ૧
આપે સો ટક રે, એ તો નિર્મળ મનથી નેહ,
લંપટ ના રે રે ઢાંકે અખંડ વસ્ત્રે દેહ—સોઈ૦ ૨
ઝીણે તાતણે રે, કરતી પટકુળ તુર્ત પ્રવેશ,
તનુ ઘ્યથી રે, છૂટી પડની નહિ લવલેશ—સોઈ૦ ૩
કટક કાંણી રે વાગે અજાણતા જન અંગ,
મારી મારની રે, દાખે વિરાગનાનો રંગ—સોઈ૦ ૪
ભાગો ભાડરૂ રે, સોઈ કાતર લોહના બાગ,
ગુણમાં જાજવા રે તેનો બોધ લગે ધરિ વ્હાલ—સોઈ૦ ૫
મારૂં સર્વદા રે, મરથી ટકશે વિરલા દેહ,
મ્હાના નામના રે, પડે પૂજવાના નેહ—સોઈ૦ ૬
કિંમત પ્રર્યની રે, માટે કરિયે રૂડા કામ,
કહે કહાનજી રે, નાનું કાઢે મોટું નામ—સોઈ૦ ૭

## હસવાથી હાનિ

(ગરબો)

દાંત મુખમાથી કાઢી રે ઘણું ઘણું ના હસિયે,
લોક અપયશ આપે રે, ત્યાં વિકરી ઠરીયે (ટેક)

(સાખી)

વ્હાલામાં વેરજ પડે, ફૂડું ચડે કલંક,
ભાર ઘણાઢી ભુંડપે, થઈયે દુ:ખિ નિશંક

માટે મુખથી મધુરાં રે, વચન એવાં વદિયે,
જેથી વૃદ્ધ કે બાળક રે, કોપ ન કરે કદિયે.—દાંત૦ ૧
સ્મિત હાસ્ય મન પ્રસન્નથી, અરસપરસ આનંદ,
બિભત્સ ભુંડાં વેણ તે, દે દારુણ દુખફંદ.
માટે સમય અનુકૂળ રે, પાળી પતિવ્રત સદા
વેળ આનંદે ગાળો રે, થશો ન કોપિત કદા.—દાંત૦ ૨
હસવાથી ખસવું પડે, થાય અનાચક હાણ,
તૂટયાં દિલ સધાય નહિ, તતુ તાર પ્રમાણ.
સ્હેજ વાતમાં થાએ રે, નઠારી ગાળાગાળી,
આળ આક્ષેપ ખોટા રે, મમત ને મારામારી.—દાંત૦ ૩
કૌતક પણ હસનારનું, થાય વળી અપમાન,
ઠીકી ઠાઠા ઠોકને, ઠરવા ન મળે ઠામ.
માટે હસવું તો આંખે રે, એવું વિદ્વાન્ કહે,
તેથી થોડું તે મીઠુંજ રે, કહાન સંતોષ રહે.—દાંત૦ ૪

## હતભાગ્ય હિંદુબાળા.

(પદ-ગઝલ)

અતિ અળખામણી આજે, બિચારી હિંદુની બાળા,
અતિ દુઃખ અગ્નિમાં દાઝે બિચારી હિંદુની બાળા. (ટેક)

(સાખી)

જન્મે ત્યાંથી તેનનું જરા ન કરે જતન;
પથ્થર પાપ પ્રમાણિને, દૂભેતા દિન દિન.
પૂરા પ્રેમે ન પોષાએ, બિચારી હિંદુની બાળા,
લઇને દ્રવ્ય વેચાએ, બિચારી હિંદુની બાળા.—અતિ૦ ૧
પુત્ર તણું પાલન કરે, પૂરણ આણી પ્રેમ,
સ્વારથ દેખીતો દરે, સહન થાય તે કેમ?
ગજા ઉપરાંતનાં કામો, કરે છે હિંદુની બાળા,
વહિત્રી રૂપ પુત્રીનું, ધરે છે હિંદુની બાળા.—અતિ૦ ૨
અતિ કઠોર શબ્દો અને, ગાળોનો વરસાદ,
વળતી મારે માર ને, સુણે નહિ ફરિયાદ.
કુસંગે કઇક દોરાએ, બિચારી હિંદુની બાળા,
થઇ નિરુપાય નિંદાએ, બિચારી હિંદુની બાળા.—અતિ૦ ૩
ભણેલ થશો ભાઇઓ, રાખી સમાન ભાવ;
બાળાનું રક્ષણ કરો, બને ન નિંદ્ય બનાવ.
સમય ચાલે સુધારાનો, કુધારાએ બળુ થાયે,
કહેછે કાન તે માટે, કરો કંઇ ખ્યાલ મનમાંયે.—અતિ૦ ૪

## કન્યાવિક્રયનો કેર.

( પદ-રાજિઓ )

બાળાનાં દુઃખ મહુ બાળજો, કરી હૃદય વિચાર, (ટેક)
સુણી શીખામણ સ્નેહથી, ભલાં નર ને ઓ નાર.—બાળાનાં૦ ૧
કન્યાવિક્રયના ચાલથી રે, બહુ બેનોને ત્રાસ,
ખૂણે બેસીને ખમ્યા કરે, નિત્ય નાખે નિશ્વાસ,—બાળાનાં૦ ૨
ગાય અને દુહિતા સમા રે, જહા દોરે ત્યાં જાય,
વૃદ્ધ રોગિ મૂરખ મૂઢનું, એને લક્ષ ન કાંય,—બાળાનાં૦ ૩
બળતાં અંતરથી તે દિયે રે, સર્વ સગાંને શાપ,
વેરી ગણે પૂર્વ જન્મનાં, કોપે ઇશ અમાપ,—બાળાનાં૦ ૪
ખાતર લવણનું ગણાય છે રે, એહ દામ નહિ ઠામ,
કાળજ ગાળે ખાનારનાં, માટે મુકો એનું નામ,—બાળાનાં૦ ૫
સ્વપ્ન વિશેય લેશો નહિ રે, કદી દુહિતાના દામ,
નાત ઝટ બાંધો કાયદા, એજ અરજ કહાન,—બાળાનાં૦ ૬

## રૂઢિપ્રાબલ્ય.

( ગીત-ફટાણા )

રૂડી શિખામણ રૂઢિબાઇને ન રૂચે (ટેક)
તમને જ્ઞાની મનાવે, ગ્રથ મનાવે, માનો હો રાજ—રૂડી૦ ૧
ઉંડાં મૂળો રે અતિ એમનાં, એના ફળના શાં કરવા વખાણ,
હો રાજ—રૂડી૦ ૨
બુદ્ધિબાઇને ને એને ના બને, તેથી નિપજ્યાં ઝાઝાં અકાજ.
હો રાજ—રૂડી૦ ૩
હારી હેડા બેઠા ગેહિયા, હડયા સુધારાના સમાજ.
હો રાજ—રૂડી૦ ૪
નાણાનાં ટાણાં તો વિતી ગયા, રાજ ને શોભા સાજ.
હો રાજ—રૂડી૦ ૫
નાતવગ ને નાચ ઘટયા નથી, નથી થતાં ભલાઇનાં કાજ.
હો રાજ—રૂડી૦ ૬
વિદ્યામાતાજી તમને વિનવે, હવે માનો ધરી નિજ દાઝ.
હો રાજ—રૂડી૦ ૭
તમે સુધરો તો સહુ સુધરે, તારો લાજનું ડુબતું જહાજ.
હો રાજ—રૂડી૦ ૮
અમે અપ્રિય પણ સત્ય ભાખશું. પ્રિય પ્રભુ તે કરશુ કાજ.
હો રાજ—રૂડી૦ ૯
કરજો કહ્યું સહુ બુદ્ધિબાઇનું, થાશે ઉન્નતિ તો આજ.

હો રાજ—રૂડી૦ ૧૦
સત્ય સુધારાનો સાર શોધજો, તજી દાન કુબોધ વિરોધ.
હો રાજ—રૂડી૦ ૧૧

## અબળાની બલિહારી.

(ગરબો)

જુઓ વિવેકી સહુ નરનારી, અબળાની બલિહારી.
ભરી સભામાં ભાષણુ ભાખે, વિષય વિવિધ વિસ્તારી. જુઓ૦ ૧
રૂઢિ બંધનમાં કરે સુધારા, વિગતે વ્હેમ વિદારી. જુઓ૦ ૨
સંકટ સમયે સહાય આપે, કાપે જાળ નઠારી. જુઓ૦ ૩
હિંમત હોંમે બ્હાર પડે છે, સુશીલતા સંભારી. જુઓ૦ ૪
પુરુષ પ્રકૃતિ નરને નારી, એકરૂપ અધિકારી. જુઓ૦ ૫
નીતિનિપુણ લેખક વક્તા થઈ, ભીતિ અનીતિ નિવારી. જુઓ૦ ૬
સત્ય સુધારા સદાચાર ને, એ સર્વે આભારી. જુઓ૦ ૭
શિક્ષક રૂપે કાર્ય કરે છે, વિદ્યા વિનય વધારી. જુઓ૦ ૮
થઈ સેવિકા માતારૂપે, સુશ્રૂષા કરનારી. જુઓ૦ ૯
પતિ યોગ સામગ્રી લાવે, ક્ષેમ કરે સંભાળી. જુઓ૦ ૧૦
ભગિની મતા પુત્રી પ્રમદા, આશિશ દાન ઉચારી. જુઓ૦ ૧૧

## મિથ્યા મારો ન મેણાં.

(રાહ ગીતની)

મળમાં મળી માનુની, મિથ્યા મારો ન મેણાં,
વાતો કાઢી શુભ કામની, મિથ્યા મારો ન મેણાં. ૧
દોષ તો સર્વેમાં હોય છે, મિથ્યા મારો ન મેણાં,
સમજુ વિવેકે જોય છે, મિથ્યા મારો ન મેણાં ૨
કુવચન મૂળ કંકાસનાં, મિથ્યા મારો ન મેણાં,
ફળ ઊપજે કડવાશનાં, મિથ્યા મારો ન મેણાં. ૩
શીખ આપો તોય પ્રેમથી, મિથ્યા મારો ન મેણાં,
હૃદય વિષે પૂર રે'મથી, મિથ્યા મારો ન મેણાં. ૪
અળગાં સગાં સ્નેહિ થાય છે, મિથ્યા મારો ન મેણાં,
તૂટ્યાં મન તે પાછાં ન સધાય છે, મિથ્યા મારો ન મેણાં. ૫
મતભેદ હદ ન ઓળંગવી, મિથ્યા મારો ન મેણાં,
ખામોશ ગોળી ગળી જવી, મિથ્યા મારો ન મેણાં. ૬
વેણુ ગણી ગણી બોલવાં, મિથ્યા મારો ન મેણાં,
ગઢ હૃદય કપાટ ન ખોલવાં, મિથ્યા મારો ન મેણાં. ૭
વ્હાલાં વે'વાઈ વેવાં વિષે, મિથ્યા મારો ન મેણાં,
કાન ભુંડું ન ભાંખો ચડી રીસે, મિથ્યા મારો ન મેણાં. ૮

## બાધા-આખડી.

( ગરબો )

બાધા-આખડી એ વ્હેમતણી વાતડીરે લોલ, (ટેક)
રાખે દુઃખમાં પડીને બેન બાપડી રે લોલ,—બાધા-આખડી૦ ૧
કોઈ લવણુ દૂધ ઘૃતની બાધા થકી રે લોલ,
આણે આંખે ઝાંખ દર્દ જાણજો નકી રે લોલ,—બાધા-આખડી૦ ૨
કોઈ ઠંડુ ખાય શીતળાને ભજે રે લોલ,
રોગે ઘેરે શરીર તોય ના તજે રે લોલ,—બાધા-આખડી૦ ૩
લીલી પરકમ્માની ચાર માસ માનતા રે લોલ,
પુછો અનુભવિને શું સુખ લાવતા રે લોલ,—બાધા-આખડી૦ ૪
દેવ દિલનો દયાળ ને ઉદાર છે રે લોલ,
લોભ લાલચ તે આપણા વિકાર છે રે લોલ,—બાધા-આખડી૦ ૫
દિધું દેવનું તેમાં શું તેને દીજિયે રે લોલ,
શિક્ષા વૃદ્ધની તુરત માની લીજિયે રે લોલ,—બાધા-આખડી૦ ૬
રૂડી ભક્તિતણી ચાલ જો ચલાવિયે રે લોલ,
પરમ પૂજ્ય પ્રભુને મન ભાવિયે રે લોલ—બાધા-આખડી૦ ૭
કરો પુણ્ય કોઈ દાન, દુઃખ ટાળવા રે લોલ,
પણ સંશય કહાન ના કરો નવા રે લોલ,—બાધા-આખડી૦ ૮

## અબળાઓની અવદશા

( ગરબો )

આજ અબળા રિબાય! ધરો તેજ ધ્યાને,
ઘણા થાય છે અન્યાય! ધરો તેજ ધ્યાને— ૧

કહું અલ્પ જે વિચાર, ધરો તેજ ધ્યાને,
જેથી સુધરે સંસાર, ધરો તેજ ધ્યાને— ૨

યોગ્ય કોણને છે છૂટ? ધરો તેજ ધ્યાને,
માની આબરૂની ખૂટ! ધરો તેજ ધ્યાને— ૩

વૃથા થાય અપમાન! ધરો તેજ ધ્યાને,
એથી લાભ કે નુકસાન? ધરો તેજ ધ્યાને— ૪

જન્મકાળથી ન રે'મ, ધરો તેજ ધ્યાને,
પુત્ર તુલ્ય નહિ પ્રેમ, ધરો તેજ ધ્યાને— ૫

કરે વિક્રય નર ક્રૂર, ધરો તેજ ધ્યાને,
પડે સંકટે જરૂર! ધરો તેજ ધ્યાને— ૬

ન દે કેળવણી જ્ઞાન, ધરો તેજ ધ્યાને,
નિત્ય નિંદતા નાદાન, ધરો તેજ ધ્યાને— ૭

થાય સોકય તણાં સાલ, ધરો તેજ ધ્યાને;
ખરાં દુઃખ તણો ખ્યાલ, ધરો તેહ ધ્યાને.— ૮
કુડી કજોડાંની હાય, ધરો તેહ ધ્યાને;
કલ્યાન યોજવા ઉપાય, ધરો તેહ ધ્યાને.— ૯
નારિ જાતની આશીષ, ધરો તેહ ધ્યાને;
રિઝે જેથી જગદીશ, ધરો તેહ ધ્યાને.— ૧૦

## સ્ત્રીઓએ ગાવાનાં ગીતો.

### દેવ દરબારનો દબદબો.

(ગરબો.)

સખિ! દેવ દરબારને નિહાળીયે જો (ટેક)
એના અખુટ આનંદે મન ઠારિયે જો.–સખિ દેવના૦ ૧
લલિત લીલોતરીનો ગાલીચો કર્યો જો,
ઝાડ-પાન-પુષ્પ-કુંજ-બગીચો બન્યો જો.–સખિ દેવના૦ ૨
ચંદ્ર–સુરજ–તારક કરે રોશની જો;
પવન પંખા ફરકે કરે ઠડક ઘણી જો.–સખિ દેવના૦ ૩
ગગનમંડપ કસુંબી રંગ વાદળી જો,
ગાઢ ડુંગરના થંભની શોભા ભણી જો.–સખિ દેવના૦ ૪
મળી જીવ સર્વની સભા સોહામણી જો,
આપ આસને બેઠા સહુ બની ઠની જો.–સખિ દેવના૦ ૫
પોતે પ્રમુખ પ્રભુજી ત્યાં પધારતા જો,
ઉઠિ સભાભણે"જયજય-ઘણી ખમા" જો.–સખિ દેવના૦ ૬
સંત શાહુકાર ભક્ત મન ભાવતા જો,
હર્ષઅશ્રુ મણિ મોતિડે વધાવતા જો.–સખિ દેવના૦ ૭
ચાર વેદ-શ્રુતિ-ન્યાય-નીતિ ધોરણે જો,
કવિ-કોવિદ-વકીલ ભાષણો ભણે જો-સખિ દેવના૦ ૮
કાળરૂપ ચોપદાર રોફ મારતા જો,
રે'વા ચૂપ સર્વ લોકને ચેતાવતા જો.–સખિ દેવના૦ ૯
કામ-ક્રોધ-લોભ ચોરને બેડી જડી જો,
કરે શોર કલ્પાંત તે ઘડી ઘડી જો.–સખિ દેવના૦ ૧૦
નરકવાસ જેલ દુઃખ દુષ્ટ પામતા જો,
સ્વર્ગ પુણ્યવંતને ઇનામ આપતા જો.–સખિ દેવના૦ ૧૧
મળે કર્મફળ એ કલ્યાન કાયદો જો,
દિવ્ય દેવ દરબારને ન વાયદો જો.–સખિ દેવના– ૧૨

## પ્રભુભક્તિ.

( ગરબો )

કરો કિરતાર કૃપાનાથ, ડૂબંતાનો ઝટ ઝાલો હાથ.—કરો કિરતાર૦ (ટેક)

જ્યોતિ જેવું ઝગમગતું સત્ય, નીતિ નૂર તેવું દિપે નિત્ય;
આપો સત્ત્વ જેથી કરે સુકૃત્ય—કરો કિરતાર૦ ૧

નિર્મળ આપની નવધા ભક્તિ, કરે જે પાપ તાપે મુક્તિ;
પ્રાપ્ત થાય એવી પ્રેરો યુક્તિ.—કરો કિરતાર૦ ૨

કૂડાં કામ કર્મથી રહું દૂર, સુશીલને સાથ કરૂં જરૂર;
પરપથી મન છે મગરૂર.—કરો કિરતાર૦ ૩

વાંચું લખું ગાઉં સુણું નીતિ, ચાહું તેમ ચાલુ રૂડી રીતિ,
રસનાના સ્વાદ જાઉં જીતી—કરો કિરતાર૦ ૪

( ગરબો )

જય જગતપતી જગદીશ, અખિલ અવિનાશ રે,
કરજોડીને લાગુ પાય, ધરી ઉર આશ રે. ૧
જગ અગણિત દુઃખનું મૂળ, શાન્તિ ચિત્ત ના મળે,
લોભ લાલચની મહા શૂળ, કરે દુઃખ પળપળે. ૨
મિથ્યા વસ્તુ જ્યાં સગ કાજ, એનીજ પૂઠે ભમુ,
કરૂ વિવિધ વિધિ ઉપચાર, ખાલી દેહને દમુ. ૩
સરે કે ન સરે કાંઈ અર્થ, ધાર્યું ફળમાં મળે,
કરે તર્ક તથાપિ અપાર, ચપળ ચિત્તડુ ચળે ૪
પિતા! પ્રેમની લાગે લગન, મટે મોહ આપદા,
જ્ઞાન નીતિ ગમે દિનરેન, આપે શક્તિ એ સદા. ૫
નાસે કુમતિ રૂપી અંધકાર, વૈરાગ્ય વિભૂ વડે,
એવી કરુણા કરો કિરતાર, વિપત્તિ તો ના નડે. ૬

## માતાની સ્તુતિ.

( ગરબી )

ગુણસાગર પરમ કૃપાળ, માતની બલિહારી,
જેણે કરિ નિત સભાળ, ભાવ હૃદય ધારી. (ટેક)
ભારે ભય આતુરતા વેઠી, જેણે દિન ને રજની રે,
તે માતાની ધડી ન થાએ, ગાઉં ગુણ શું સજની ?—માતની બલિ૦ ૧
સારાં સગાં સબંધી બહુ પણ, માડી સમાન ન હોયરે,
નિસ્વારથ નિર્મળ મન જેનું, સદા સર્વદા રહોય—માતની બલિ૦ ૨
કામદુધા કે કલ્પવૃક્ષ એ, અનપૂર્ણા અંબાજી રે,
દેવી જેવી દિગંત સુધી, કીર્તિ જેની ગાજી.—માતની બલિ૦ ૩

દયાતણી શું સાચી પ્રતિમા, ક્ષમા તણો અવતાર રે,
માજીને આપું શું ઉપમા, ભલપણનો ભંડાર.–માતની બલિ૦ ૪
લાલન ને પાલન કરનારી, ધરનારી પુર પ્રેમ રે;
ક્ષેમ કારણે નિશદિન ધરતી, જે અંતરમાં રે'મ.–માતની બલિ૦ ૫
મળ મૂત્રાદિક જાતેં કાઢી, ઝાઝું કર્યું જતન રે;
રંક રતન મુજને માનીને, કહ્યું ન મર્મે વચન.–માતની બલિ૦ ૬
કરવી સેવા, પાળવી આજ્ઞા, બાલકનો એ ધર્મ રે;
કર્કશ વચન કદી ના કે'વું, થવું નહિ બેશર્મ.–માતની બલિ૦ ૭
વગર સમજ મકલાઈ મનેથી, ઉધ્ધતાઈ ના ધરિયે રે;
હોય કદી કંઈ સમજફેર તો, કાન વિનંતી કરિયે.–માતની બલિ૦ ૮

## સાત વાર.

(ગરબો)

આદિતવારે અબળા આળસ મેલિને,
ધરિયે ધરણીધરનું ઉરમાં ધ્યાન જો;
નમન કરી ધરતી માતાને તેહથી,
સૂર્ય દેવને સત્વર કરો પ્રણામ જો—આદિતવારે૦ ૧
સોમે શીતળ શીલ સ્વભાવે સર્વદા,
જાળવિયે શીયળ ને કુળ મર્યાદ જો;
એક શુક્ત ને મુનિવ્રત પ્રેમે રાખિયે,
ઉમા મહેશ્વરને કરિયે ઉર યાદ જો—આદિતવારે૦ ૨
મંગળ વારે મગળ સહુનું વાચિયે,
કુતર્ક કાળા કરવા નહિજ વિચાર જો;
ભુંડું કરનારાના દોષ ભુલી જવા,
કરિયે તે પર પ્યાર અને ઉપકાર જો—આદિતવારે૦ ૩
બુધે બુદ્ધિબળથી બાળને બોધિયે,
ગોથી સુખકર શીખામણનો સાર જો;
વિદ્યાવેલી વિનયભરી વિસ્તારીએ,
રીઝે વિદ્યાસાગર તો કિરતાર જો.—આદિતવારે૦ ૫
ગુરુવારે ગુરુ દેવ પતિને જેહના,
આસુ સસરાજીનાં પાળો વેણ જો;
સમાધાનથી સુખ દુખમાં રેવુ મગ્ન,
કહે ન જેથી કોઈ વાંકુ વેણ જો—આદિતવારે૦ ૬
શુક્રવારે શુક્ર ખુનની ચાલથી,
વાવો મીઠાં ફળ ફુલ શુદ્ધ સુગંધ જો;

ખળ નિંદક દુર્જનથી નહિ ડગવું કદી,
પરમેશ્વર કરશે એનો પ્રતિબંધ જો—આદિતવારે૦ ૭
શનિ હનુમાન કહાન જતીજીને નમી,
તન મન બળ કેળવવા કરો વિચાર જો,
અખંડ જેના હ્રદયે થી સીતાપતિ,
વંદન તેને કીજે વારંવાર જો.—આદિતવારે૦ ૮

## પંદર તિથિઓ.

(પદ, ધોળ)

પડવાનો પંડ આ પ્રેમદા, એવું મંન વિચારી, (ટેક)
પ્રતિદિન ઇશ આરાધિયે, ભક્તિભાવ વધારી,–પડવાનો૦ ૧
બીજે વાવો બીજ જ્ઞાનનાં, જેથી અજ્ઞાન જાએ,
મારૂં તારૂં મટી જાય ને, કલેશ મૂળ કપાએ,–પડવાનો૦ ૨
ત્રીજે ત્રીજે તે કીજે સદા, ઘર સપત્ત જોઇ,
દેખાદેખીથી ઘણાં જણે, કુળ મોટપ ખોઇ,–પડવાનો૦ ૩
ચોથ દેવા પરમાર્થમાં, હાથ આગળ કીજે,
દાન–દયા–ભક્તિ તણો, લ્હાવ અમુલખ લીજે,–પડવાનો૦ ૪
પાંચમે પાંડવની પ્રિયા, સતી સુભદ્રા દેવી,
સ્મરણ કરી તેની ટેકને, શીખ સર્વેએ લેવી,–પડવાનો૦ ૫
છઠે ઝેરી વેરી ૭ ગુણે, બહુ જાળ બિછાવી,
સતત સભાળી તે થકી, રે'વું દીલ દબાવી,–પડવાનો૦ ૬
સાતમેં સાતે સૂખ છે, મનડું જીત્યું જેણે,
મન સુધરે તેજ મિત્ર છે, ન કાં શત્રુ ન શેણે?–પડવાનો૦ ૭
આઠમે આઠે અંગેથી, નિત્ય પ્રાર્થના કરિયે,
નયન બંધ કરી બ્હારની, આધિ વ્યાધિ વિસરિયે.–પડવાનો૦ ૮
નોમે સમરિ શ્રી રામને, સીતા માતની ભક્તિ,
રામકથા વાંચી મેળવો, અતિ અદ્ભુત શક્તિ–પડવાનો૦ ૯
દશમ વિષમ દશા આવતાં, જાવું મનથી ન હારી,
ભાવિ લખ્યું હોય તે બને, નાથની ગતિ ન્યારી–પડવાનો૦ ૧૦
એકાદશી વ્રત સાચ છે, કાય સચવી કરવું,
અલ્પ ફલાહાર દૂધ ને, મૌન સયમ ધરવું,–પડવાનો૦ ૧૧
બારસેં ભોજન પાલણા, પ્રભુજીની પ્રસાદી,
સામગ્રી નિત્ય આરોગ્ય દે, એની કીર્ત્તિ અનાદી,–પડવાનો૦ ૧૨
તેરસે તે રસ પાનનો, નિત્ય અનુભવ લઇયે,
ભજન–ધોળ–પદ–કીર્તને, કાં ન કૃતકૃત થઇએ?–પડવાનો૦ ૧૩
ચૌદસેં ચૌદ વિદ્યા તણો, પાર પામ્યા ન કોઇ,
મોટી પરીક્ષાના મોહમાં, ધન સપત્તિ ખોઇ,–પડવાનો૦ ૧૪

પૂનમે પુણ્યજ તારશે, મૂવે પરલોક માંહી,
આલેકે અંમર નામને, કાન કીર્તિ જ્વાઈ,—પડવાનો૦ ૧૫

### કાયારૂપી પરપોટો.

(ગાઓ)

કાચી આ કાયા કેવળ રે, જાણે જળનો પરપોટો,
પળમાં ચંચળ ને નિર્બળ રે, જાણે જળનો પરપોટો.—૧
એ ફટ દઈ ફૂટી જાશે રે, જાણે જળનો પરપોટો,
આવરદા જળ ઢોળાશે રે, જાણે જળનો પરપોટો.—૨
છે ખોટી એની મમતા રે, મિથ્યા જળનો પરપોટો,
એનાં રંગ સદાય બદલતા રે, કારણ જળનો પરપોટો.—૩
કરે ખેંચતાણ જન ઝાઝી રે, પણ એ જળનો પરપોટો,
નાહકનાં મરતાં બાઝી રે, પણ એ જળનો પરપોટો.—૪
બાહરનો ભભકો ભારી રે, પણ એ જળનો પરપોટો,
અંદર દુરગંધ નઠારી રે, કારણ જળનો પરપોટો.—૫
એના રૂપે ના ફૂલાવું રે, કારણ જળનો પરપોટો,
આખર રોગે સપડાવું રે, કારણ જળનો પરપોટો.—૬
અપમાન ન કોનું કરશો રે, કારણ જળનો પરપોટો,
કહે કાન તો પાર ઉતરશો રે, કારણ જળનો પરપોટો.—૭

### સ્ત્રીની પ્રતિજ્ઞા.

( રાસડો )

આવો આવો સુવિચાર મારા આવો રે,
મ્હારા અંતરની જ્યોત જળકાવો,
સુવિચાર મારા આવો રે. (ટેક)
કર્યું કુવિચારે ઘોર અંધારૂં રે,
રૂઢિબંધને રૂચે નહિ સારૂં—સુવિચાર૦ ૧
સત્ય સંયમ ને પ્રેમ વખોડી રે,
દુષ્ટ દુર્જનની મૈત્રિ જોડી—સુવિચાર૦ ૨
લોકનિંદાની બ્હીક બહુ મોટી રે,
લોકનાથની એજ છે કસોટી—સુવિચાર૦ ૩
એને કોણ કહે સત્ય સુધારો રે,
જેના બોલ તોલનો પથ ન્યારો—સુવિચાર૦ ૪
શુદ્ધ સત્ય એજ આકાશવાણી રે,
જેને જ્ઞાની-મુનિ-પંડિતે વખાણી—સુવિચાર૦ ૫
સાચને સહાય શ્રીપ્રભુ પંડે રે,
નળ હરિશ્ચંદ્ર નામ નવ ખંડે—સુવિચાર૦ ૬

ગૌરી–ચડિ–આદ્ય અંબિકા–ભવાની રે,
એવાં નારિદિને નમે જ્ઞાની—સુવિચાર૦ ૭
અત્રિ – નારદ – ભરદ્વાજ – બ્રહ્મા રે,
તે પણ નારી શરીરમાં જનમ્યા—સુવિચાર૦ ૮
છતાં સ્વારથી મનવે ધિક્કારી રે,
તેના ફળ ભોગવે નર નારી—સુવિચાર૦ ૯
દહાન કેળવાઇ દોષ દૂર કીજે રે,
જાચિયે દયા જગતરાય રીઝે—સુવિચાર૦૧૦

## મનને ઉપદેશ.

(પદ–માઢ)

વ્હાલો વિશ્વવિહારી, જગ હિતકારી, જીવનો જીવન પ્રાણ, (ટેક)
બહેનિ તેને ભજીને, પ્રેમ સજીને, જીવનનું ફળ જાણ—વ્હાલો૦ ૧
ખતથી ખોળતાં ખોટાં સુખોને, અંતે થવાય નિરાશ,
તૃષ્ણાની તૃપ્તિ ન થાય કદાપિ, દેહનો થાતાં વિનાશ રે—વ્હાલો૦ ૨
માનવદેહ મળી મહા મોંઘો, પણ તેનુ નહિ ભાન,
આળસ–મોહ–પ્રપચ વિચારે, કેમ મળે ભગવાન રે—વ્હાલો૦ ૩
જ્ઞાનનો મારગ ગુપ્ત નહિ છતા, અજ્ઞાનિઓ અથડાય,
તન–મનને કરે હાથ જો જાતે, પ્રત્યક્ષ રૂપ પમાય રે—વ્હાલો૦ ૪
વિશ્વમાં વ્યાપક સર્વનો સાક્ષી, ઘટ ઘટ આતમરામ,
સદ્–ચિદ્–આનંદ સાક્ષિ પ્રભુનું, વેદ–શ્રુતિ કરે ગાન રે—વ્હાલો૦ ૫
ઉચ્ચ ઇચ્છા અને અદ્વૈત ભાવથી, જ્યોતિ સ્વરૂપ કળાય,
દહાન બનો કર્ણધાર કૃપાળુ, તો ભવસિંધુ તરાય રે—વ્હાલો૦ ૬

નિધિ દશમો વિવેક વારૂ, ટાળે છે ઉર અંધારૂં,
કરે કાન સર્વદા સારૂં રે, — વિવેક વાણી. ૬

### કેવું વાંચવું તે વિષે.

(ગરબી)

સહુ બાળ યુવા નર નાર, પૂરણ પ્રીત ધરી;
વાંચી શુભ ગ્રંથ વિચાર, લેજો શીખ ખરી. (ટેક)
વ્હેમિ વિચારે મિથ્યાચારે, થાય મહા નુકશાન રે;
પવિત્ર કેળવણી વણ જગમાં, કથળે સઘળાં કામ—લેજો૦ ૧
વર-કન્યાનાં વય-ગુણ જોઇ, કરવાં ઘટે લગન રે;
તેહ સંબંધી ઉરમાં આણો, અનુભવયુક્ત વચન.—લેજો૦ ૨
કીધી કુલટા કામિનીઓ ને, કપટી યુવકો ક્રૂર રે;
પાપિ પ્રપંચો રચે નઠારા, રહેવું તેથી દૂર.—લેજો૦ ૩
ભણી ગણી સ્ત્રી ભરી સભામાં, કરે બોધ સુખકાર રે;
ખંતે તેમજ વર્તન કરતાં, ટળે ક્લેશ દુઃખકાર.—લેજો૦ ૪
સ્ત્રીશિક્ષણ બાળક રક્ષણના, પ્રતિગૃહ નિત્ય પ્રસંગ રે;
પ્રયત્નપૂર્વક સાધ્ય કર્યાથી, સુધરે નર તન નંગ—લેજો૦ ૫
ગરવા ગ્રંથતણા અભ્યાસે, ભક્તિ મુક્તિ પમાય રે;
દર્પણ સમ અવગુણ નિજ જોઇ, સુઘડ સુશીલ થવાય—લેજો૦ ૬
વાંચન તેવા વિચાર ઉપજે, વિચાર સમ આચાર રે;
ગ્રંથ-મિત્રથી થાય પરિક્ષા, કેવાં નર ને નાર.—લેજો૦ ૭
પારસમણિ ઉત્તમ પુસ્તકથી, જન મન કંચન થાય રે;
નીતિ તુંબી પુસ્તકથી પ્રેમે, આ ભવસિંધુ તરાય.—લેજો૦ ૮
કહાન ઉત્તમ ગ્રંથ સમાગમ, કરે આત્મકલ્યાણ રે;
ઋષિ-મુનિ-પંડિત-દેવવાણિથી, થાય આત્મકલ્યાણ.—લેજો૦ ૯

### બ્હેનોને બોધ.

(પદ-માડ.)

સુણ બેનિ ઓ મ્હારી, બ્રહ્મદુલારી,
ભારતીનો અવતાર, (ટેક)
અંતર – સોળ – આભૂષણોમાં,
સમતાનો શો બહાર રે !-સુણ૦ ૧
સમતા ને મમતા તે કેમ જણાયે,
કેવા એના રંગ ઢંગ;
સમતા તજી શિદ મમતા સેવિયે,
મદ મમતા માતંગ રે-સુણ૦ ૨

મમતા કલેશ કુમાંહની કન્યા,
મહા અનર્થનું મૂળ,
સમતા સંયમ ગજસુતાનાં,
શીલ સૌજન્ય અમૂલ્ય રે-સુણ૦ ૩
મમતાને જોતાંજ મતોષ ઉપજે,
કલેશની થત કપાય,
મમતાનો દૂરથી નાદજ સુણતાં,
કંપ કાયાને થાય રે-સુણુ૦ ૪
મમતા અમત્યના તાપે તપાવે ને,
સમતાથી શીત સુગંધ;
સમતા સુસંપની વૃદ્ધિ કરાવે ને,
મમતા થકી પ્રતિબંધ રે-સુણુ૦ ૫
સમતાના સ્નેહી સહજ જગતમાં,
મમતાથી સહુ દૂર;
સમતા થકી પ્રેમ વિવેક સાંપડે,
મમતાથી કુત્સિત કૂર રે-સુણુ૦ ૬
મમતાના મોહ અંધકારે રે,
અંતરમાં અંધકાર,
સમતા ભાનુનો ઉદય થવાથી
ભામે સરજનહાર રે-સુણુ૦ ૭
મમતાનો ત્યાગ કરી લહે સમતા,
હોય કુલીન સુજાણ,
આલોકમાં યશ પરલોક મુક્તિ,
કાન કોટિ કલ્યાણ રે-સુણુ૦ ૮

શ્રી-સદાચાર
( હોરી, તાલ-દીપચંદી )

સતી પતિવ્રત પ્રમાણે,
કરે વર્તના ઊંડિ જાણે, સતી પતિવ્રત૦ (ટેક)
સર્વથી શ્રેષ્ઠ એક એ મહાવ્રત ચૂકે નહિં કોઇ ટાણે,
આદર પૂજા હાડ તજીને, અંતર વૃત્તિ પિછાણે,
કરે સર્વ કાજ વિધાને,—સતી પતિવ્રત પ્રમાણે ૧
લંપટ પુરુષનું વદન નિરખવું, ચોથનો ચંદ્રજ જાણે,
કોપ આરોપ ને પાપનું પગરણ નેહ તેમાં નહિ નાણે,
કહેજ કટાક્ષને બાણે,—સતી પતિવ્રત પ્રમાણે ૨
ચિત્ત ચળાવવાને ચતુરાનું ચોક પૂરે મોતિદાણે,

ભાણે ભરે ભાત ભાતનાં ભોજન, રીઝવે સુંદર ગાણે,
હાંકી કાઢે કાઢી પરાણે,–સતી પતિવ્રત પ્રમાણે. ૩
નિજ ઘરગર્થમાં સંતોષ માની, મોહ્ય ન મોટે ઠેકાણે,
ભોજન ભાજી કુટિરવાસે રાજી, વલ્કલ ચીર વખાણે,
કાન ઓછું ઉરમાં ન આણે,–સતી પતિવ્રત પ્રમાણે. ૪

## પતિની સ્તુતિ.

(ગરબો)

પતિદેવ પ્રાણથકી પ્યારા, જાણું મારા નેણુ તણા તારા –પતિદેવ૦(ટેક)
ચાહું શુદ્ધ ભાવ હૃદય આણી, સદા શિરછત્ર જિવન જાણી.–પતિદેવ૦ ૧
વચન પ્રાણવલ્લભ ન ઉથાપુ, ધરે તેવો યોગ્ય ઉત્તર આપુ.–પતિદેવ૦ ૨
સ્વામી મુખ એજ શ્રીમુખ સાચું, દર્શન કરી દિલ સદા રાચુ.–પતિદેવ૦ ૩
વિમુખ નહિ થાઉં કોઈ ટાણે, સતી રીતા છાયાગતિ પ્રમાણે.–પતિદેવ૦ ૪
સાસરિયું તો તીર્થ સ્વરૂપ રૂડું, પિયરિયાં ને આડી થઇ ન પિડુ –પતિદેવ૦ ૫
નણદી ગંગારૂપ પાવનકારી, દિયર બાળબધુ વિસ્તારી –પતિદેવ૦ ૬
નાથ સખા તેમજ જે જેઠ, આપુ માન વડિલ ગણી નેટ –પતિદેવ૦ ૭
શ્વસુર પક્ષ પ્યારો થયો હાવે, પિયરિયાને તોલ તેહ ના વે –પતિદેવ૦ ૮
ઉભય પક્ષ પ્રિય પનોતાં થજો, ગઇ બધી બાળપણાની મજો –પતિદેવ– ૯
અચળ હજો નાથ તણુ નામ, અર્પ્યાં જેણે તન-મન-ધન-ધામ –પતિદેવ૦૧૦
ભલી ભુંડી ભર્તા ન પરહરશો, પત્નીવ્રત આપ ન વિસરશો.–પતિદેવ૦૧૧
શાસ્ત્રના ધર્મ બને ધારો, સંસારની શોભા વિસ્તારો.–ઇષ્ટદેવ૦૧૨
પતિદેવ દેવિને દ્યો માન, કાન નક્કી તોજ થાય કલ્યાણ.–ઇષ્ટદેવ૦૧૩

(ગરબી–મેવાડો)

પ્રાણના આધાર રે પ્યારા પ્રાણના આધાર—(ટેક)
નામ જપુ હું આપનુ રે, ચાતકને ધન જેમ;
ધનને મન તો કાંઇ ન મળે, ચાતક ચિંતા પ્રેમરે –પ્યારા૦ ૧
થોડા જળની માછલડી તેમ, હું જપુ દિન રૈન;
પડિ વિખૂટી ઝૂરે મારાં, નીરે ભર્યાં નેણુ રે –પ્યારા૦ ૨
આપ પ્રવાસે હું અહિં ત્રાસે, નિંદ ન આવે નાથ;
જ્યાં જાઓ ત્યાં છાયા પેરે, સ્વામી રાખો સાથ રે.–પ્યારા૦ ૩
મણિ પ્રીતમ મસ્તક કેરા, હૈડાં કેરા હાર;
આપ વિયોગે લાગે મુજને, આ સસાર અસાર રે –પ્યારા૦ ૪
જૂદાં પડતાં જીવન જિવડો, આપ વિના અકળાય;
વૈભવ લાગે વીખ સરિખા, દોહ્યલા દિન ન જાય રે –પ્યારા૦ ૫
વિસ્તારી ને વિનતિ કરવા, ચાલે નહિ મુજ વાણુ,
જરિદ આવી આશા પૂરો, કાન ચતુર સુજાણુ રે.–પ્યારા૦ ૬

(ગરબો)

સખી ગણો પ્રાણથી પતિ પ્યારો રે,
એજ શિક્ષણનો સાર સારો.—સખી ગણો૦ (ટેક)
પતિદેવમાં રાખી આસક્તિ રે, છળ કપટની છાંડી યુક્તિ રે,
અંતકાળે એથી મળે મુક્તિ.—સખી ગણો૦ ૧
કાન્તા વચન કવિતા સમાન રે, રસ આનંદ દાતા પ્રધાન રે,
કહ્યું શાસ્ત્રે થાઓ સાવધાન,—સખી ગણો૦ ૨
પતિનિંદા કરે જે નારી રે, મહા પાતકની અધિકારી રે,
ધર્મશાસ્ત્રે તેને ધિક્કારી,—સખી ગણો૦ ૩
'પ્રેમદા' નામ રૂડું તમારૂં રે, 'રામા'—'રમણી' ને સુંદરિ સારૂં રે,
ઉદ્દતાઈથી આજ અકારૂં,—સખી ગણો૦ ૪
પતિરૂપે ગુણે રીઝી રે'વું રે, તપી કુવચન કહે તે સહેવું રે,
કહાન હૃદયાગમને કહેવું,—સખી ગણો૦ ૫

પવિત્ર પ્રેમની પ્રશંસા.

સત્યને શીલ જેથી ઘટે, ઘટે પ્રભુપદ પ્રેમ,
સુબુદ્ધિ ને સેવા ઘટે, વાધે વિધ વિધ વ્હેમ.–પરહરિયે રે૦ ૧
નેહ શું તેહ જાણે નહિં, જર લોભી જરૂર,
માયા દયા તો કયાં થકી? જેનું દીલ નિઠુર–પરહરિયે રે૦ ૨
ગર્વથી ગુણને વિસારિને, ગ્રહે અવગુણ પાપ,
પલ પલ પલટે વિચાર ને, મન અથિર અમાપ.–પરહરિયે રે૦ ૩
અર્થ પડે જાય વીસરી, મોઢુ ફેરવી જાય,
સામાંય જાણે ન્હોતા મળ્યાં, એવુ રૂપ કળાય–પરહરિયે રે૦ ૪
જૂદાઈમાં જુગતે રમે, જૂઠાં ઉચ્ચરે વચંન,
જૂઠું કહે ને જૂઠું કરે, ખાય જૂઠા સોગંન.–પરહરિયે રે૦ ૫
પરતક્ષ બહુ ગુણ ગાય ને, પરપૂંઠે દે આળ,
ચેતી એવાં ચિત્ત ચોરથી, રાખો ઘરની સંભાળ.–પરહરિયે રે૦ ૬
નાટક ફોટા મીઠાઇના, ઉપચારો છે એન,*
ધર્મબધુ બની ઢોંગથી, ધૂતી ખાશેજ એન–પરહરિયે રે૦ ૭
બેનપણાં બહુ ના કરો, બાહુસું વહેવાર,
થોડું મીઠું સદા કાનજી, કહ્યો ટુંકામાં સાર.–પરહરિયે રે૦ ૮

## કંકાશથી નાશ.

ગરબો)

કરે જે કામિની કંથ કકાશ, થાએ ત્યાંથી સાતે સુખનો નાશ. (ટેક)
સંસારનું નામજ સ્ત્રીને અપાએ, ગૃહસ્થિ સંસારીજ ગણાએ,
ચારે આશ્રમ એ થકીજ સચવાએ, — કરે જે૦ ૧
કુલટા કર્કશાની લહે ઉપમા, રાક્ષસી ક્રોધની જેહ પ્રતિમા,
બોળે માત તાતનું નામ ને મહિમા, — કરે જે૦ ૨
કંકાસીને ઘેર કોઇ નહિ જાશે, પડી એકલી દુઃખમાં રીબાશે,
શિક્ષા એ પ્રત્યક્ષ ને પગ પાસે, — કરે જે૦ ૩
પડે મતભેદ એ લોક સ્વભાવ, રૂઝે નહિ એવો ન કરશો ઘાવ,
તૂટાં દિલ સધાશે નહિ સાવ, — કરે જે૦ ૪
ડાંગે માર્યાં જૂદાં ન પડે પાણી, માટે ન કરો કલેશથી ધૂળધાણી,
કહાન જગમાં વંચાશે કહાણી, — કરે જે૦ ૫

## કુડી કામિની.

(પરજ)

કર્મે કૂડી કામિની જેને રે, નહિ સુખ સ્વપ્નામાં તેને. (ટેક)
ભવ બાંધ્યો જે ભર્તાર સાથે, તેનોજ તિરસ્કાર,
ખાવા સુવાનો સમય સાધીને, ધુંધવાતી વિકરાળ.–કર્મે કૂડી૦ ૧

* ક્ષયના (ધાસણીના) રોગ જેવા.

ઝેર જેવી લાગે સારી શીખામણ, સામી લાવે ફરિયાદ,
કંપે હૃદય એવા મર્મ વચનનો, વરસાવે વરસાદ-કર્મે ફૂટી૦ ૨
અર્ધાંગ-સાથી-મિત્ર-સચિવનું, માનુનિને હોય માન,
હેવાન નારીમા સ્વપ્ને ન આશા, કર્કશ ક્રૂર સેતાન-કર્મે ફૂટી૦ ૩
બાળપણાથકી સંગત નીચી, ભણતરનું નહિ નામ,
માબાપનો નહિ દાબ લગારે, કથળે તેથી કામ-કર્મે ફૂટી૦ ૪
સમાર બગડે બેઉ તણા ને, વિશ્વ વિષે વગોવાય,
પ્રેમના વૃક્ષને તોડી પાડી પછી, પાપનો ભોગજ થાય-કર્મે ફૂટી૦ ૫
માત પ્રમાણે બાળક થાતા, બાપને દુ.ખ વિશેષ,
કહાન કનેશથી હરિ બચાવો, આપી રૂડા ઉપદેશ-કર્મે ફૂટી૦ ૬

(ચાબખો)

ભુંડી ભારજાનું દુ ખ ભારી,
સાભળો સાવધ થઇ નરનારી (ટેક)
પરઘેર જ્યા ત્યાં રહે ભટકતી, લાજ શરમ ના રાખે,
અગ મરોડે દાતો મઢે મા, કાનમા આગળા નાખે,-ભુંડી ભારજા૦૧
ઘી ગોળ લોટ દાળ રાખે ઉઘાડા, તુરત ન ગાળે ચાળે,
રસોઇ કરીને રાખે ઉઘાડી, તાવ ઉધરસ ત્યા મ્હાલે !-ભુંડી ભારજા૦૨
મેલા ઓછાડ ખોલ ગાન્ધા ગોદડા ફાટા તુટ્યા બહુ જાગે,
ખાટમા ખટમલનું જોર જોઇ, નિદ્રા સાથી ભાગે-ભુંડી ભારજા૦૩
ભાઇ તો સાધી સીધી ચલાવે ને, બાઇ તો હીર ચીર માગે
હુકો પગાર ને ઘરનો ખરચ બહુ ગાડુ ચાલે કેમ આગે-ભુંડી ભારજા૦૪
વ્હેમ વગરનો પાર નહિ ને, ધર્મના બ્હાના મઢે,
પોગસાઇને બહુ પૈસા બગાડે, દેહડાહિ દિવસ ઉડાડે-ભુંડી ભારજા૦૫
પારસ પરસે લોહનું સોનું, તેમ સહુ સુધરી જાએ,
કહાન બેન નિત્ય સત્સગત સેવા, શ્રીહરિ સાહ્ય સહાએ-ભુંડી ભારજા૦૬

## નિંદાનો નિષેધ

(ગરબો)

નિંદા કરતી રે નારી પૂરી પાતકની અધિકારી—નિંદા૦ (ટેક)
અવગુણ આવે રે અગે, કુનટા વાધી સગ પ્રસગે,—નિંદા૦ ૧
સહેજે શત્રુ સજ્જન થાએ, અડચણ ઊભી થાએ—નિંદા૦ ૨
શોધક બુદ્ધિ રે સારી પણ નિંદાની ટેવ નઠારી—નિંદા૦ ૩
બગડે બાળક ને બાળા શીખે એ પણ નિંદક ચાળા,—નિંદા૦ ૪
નિંદા ધોબીકર્મ ગણાએ પર મળ ધોવા નહિ કદાએ,—નિંદા૦ ૫
વાતે વાતે રે વ્હાણુ, વણુ નાણુ તેમજ ટાણુ—નિંદા૦ ૬
કરશે જે કો ચુગલી ચાડી, ગણશે તેને લોક અનાડી,—નિંદા૦ ૭

વદવા દીધી રે વાણી, જગકર્ત્તાએ કરુણા આણી,—નિંદા૦ ૮
જૂઠું મુખથી રે ભાખે, તે તો પોત પોતાનું દાખે,—નિંદા૦ ૯
કોઈ ઉભું પણ નહિ રાખે, જન નિંદકથી કહાન ત્રાસે,—નિંદા૦ ૧૦

### એનિઓ ઠગાશો ઠાઠમાઠથી.

(ગરબી.)

રખે એનિઓ ઠગાશો ઠાઠમાઠથી,
હોજી રે એનિઓ ઠગાશો૦ (ટેક)
હાંરે ટેટ હીરા તણા ચળકાટથી,—હોજી રે—એનિઓ૦ ૧
હાંરે સાચ વસ્તુ તે અહીં તહીં ન સાંપડે;
હાંરે ભલાં અનુભવી જનોય ભૂલાં પડે,—હોજી રે—એનિઓ૦ ૨
હાંરે થઇ ધર્મવીર હીર ચીર આલશે;
હાંરે ઘુસી ઘરમાં પછી ઘર ઘાલશે!—હોજી રે—એનિઓ૦ ૩
હાંરે એતો નાટક ચેટક ચિત્ત ચોરશે;
હાંરે વાત વાતમાં ડહાપણ ડોળશે,—હોજી રે—એનિઓ૦ ૪
હાંરે એતો ધનના વિવિધ લોભ આપશે;
હાંરે લખી ભાગ લાગ તે પછી ખસી જશે,—હોજી રે—એનિઓ૦ ૫
હાંરે પ્રથમ "બેન બેન" કહીને બોલાવશે;
હાંરે પછી પેટનો બળેલ ગામ બાળશે,—હોજી રે—એનિઓ૦ ૬
હાંરે એનું વાંચન સોનેરી× ગ્રથનું;
હાંરે એનું ધ્યાન નાદારી* પંથનું,—હોજી રે—એનિઓ૦ ૭
હાંરે ચોરી જારિ આગ+ ખુનના ગુન્હા કરે;
હાંરે નિત્ય ન્હામવાને વેશ÷ નવા ધરે,—હોજી રે—એનિઓ૦ ૮
હાંરે રહો દૂર એવા ભાઈ કસાઇથી;
હાંરે થાય કાન શુ સુશીલ બાઇ ભાઇથી,—હોજી રે—એનિઓ૦ ૯

### મહિલામંડળની અગત્ય.

(પદ કેદારો)

મહિલા કેરૂં મંડળ એ તો, સુખનું સાધન સાચું રે, (ટેક)
સ્ત્રી સુધરે સંસારજ સુધરે, તે વણ સઘળુ કાચું રે—મહિલા૦ ૧
પશુ પ્રમાણે પંડજ પોષે, સ્વધર્મ ના સમજાયે રે;
અમૂલ્ય માનવ જન્મ મળ્યો તે, એળે એમજ જાયે રે.—મહિલા૦ ૨
ગૃહકાર્યોથી પરવારીને, હળિયે મળિયે હેતે રે,
ભણિયે ભણાવિયે ભાવેથી, ભજિયે પ્રભુને પ્રીતે રે.—મહિલા૦ ૩
સારાસાર વિચાર કરીને, અસાર અળગો કીજે રે;
કુળની શોભા શીલજ સમજી, મસ સુમારગ લીજે રે.—મહિલા૦ ૪

× સોનેરી ટોળી-ઠગબાજીના ગ્રંથોનુ *લાદ લેવાનુ. +વિમા ઉતરાવી આગ લગાડે.
÷ નામ, ઠામ, પોષાક બદલ્યા કરે.

ખાનપાનની લાલચ તજીયે, ગુણુ આભૂષણ સજિયે રે;
અંતર બહાર એકજ રંગે, એકજ પ્રભુને ભજિયે રે.—મહિલા૦ ૫
સુવર્ણથી પણ સમયજ મોંઘો, સમય ફરી નવ આવે રે;
આળસ વ્હેમ વૃથા વાતોમાં, કાયર કાળ ગુમાવે રે.—મહિલા૦ ૬
મહિલાઓની મદદજ મળશે, રીત રૂઢી બદલાશે રે;
નાત જાત ને દેશ સકળનું, શ્રેય તે થકી થાશે રે.—મહિલા૦ ૭
ચરિત્ર સીતા સાવિત્રીનાં, શ્રદ્ધાથી સાંભળિયે રે;
નિજને ને પરને હિતકારક, તે મંડળમાં મળીયે રે.—મહિલા૦ ૮
ઋષિ-મુનિ-પંડિતરાજ મળ્યા તે, જનક સભામાં જઇને રે;
કર્યો બોધ ગાર્ગિયે કેવો, કહાન ધરો તે હૈયે રે.—મહિલા૦ ૯

## પ્રેમનું પ્યાલું ?

(રાજીઓ)

પ્રેમ પ્રેમ રે ક્યાં છે એ પ્રેમનું પ્યાલું ? (ટેક)
વિષ વિષય હળાહળ કાળું રે-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૧
પિયે પ્રેમ હેમ થાયે કાયા, મોહ મદિરાની ભુંડી માયા;
બાળ બાપડા બહુ છેતરાયા રે,-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૨
મોહ રંગ પતંગના જેવો, તગ માતગ થાય છે તેવો;
પડી ખાડે ખોયે પ્રાણુ એવો રે-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૩
પ્રેમ જતી સતી પદ વંદે, જેમાં મોહની હોય ન ગંધે;
તેને લોક કદાપિ ન નિંદે રે,-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૪
પ્રભુ પ્રેમનો અંકુર આદી, કરી જાણ્યો જનક પ્રહ્લાદી;
જેની દુનિયા વિષે છે યાદી રે,-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૫
હોય તન મન જેનાં મેનાં, કરે બકવા સનેપાત પેઠાં;
એ તો ઉડે આકાશે વે'લાં રે,-પ્રેમ પ્રેમ રે ક્યા છે૦ ૬
એને જગતનો તાત રૂઠે છે, ભર ઉરમાં ઝમકી ઉઠે છે;
જમ સેતાન જેની પુંઠે છે રે,-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૭
પ્રેમશૂરા તો ઝળકી રહે છે, એનાં અમર નામ રહે છે;
સત્ય પ્રેમતત્વ તરી રહે છે રે,-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૮
સાધુ-સત-કવિ-ભક્ત-જોગી, પ્રેમપાત્ર પવિત્ર નિરોગી;
નોય લંપટ ભુંડા રોગી રે,-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૯
પ્રેમ લેલા મજનુ કરી જાણ્યો, પ્રેમ ઇસુ મનસુર પ્રમાણ્યો;
સુઈ શળીને સાથરે માણ્યો રે,-પ્રેમ પ્રેમ રે ક્યાં છે૦ ૧૦
વસે સ્વર્ગ ભૂમિ કે પાતાળે, પ્રેમ અંશ આશીશ ઉછાળે;
કહાન પ્રેમ તે ક્યાં છે આ કાળે રે-પ્રેમ પ્રેમ રે ક્યા છે૦ ૧૧

## ધર્મજ્ઞાનની મહત્તા.

( ગરબો )

બેની ! ધર્મજ્ઞાન ધ્યાન દઈ લીજિયે જો;
શાસ્ત્ર પંડિત કવિ કહે તે કીજિયે જો.-બેનિ ધર્મ૦ (ટેક)
ધર્મજ્ઞાન વિના જન્મ જાણવો વૃથા જો,
માટે સાંભળો પવિત્ર શાસ્ત્રની કથા જો-બેનિ ધર્મ૦ ૧
ધર્મ ધ્યાન વડે પાપ પ્રજળે સહુના,
ફળે ભાગ્ય મળે માન જતવિષે બહુ જો.-બેનિ ધર્મ૦ ૨
ધર્મજ્ઞાન વિના જ્ઞાન કોડિ કામનુ જો,
ધર્મધન વિના અસખ્ય ધન નામનું જો.-બેનિ ધર્મ૦ ૩
ધર્મપ્રેમ વિના પ્રેમ મોહજાળ છે જો,
વિશ્વસિંધુ વિષે વ્યાળ તે કરાળ છે જો.-બેનિ ધર્મ૦ ૪
ધર્મજ્ઞાન રૂપ નાવથી તણી ઘણી જો,
મિરાં-રાંડિ-કરમેતી-સિતા સદ્ગુણી જો.-બેનિ ધર્મ૦ ૫
વ્યર્થ દભ તે તજાવિ લાભ આપશે જો,
મોહ મૂર્ખતા અનીતિ જાળ કાપશે જો.-બેનિ ધર્મ૦ ૬
રહ્યું જગત્ સર્વ ધર્મ તણી ઓથથી જો,
રાજ્ય ખેતી વ્યાપાર તે વિના નથી જો-બેનિ ધર્મ૦ ૭
ધર્મ સ્થાપિત છે જગત્ તણા જન્મથી જો,
ધર્મ ધ્યાનમાં ઋષિ-મુનિ રહ્યા મથી જો-બેનિ ધર્મ૦ ૮
કાન શુદ્ધ ધર્મ જ્ઞાન સદા ધારિયે જો,
પાપી મનને વિવેક વડે વારિયે જો.-બેનિ ધર્મ૦ ૯

## ધર્મને બ્હાને થતાં ધતિંગ.

( પદ-ગરબો )

ધર્મના ઢોંગ વધ્યા છે ઝાઝા, મૂકી છે જ્ઞાન વિચારની માઝા. (ટેક)
થતું આજ ધર્મનું વેચાણ જાણ્યું, પામર મતિ પુણ્ય તેમાંજ પ્રમાણ્યું;
વૃથા અભિમાન અંતરે આણ્યું,-ધર્મના ઢોંગ૦ ૧
પૂજા પાઠ દાડ કરીને દેખાડે, જાતે કરવાનું કરાવે ભાડે,
થાય નહિ ધર્મ એમ કોઇ દા'ડે,-ધર્મના ઢોંગ૦ ૨
ખાવું પીવું આનંદ ભોગ વિલાસ, તેને માટે પૂર્ણ મળે અવકાશ,
જાતે કરે પૈસાને માટે પ્રયાસ,-ધર્મના ઢોંગ૦ ૩
ત્રિપુંડ કે તિલક મોટેરાં તાણે, મનાવે મત્ત પોતાનો પરાણે,
ગાયત્રી ગીતા પાઠ નવ જાણે,-ધર્મના ઢોંગ૦ ૪
દઇ અલ્પ દાન પોતાનું વખાણે, આત્મશ્લાઘા પાપ નહિ પરમાણે;
જગાધીશનું સ્વામિત્વ ન જાણે,-ધર્મના ઢોંગ૦ ૫

પોતે પોતાને પૂજનીય જણાવે, પ્રપચી વાતો ગ્ચી સંભળાવે,
કપટી બગલા ડોળ બહુ બતલાવે,–ધર્મના ઢોંગ૦ ૬
જ્યારે ધર્મ રૂપ ખરૂ સમજાએ, અજ્ઞાનતા એની મેળે ન્હાસી જાયે,
જ્ઞાન શુદ્ધ પ્રેમથી શ્રેય સધાયે,–ધર્મના ઢોંગ૦ ૭

## વ્હેમી વિચારથી થતો અનાચાર.

(પદ–ચોળ)

વ્હેમે વણસે વાનો સર્વે, તેનો વિચાર જોને, (ટેક)
કેવળ કાયા મનનુ કારણ, આપે દુખ અપાર જોને–વ્હેમે૦ ૧
સાત સુખોએ શાન્તિ ન મળે, વ્હેમ તણો જ્યા વાસ જોને,
મન બગડ્યાથી તન પણ બગડે, ધનનો થાય વિનાશ જોને–વ્હેમે૦ ૨
મન કલ્પે તે કામણ શાકણ, ભૂત પ્રેતના નામ જોને,
મનના ભયથી મારૂપ ઘેરે, ઔષધ ન કરે કામ જોને–વ્હેમે૦ ૩
ઈશ્વરિ સત્તા ઈશ્વર હાથે, તે કલ્પી ન શમાય જોને,
કાકતાડના ન્યાય પ્રમાણે, વખતે ભળતુ થાય જોને–વ્હેમે૦ ૪
મંત્ર તંત્ર માદળિયાં દોરા, કેવળ કલ્પિત વાત જોને,
કીમિયાગરની કપટ કળાઓ, ઘણી ઘડે છે ઘાત જોને–વ્હેમે૦ ૫
શંકા આવે સાવધ થઈને, સાચા કરિયે શોધ જોને,
ભૂલ થાય તો કબૂલ કરિયે, લઈએ શિક્ષા બોધ જોને–વ્હેમે૦ ૬
પરચો પ્રસક્ષ પરમેશ્વરનો, દૃષ્ટિએ દેખાય જોને,
તલમાથી ઘૃત નહિજ નિપજે, પરા પૂર્વનો ન્યાય જોને–વ્હેમે૦ ૭
જોગી જંગમ ધૂતારાઓ, ભામિનીઓના કાળ જોને,
ધન લૂટે ને તન પણ લૂટે, કરે હાલ બેહાલ જોને–વ્હેમે૦ ૮
ચેતો તેથી વ્હાલી બ્હેનો, લ્યો સત્શિક્ષા સાર જોને,
પવિત્ર સાધુ સત પુરુષનો, સદા કરો સત્કાર જોને.–વ્હેમે૦ ૯
સાહસ કરતા નહિં કદાપિ, ચોગમ દેઈ ધ્યાન જોને,
નવો જમાનો નવુ શીખવે, તજો કાન અજ્ઞાન જોને–વ્હેમે૦ ૧૦

## એક અવ્યક્ત યશાંજલી

(પદ–મેવાડા)

પરદુખે દુખિયા હો, બધુ અને બ્હેનડી,
પરના હિત કાજે હો, ગાળી નિજ જાતડી ૧
ઓછા બોલ પાળ્યા હો, તજી લોક લાજને,
માન ધન ત્યાગ્યાં હો, ત્યાગ્યા સહુ લાભને ૨
પત્ની પુત્ર ત્યાગ્યા હો, ભાઈ મિત્ર સાથને,
જતા કર્યાં સર્વે હો, જગત–વ્યવહારને ૩
સાધુ હો સંન્યાસી હો, ત્યાગી હો રાગી ભલે,
નામી શિશ માગુ હો, આશીશ પલે પલે ૪

અર્પું[1] ચિત્ર ચારૂ હો, ગુણી ગૃહિણી તણું;
અભાગ્ય ટાણું હા! તોય મંગળ ગણું ૫

## બેનોને યશાંજલી.

(ગીતિ)

મોંઘી, જાનકીબાઇ, ગોમતિબેની, ગઇ ત્રિપુટી તૂટી;
એકલ કહાનબંધુ, અનુપમ મુખ શું લિધુ વિધિ લૂટી–૧
નિર્મળ બાળક વયની, વિમળ વિનત પ્રેમમૂર્તિ ન ભુલાએ,
વસમી વિરહ વિપત્તિ, ગીતિવૃત્તે કથી નજ શકાએ–૨
તદપિ અલ્પ ગુણકીર્તન, અર્પણપત્રે[2] કરૂ સ્મરણ રહેવા;
વાચક બંધવ બેની, ભાંડુભાવનો લ્હાવ સરસ લેવા.–૩

## ધર્મપત્નીઓને યશાંજલી.

(ગીતિ)

વિસાં વર્ષ ન વિસરી, વ્હાલી વનિતા વધ્યોજ સતાપ,
કસ્તુર કુલીન કાન્તે, નજરે તરતી પવિત્ર તવ છાપ. ૧
સ્મરણ રહેવા તેનું, દમ્પતિ સહુને વિનોદ દેનારૂં,
તેને આ લઘુ પુસ્તક, અર્પિ[3] પ્રેમે કહાન મન ઠારૂં. ૨
(નિર્વાણ–ફાલ્ગુન વદિ ૧૨ સં–૧૯૪૯)

દીવાળી સમ દીપી, સુબુદ્ધિ દીપક પ્રકાશિ ચોપાસ;
મન કર્મે ને વચને, એકજ ભક્તિ અખંડ વિશ્વાસ–૧
પ્રિય પત્ની માણેક તે, ગુણિ ગૃહલક્ષ્મિ પ્રકાશની પ્રતિમા;
કહાન ગ્રંથ સમર્પે,[4] સફળ કરો તે સદા સરલ ઉપમા–૨
(નિર્વાણ–ઋષિપંચમી, શનીવાર, સં ૧૯૮૦)

(પદ–ગરબો)

આવોને કૈલાસવાસી, હવે ઘેર આવોને કૈલાસવાસી. (ટેક)
આજકાલ કરતા અવધ આવી થઇ, વિતી ગઇ પચ્ચમાસી, હવે૦ ૧
ઋષીપંચમી શુદ્ધ શિવપદ પામ્યા, મધ્યાન્હ સંધ્યા ઉપાસી, હવે૦ ૨
જાતા ને વેંત મેઘ મોઘેરા મોકલ્યા, અમૃતનીર આકાશી, હવે૦ ૩
પ્રણવ ગાયત્રિ જાપ પ્રતાપે, ભાવિ સ્થિતિ શુભ ભાસી, હવે૦ ૪
ઘરમાં ન રહેવાય બહાર ગમે નહિ, ઘેરે છવાઇ ઉદાસી, હવે૦ ૫
દિન રજની જપીએ મણી મજની, જાણે તે શ્રીઅવિનાશી, હવે૦ ૬
શૂન્ય હૃદય થયું રૂદન કરી કરી, ત્રિતાપ જ્વાળથી ત્રાસી, હવે૦ ૭
વાતનો વિરામ નહિ નિદ્રા આરામ નહિ, ક્ષુધા તૃષા ગઇ નાશી, હવે૦ ૮
રહેજો ભવે મહાશિવ પદપદ્મે, દેજો આશિષ સુખરાશી, હવે૦ ૯

---

૧ અર્પણપત્ર "સૌભાગ્યવતી"નું ૨ સતીગુણચંદ્રિકા તથા સુખરૂપ સ્ત્રીસંસારનું.
૩ અર્પણપત્ર "વનિતા વિવેક"નું ૪ અર્પણપત્ર "દિપોત્સવી" નિબંધનું

(રાસડો)

મુંબઈ શહેરથી આવ્યાં, આવીને ભાવ્યાં, માણેકમા ૧
રાજકોટ લેતા વિરામો, કર્યા શુભ કામો, માણેકમા ૨
સભા સ્ત્રીઓની થાપી, શિખામણો આપી, માણેકમા ૩
વીણી વીણી વેણુ મુક્યા, ચતુરે ત્યાં ચુમ્યા, માણેકમા. ૪
જોઈ કુરીતિઓ ઝાઝી, દિલે ગયાં દાઝી, માણેકમા ૫
વડાંની આંખ ઉઘાડી, ને વાટ સુઝાડી, માણેકમા ૬
વેરીઓ ધાવ વખાણે, તે ટાણે ટાણે, માણેકમા. ૭
સાચું સદા કહેનારાં, સંકટ સહેનારાં, માણેકમા ૮
બાળક પ્રત્યે માયાળુ, ને દિલે દયાળુ, માણેકમા. ૯
પરદુઃખે દેહ પ્રજાળી, આવરદા ગાળી, માણેકમા ૧૦
તેર વરસના વાસે, સુકાયા શ્વાસે, માણેકમા ૧૧
નિબંધ ગ્રંથ રૂપાળા, સુવિચાર માળા, માણેકમા ૧૨
સંકટમાં કમ્મર બાંધી, ને તક શુભ સાધી, માણેકમા ૧૩
સતી વીરાંગના જેવી, ખરેખર દેવી, માણેકમા ૧૪
દેશમાં ડંકો દીધો, સુજશ રસ પીધો, માણેકમા ૧૫
જુવતીમાં એની જોડી, જડે બહુ થોડી, માણેકમા ૧૬
ગયા જગત જગ જીતી, પ્રભુપદ પ્રીતિ, માણેકમા ૧૭
ગુણીના ગુણ જે ગાશે તે પાવન થાશે, માણેકમા. ૧૮

(ગરબો, પદ)

ઘાયલ કીધો રે ઘેની, માયા મમતા તેં તો મેલી-ઘાયલ૦ (ટેક)
જોતું જાણ્યું રે આવું, તારૂં ઓચિંતાનું જાવું-ઘાયલ૦ ૧
મનની મનમાં રે રાખી, તેં તો સંકટ શુભ સાખી,-ઘાયલ૦ ૨
સાચી માદી રે ટેકી, વખતે થાતી'તી અવિવેકી,-ઘાયલ૦ ૩
મારા વાંકે રે રૂઠી, મારી મમતા માની જૂઠી,-ઘાયલ૦ ૪
બાળક બાળકડી તારી, તેની માયા કેમ વિસારી?-ઘાયલ૦ ૫
મરવું માણસને અંતે, તેનો શોચ નથી મુજ ચિત્તે-ઘાયલ૦ ૬
ક્લેશ કરીને રે કારી, દમ્પતિ પ્રીતિ કીધિ અકારી,-ઘાયલ૦ ૭
તારા ગુણને રે ગાઉં, વહલી વિરહ થકી અકળાઉં,-ઘાયલ૦ ૮

(પદ)

આવી કરી કાં રીસ! રસિકડી આવી કરી કાં રીસ? (ટેક)
જગત બધાની મૂકી માયા, જઈ મળી જગદીશ-રસિકડી૦ ૧
જઈ તું પ્રભુપદમાં પણ, હું કયાં જઈ ઠરીશ?-રસિકડી૦ ૨
રેશ આખો આખા જન્મે, નામ ન તવ વિસરીશ-રસિકડી૦ ૩
જાવુંજ સહુને, જવાજ આવ્યા, કાન ન શોક કરીશ-રસિકડી૦ ૪

## બેન ક્યાં ગઈ?

(પદ આઠ)

આખી જિંદગીનો આધાર, વ્હાલી બેન ક્યાં ગઇ?
મ્હારા સંસારિયાનો સાર, વ્હાલી બેન ક્યાં ગઇ? (ટેક)
એક ઘડિયે ચ્હેન પડે નહિ, પલ પલ આવે યાદ;
જાણું નિત્ય હયાત છતાં તું, કેમ ન આપે સાદ?—વ્હાલી બેન૦ ૧
મીઠી રૂડી તુજ આંખડી ને, અતિ મીઠું તારૂં મૂખ,
મીઠા તે તારા બોલડા આજે, આપે છે દારણ દુ:ખ—વ્હાલી બેન૦ ૨
વિવેકવાળી વાતડી તારી ને, પ્રેમળ ચિત્ત પ્રકાશ,
ગાવું ન્હાવું વાંચવું અતિ ઉચું, અંતરે ઉંચી આશ—વ્હાલી બેન૦ ૩
સગાં સંબંધી જેમને તારો, સ્હેજ થયેલ મિલાપ,
રૂડી આશા બાંધી રાખતાં તે, દર્શાવતાં સંતાપ—વ્હાલી બેન૦ ૪
બાળક નિર્દોષ તાહરાં રે, મા વણ ફિરે ઉદાસ;
જુદાં બ્હાનાં દઈ શું સમજાવું? રૂઠયો જ્યાં અવિનાશ—વ્હાલી બેન૦ ૫
રોઈ રોઈ તુજ બાળકીઓના, અશ્રુએ ગાલ ભીંજાય;
છાતી ફાટે એવી પ્રેમની વાણી, તુથી શું સખાય?—વ્હાલી બેન૦ ૬
દુષ્ટ ઓ મોતના દૂત તમોને, પૂછું હું એક જ વાત;
શું ખપ જેનો આંહિ તેનો ત્યાં, કે કંઈ ભૂલ્યા વાટ?—વ્હાલી બેન૦ ૭
જાયું તે સર્વે જાય છે ને, ખિલ્યું તે તો કરમાય;
જાણું જગતનો નીમ પરંતુ, જાય તે ના જ સ્હેવાય—વ્હાલી બેન૦ ૮
પ્રેમની મૂર્તિ વ્હાલી બેનનો, સ્વર્ગમાં થાજો વાસ;
કાનના નાથ એ કરગરી માગુ, કરજે પૂરણ આશ—વ્હાલી બેન૦ ૯

## દોહિત્રી લીલાવતી.

(ગરબો)

લીલા! કરિ લીલા વિસ્તાર, અરે! ક્યાં સંચરી રે લોલ;
આપી અમને તાપ અપાર, કહે ક્યાં જઇ ઠરી રે લોલ. ૧
બાળા મીઠા કાલા બોલ, અમી સમ બોલતી રે લોલ;
"બા બા" કરતી દેતી કોલ, અરે ક્યાં ડોલતી રે લોલ. ૨
કરમાણી મુખ અરવિંદ, અબોલ તું કયમ બની રે લોલ;
માનવ મૃત્યુ લોકની ગંધિ, તને શું ના ગમી રે લોલ. ૩
રોતાં કીધાં મા ને બાપ, બંધુજન બેનડી રે લોલ;
તપતી રૂપ ધર્યું સાક્ષાત, લિલા અલબેલડી રે લોલ. ૪
તાતાં આજે જળ ગંભીર, રવિ આંખો ફિરે રે લોલ;
ફુંકે ધરણી ઉષ્ણ સમીર, ધેનુ રોતિ ચિરે રે લોલ. ૫
થઈ દશે દિશા સુનકાર, રડે તરૂ પાંદડાં રે લોલ;
રોતાં શુક પિક અશ્રુધાર, ગગનમાં વાદળાં રે લોલ. ૬
ન્હોતું જાણ્યું આવું લેશ. જવાશ ઉતાવળે રે લોલ;
મનને થાય અતિશય ક્લેશ, અરે તું ક્યાં મળે રે લોલ. ૭

લીધો સંત સદન અવતાર, શું દર્શન આપવા રે લોલ;
હૃદયે ઉભરાતા ઉદ્‌ગાર, શી રીતે સમાવવા રે લોલ. ૮
કુદરત કોપ કે પ્રગટયું પાપ, પૂર્વના જન્મનું રે લોલ;
ખોયું ખરે અમુલખ રત્ન, અરે મમ રત્નનું રે લોલ. ૯
લીલા લેશ કરીને કલેશ, નહિ કોને નડી રે લોલ;
ગંભીર ન્હેરે શું આ દેશ, રુણી ભૂલી પડી રે લોલ. ૧૦
દીસે દેવ દનુજની ભૂલ, ન આજ્ઞા સાંભળી રે લોલ;
માગ્યાં પક્વ સુવાસિત ફૂલ, ચુંટિ કાચી કળી રે લોલ ૧૧
કીધો વરમ મત્રા વિશ્રામ, અમારે આંગણે રે લોલ;
લેવા અક્ષય સુખ આગામ,- પોઢિ પ્રભુપારણે રે લોલ. ૧૨
સંવત+ મુક્તિ[૪] મુનિ[૭] રસ[૯] ચંદ્ર[૧], માઘ દશમી તિથિ રે લોલ;
જોઈ કૃષ્ણપક્ષનો શુક્ર, સ્થૂલ કાયા તજી રે લોલ. ૧૩
વ્હાલાં દેવ દેવિ દિગપાળ, દ્વાર ઉઘાડજો રે લોલ;
આવી રમવા લીલા બાળ, તેને સંભાળજો રે લોલ. ૧૪
એને દેજો શાશ્વત સૂખ, સદા મન ભાવતાં રે લોલ;
હસતું રાખો ઉજ્વળ મૂખ, કૃપા વરસાવતાં રે લોલ ૧૫
કેવળ છે કોમળ નિર્દોષ, શાન્ત શુભ લક્ષણી રે લોલ;
આવી તવ દર્શનની હોંસ, ઉડી એ પંખણી રે લોલ. ૧૬
લીધી ધરણી માત ઉછંગ, વદન હસતું કર્યું રે લોલ;
ભૂલી મૃત્યુલોકના રંગ, ધ્યાન પ્રભુ મન ધર્યું રે લોલ: ૧૭

(૫૬)*

("ગોકુળ આવો શ્રી નાથજી"—એ રાહ)

લીલાવતી ક્યાં જઈ વસી, ધીરી શીળી અતિ શરમાળ,
લીલાવતી (ટેક)
"બાબા" કહીને તું બોલાવતી, કેવી રમતી ભાંડુ સાથ,
સામું જોતાં મોં મલકાવતી, નચાં ઢાળી જાની નેણ—લીલાવતી૦ ૧
આ ભવમાં તુને ક્યાં ભાળવી, થાવું રડી રડીને રાંક;
જડીની બુટી ક્યાં થકી મળે? (આખર) પ્રભુઇચ્છા આડોઆંક-લીલાવતી૦ ૨
એક ટસે હું સામું જોઇ રહી, જ્યોતિ સમું તુજ તેજ;
પ્રભુનું તેજ તે ઉડી ગયું હૃદયે હૈયા શોક રહેજ.-લીલાવતી૦ ૩
ખરે તારો જીવ કોઈ યોગીનો, તે કેમ મ્હારાથી પરખાય;
દૈવી દર્શન તેં દીધાં મને, થાજો તારો જય જયકાર—લીલાવતી૦ ૪
જોઈ જીવ ને શિવની એકતા, ભ્રાંતિ અટવ્યણ રૂપ અપાર;
તોપણ પ્રભુ લે નિજની ગોદમાં, તે તો ઉતરે ભવપાર.—લીલાવતી૦ ૫

+ વામાકે સં૦ ૧૯૭૪ * (સ્વ. સૌ. મા. હેવ)

## खंड ८–गोरक्षा, मद्यमांसनिषेध अने अन्नफलशाकनी श्रेष्ठता.

### ગોમાતાની પ્રાતઃ સ્તુતિ.

(પદ પહેલું-પ્રભાત)

જય જય જય ગાયમાય, અતુલ ઉપકારી,
પ્રાત સાંજ પ્રણમિ કરૂં, પ્રાર્થના તમારી.—જય જય૦ (ટેક)
કામદુધા કલ્પવૃક્ષ, જગ જિવાડનારી,
ઉપમા અપાય યોગ્ય, પરમ સુખકારી.—જય જય૦ ૧
દૂધ-છાશ-ઘૃત પ્રસાદિ, ત્રિવિધ વિસ્તારી,
પ્રાણિમાત્રનેજ તેથી, માત તુલ્ય પ્યારી.—જય જય૦ ૨
ગાય સેવના અપાર, લાભ આપનારી,
ઉભય લોક ભય ઉતાપ, પાપ કાપનારી.—જય જય૦ ૩
વિશ્વપોષિણી સદૈવ, માત તન ધારી,
દાન ઉરાનંદ છબી અંતરે ઉતારી—જય જય૦ ૪

### ગૃહસ્થોને સૂચના.

(પદ બીજું-રામગ્રી)

રક્ષણ કરવા ગાયનું, લહો સદ્ય ઉપાય,
આળસમાં કાળ ગાળતાં, નિરૂપાય થવાય.—રક્ષણ૦ (ટેક)
રંકમાં રંક તે ગાયને, દુષ્ટ દુહિતા ગણાય,
પાલન તેનું જે ના કરે, મૂઢ મૂર્ખ સદાય.—રક્ષણ૦ ૧
દેશનું દ્રવ્ય ઘટી ગયું, ગયું શૌર્ય શરીર,
ધર્મની દ્રઢતા ના મળે, વધ્યા રોગ ગંભીર.—રક્ષણ૦ ૨
મોજ મજા સુખ ચેનમાં, ખૂબ ખર્ચાય દામ,
કીર્તિ લોભે કોઇ વાપરે, બ્હાર પાડવા નામ—રક્ષણ૦ ૩
વેચાણ કરતાં ગાયનું, બહુ થાય વિનાશ,
ધારા બાંધો નાત જાતમાં, ટળે હિંસાનો ત્રાસ—રક્ષણ૦ ૪
વિપ્ર સુપાત્ર પ્રમાણિને, દેવું ગાયનું દાન,
પાળે પોષે પ્રાણ જાણીને, તો તે પુણ્ય પ્રમાણ—રક્ષણ૦ ૫
ખેતી અને ખૂબીદાર જો, ખૂબ ખાતર હોય,
ગોબર લાભ તે ગાયથી, ખેતીકારજ જોય.—રક્ષણ૦ ૬

(પદ ત્રીજું-ધન્યાશ્રી)

ગોબ્રાહ્મણ પ્રતિપાળ, સુજનો ગોબ્રાહ્મણ પ્રતિપાળ, (ટેક)
સુણો શુદ્ધિ રાખી ઠેકાણે, તરુણ-વૃદ્ધ આબાલ;-સુજનો૦ ૧
'જય ગોપાળ' ભણાય તમોને, ધાર્મિક વચન વિશાળ,
ગોપાલક બનવું તે માટે, ધરી અંતરે વ્હાલ,-સુજનો૦ ૨

આર્યખંડ એ આર્ય પ્રજાનું, શ્રેષ્ઠ સ્થાન નિર્મલ્ય,
આજ થયું ગોવધ પાતકથી, કરો અંતરે ખ્યાલ—સુજનો૦ ૩
માત લાભ લાખેણા આપે, વણ વાચા લાચાર,
તનની ખાલ સુદ્ધાં છેવટ દે, ખ્યાલ કરો પલવાર,—સુજનો૦ ૪
રસકસ ઘટી ગયા પાતાળે, દુષ્કર અતિ દુકાળ,
અલ્પવૃષ્ટિ કાં અતિવૃષ્ટિ કાં, તીડ હણે તત્કાળ—સુજનો૦ ૫

(પદ ચોથું—ગરબો)

પાળો પાળો ગાયો સહુ પ્રીતે,
ભાળો ભલા લાભો નવનીતે—પાળો પાળો૦ (ટેક)
પૂરે કામધેનુ સહુ કામ, ગવાયું ગ્રંથ વિષે નામ,
ધેનુવણ કંઈ ન પવિત્ર ધામ,—પાળો પાળો૦ ૧
અશ્વ અજા વાદરા ને શ્વાન, પાઈ પય પુષ્ટ કરે શ્રીમાન,
કહો પણ શું કરે એ કલ્યાણ?—પાળો પાળો૦ ૨
ચરી તૃણ ગુણ અગણિત કરે, ગોરસ ઘૃત માખણ ભૂખ હરે,
અંતે ત્વચા ચરણે તાપ હરે,—પાળો પાળો૦ ૩
દેશ—જાતિ—ધર્મ—સમાજ વિષે, પશુરક્ષા કારણ મુખ્ય દિસે,
પડે વિદેશે પાડતાં ચીસે!—પાળો પાળો૦ ૪
ત્રિજટે માગ્યુ દ્રવ્ય રામ પાસે, ફેંકી લાકડી મળ્યા લે ઉલ્લાસે,[1]
ગાયો એટલી કોણથી અપાશે?—પાળો પાળો૦ ૫
સેના નામ અક્ષૌહિણી[2] કે'વાયે, રથો હાથી અશ્વ તે ન ગણાએ!
ભારત ભાગવત સાખ દે સદાયે—પાળો પાળો૦ ૬
લાખો ગાયો નંદ ગોપે પાળી, વર્ણ પાંચસહસ્ર કથા યશાળી;
ખરે કાન તેજ ભાગ્યશાળી—પાળો પાળો૦ ૭

સર્વ સંપત્તિ ગાયથીજ છે.

(પદ પાચમું—ગરબો)

ગાય છે ગાય છે ગાય છે રે, ધન ધાન્ય તણું મૂળ ગાય છે (ટેક)
પાય છે પય જે માયના સરીખું,
ગુણ તેના તો ગવાય છે રે,—ધન ધાન્ય૦ ૧
મહિષીનું માદક ને અમગ અજાનું,
ગાયનું અમાન મનાય છે રે,—ધન ધાન્ય૦ ૨

૧ ત્રિજટે રામ પાસે દ્રવ્ય માગ્યું ત્યારે તેણે લાકડી ફેંકી કહ્યું કે આ લાકડી પડે ત્યાં સુધીની સર્વે ગાયો લઈ જાઓ. અર્થાત્ એ વેળા હજારો ગાયો પળાતી હતી.

૨ અક્ષૌહિણી સેનામાં હજારો હાથી, ઘોડા રહેતા હતા તેની રોજ અક્ષૌહિણી સેના લઈ જરાસંધને અનેકવાર શ્રીકૃષ્ણે હરાવી વિનાશ કર્યો હતો. એ ઉપરથી પ્રાચીન કાળના પશુધન વિષે અનુમાન થઈ શકે છે

ખેતીમાં ખાતર ને સાંતીનાં જોતરાં,
સર્વેને ગાયની સહાય છે રે,-ધન ધાન્ય૦ ૩
ખૂંટ એમ બળિયાથી ગોવંશ સુધરે,
તેને રક્ષો તો લાભ થાય છે રે,-ધન ધાન્ય૦ ૪
વસૂકી જતાં ગાય હાંકી કાઢે ઝટ,
એ મહાપાપી મનાય છે રે-ધન ધાન્ય૦ ૫
માંસાહારીનેય દૂધ દહિં આપે,
એવી ઉદાર સદાય છે રે,-ધન ધાન્ય૦ ૬
ખસીની ખગળીથી બેલ બેલ બગડે,
વણ વાંકે કાન પિડાય છે રે,-ધન ધાન્ય૦ ૭

## ગોસેવાની મહત્તા

(પદ છઠ્ઠું-ગરબો)

સહુ નર નારી, ગોસેવાવ્રત શ્રદ્ધાથી સંભારિયે,
બહુ વ્રત તપમાં આ ઉત્તમ વ્રત, નિત્ય પ્રતિ નિર્ધારિયે. (ટેક)
જન જન્મ થકી પયપાન કરે, તર તક્ર જમી બળ શુદ્ધ ધરે;
અન વસ્ત્ર સજી એથી ઉદ્ધરે,—સહુ નરનારી૦ ૧
શીતળ નિર્મળ સુખડું રૂડું, કદિયે ન કરે કોનું કૂડું;
ઉર શાંન્ત વિશાળ અતિ ઊંડું,—સહુ નરનારી૦ ૨
અણિયાળી કાળી આંખલડી, ધોળી રાતી શુભ જાતલડી,
કોઇ જાડી ઝાઝી પાતલડી,—સહુ નરનારી૦ ૩
રક્ષણ એનું તે આપણનું, જરા મૂક્યુ જાણે ચાપણનું,
ભક્ષણ જેનું કણ ને તૃણનું,—સહુ નરનારી૦ ૪
એ વૈતરણી પાછી વાળે, યમ યાતનાનાં સંકટ ટળે,
ભુત પ્રેત દૈત્ય ન કદી ભાળે! —સહુ નરનારી૦ ૫
એ કામધેનુ બહુ સુખદાતા, પોષક રક્ષક સાચી માતા,
કવિ ઋષિ મુનિવર નિત ગુણ ગાતા,—સહુ નરનારી૦ ૬

(પદ સાતમું-ગરબો)

સહુ સાંભળો શિક્ષાસાર, સજન જેમાં શ્રેય તમારૂં
નથી વ્યાજ સ્તુતિ વિસ્તાર, માનો એક વાયક મારૂં-સહુ૦ (ટેક)

(સાખી)

ગો બ્રાહ્મણ પ્રતિપાળનું, નામ ધરાવો આપ,
જય ગોપાળ તણી પડી, પત્ર લેખનમાં શુભ છાપ,-સજન જેમાં૦ ૧
પણ એ નામ પ્રમાણમાં, કહો કર્યાં શા કાજ?
ગાય ગરીબ રીબાય છે, તેની દિલમાં મળે નહિ દાઝ,-સજન જેમાં૦ ૨
લાડી વાડી ગાડીમાં, થઇ મહા મસ્તાન,
પોપી નિજના પંડને, મૂક્યું આર્યપણાનું માન,-સજન જેમાં૦ ૩

ખાતાં પીતાં ખેલતાં, ખોઇ દિવસ ને રાત,
ગંદિ દેહના છંદમાં, ગાય રક્ષાની ન ગમે વાત,—સજન જેમાં૦ ૪
ગોસેવા કરવા થકી, તરે સકલ સંસાર,
સફળ થાય જન જન્મનો, પણ જડને સમજ ન લગાર,—સજન જેમાં૦ ૫
દેશ ગયો દોલત ગઇ, ગયાં રાજ ને તાજ,
શોધો તેનું મૂળ તો, હિંસા પાતક પ્રગટ્યાં આજ,—સજન જેમાં૦ ૬
વ્યર્થ તમાશા તાનમાં, ખંતે ખરચે વિત્ત,
લડે અદાલત ધીટ થઇ, ધિક્ક પુણ્યમાં ન મળે પ્રીત,—સજન જેમાં૦ ૭
વ્યાપારે વણસે કદી, ચોરો ચોરી જાય,
દરિયે ડૂબી જાય કાં, આગ લાગતાં હાનિ ખમાય,—સજન જેમાં૦ ૮
પણ શુભ કામે પાઇ પણ, દેવામાં નહિં પ્રીત,
ધુમાડાના બાચકા, કાન કોનું ન થાએ હીત,—સજન જેમાં૦ ૯

---

## અન્ન-ફળનો આહાર.

(પદ આઠમું-પીલુ)

અરજ સુણો સહુ મિત્ર આ મારી,
માંસાહારે થઇ મોટી ખુવારી,—અરજ સુણો૦ (ટેક)
ખાવાનું ખૂટ્યું ને ખેતીએ ખૂટી, આમિષ ભક્ષણે લીધાં છે લૂટી,—અરજ૦ ૧
માંસ ફગાવે છે મદિરાનું પાન, જન જાત ખોઇ જેથી સાન ભાન,—અરજ૦ ૨
જૂઠ ચોરી ચઢી જારી જુગારી, વૃત્તિ બને છે છેક નઠારી,—અરજ૦ ૩
શાન્ત ચિત્તે કદી પ્રભુ ન ભજાએ, ઉત્તમ આચાર અળગા થાએ,—અરજ૦ ૪
પશુ પ્રાણીના રોગ લાગુ પડે છે, અંદરની દેહ તેથી સડે છે,—અરજ૦ ૫
પીડાય બાપડાં નિર્દોષ પ્રાણી, પિલાય કતલ રૂપી મહા ઘાણી,—અરજ૦ ૬
પેટનો ખાડો પૂરવા કાજે, અધમ અનીતિ તે પાપીને છાજે,—અરજ૦ ૭
ખૂની હલાકે એ કાજ નઠારૂં, રૌરવ નરક વિષે નાખનારૂં,—અરજ૦ ૮

(પદ નવમું)

સ્વાદિષ્ટ સુંદર ને સુખકારી,
અન્ન-ફળ ભોજન આનંદકારી. (ટેક)
સસ્તું ને ગાઢું છે અન્નનું ખાણું, ઉત્તમતા એની હું શું વખાણું? સ્વાદિષ્ટ૦ ૧
ચંદ યુરોપના લોક વિદ્વાન, માંસ તજી કરે અન્ન સન્માન—સ્વાદિષ્ટ૦ ૨
શાસ્ત્ર રમાયન વૈદક વાંચો, સાખ પૂરે અન્ન આહાર સાચો—સ્વાદિષ્ટ૦ ૩
પઢિનું "પકવાન પુસ્તક"× પ્રેમે, શું સ્વપ્ને તે લહો હિત રે'મે—સ્વાદિષ્ટ૦ ૪

---

× ગોરક્ષક મંડળીના અમાત્ય સ્વ. શેઠ બેહેરામજી દીનશાહજી પારેખે આ પુસ્તકમાં માંસાહાર અને મધપાન વિરુદ્ધ સંખ્યાબંધ યુરોપિયન વિદ્વાનોના અને ડાક્ટરોના લેખો અંગ્રેજીમાં શામેલ કર્યાં છે

કુદરત અક્કલ એજ કહે છે, જગત બધું અન ખાઈ જીવે છે—સ્વાદિષ્ટ૦ ૫
અન ફળ ફૂલથી ફાલી વસુધા, સરસ સુધારસ સર્વને સુખદા—સ્વાદિષ્ટ૦ ૬
સજ્જન તે લાભ સત્વર લઈએ, નાહક રંકને કષ્ટ ન દઈએ—સ્વાદિષ્ટ૦ ૭
ખ્યાલ કરી મનમાં ઝટ ભાઈ, ભૂલ સુધારવી એ માણસાઈ—સ્વાદિષ્ટ૦ ૮
ખલકનો નાથ ખુદા મ્હેરબાન, આપે સુબુદ્ધિ લહો શુભ જ્ઞાન—સ્વાદિષ્ટ૦ ૯
કુદરતી ઉચ્ચ આહાર સ્વીકારો, કાં ન પશુના પ્રાણ ઉગારો—સ્વાદિષ્ટ૦ ૧૦

## ગાયોની દયાજનક સ્થિતિ.

(પદ દસમું-બેહાગ)

શરમ છે આર્ય સમસ્તને, ભમ્યા ભરમે ભુલાઈ,
દેશ કલ્યાણની દિલમાં, દરકાર ન કાંઈ,—શરમ છે૦ ૧
આપ સુખિયા સુખિયાજ તે, પર પીડ ન જાણે,
ગાય ખૂનો ગાય માયનાં, ખ્યાલ તેનો ન આણે,—શરમ છે૦ ૨
દેશી વિદેશી રાજવી, ધારા બંધન કાપો,
ગોચરણોને કારણે, છુટ સત્વર આપો,—શરમ છે૦ ૩
જંગલ ખાતું ચાલું થતાં, ગયું મગજ મૂળ,
ઝાડ કે પાતરૂં ના જડે, ધારાની મહા શૂળ,—શરમ છે૦ ૪
તાણ મોંઘાની થઈ પડી, કર તે પર બેઠો,
પ્રકૃતિ બગડી પશુ તણી, જાગી જોય ન શેઠો,—શરમ છે૦ ૫
ખેતિનાં મોટાં મ્હેસૂલથી, ખેડુનો બુમ પાડે,
ઢોર સુખે ન પાળી શકે, વાંક કર્મનો કાઢે,—શરમ છે૦ ૬
પાળેલાં ઢોરો પિડા થકી, આમ વેચે રીબાય,
જાય કસાઈના કર વિષે, કાન કે' શી નવાઈ?—શરમ છે૦ ૭

## પશુપાલન ઉપદેશ.

(પદ દસમું-ધન્યાશ્રી)

પશુદશા દુખકાર, થઈ છે, પશુદશા દુખકાર. (ટેક)
ભૂખ્યાં પશુઓ ભેળ કરે છે, ભટકે થઈ ભુલાર,
પાંજરાપોળો ગૌશાળાઓ, નિરખો સહુ નિર્ધાર,—થઈ છે૦ ૧
ગાયો ભેંસો બળદો પાડા, બકરા બહુ બિમાર,
પગે લગડા પેટે ખાડા, ઓઠીલા તોખાર,—થઈ છે૦ ૨
ગોળ ખોળ ન મળે બળદોને, ન મળે નીલી ચાર,
પશુ પ્રદર્શન થયાં વિસરજન, ઉત્તેજન ન લગાર,—થઈ છે૦ ૩
દયા ભાવ ઘટતો ચાલ્યો છે, સ્વારથ વશ નર નાર,
સહ સ્વાર્થે પશુપાલન પણ તે, સમજે વિરલા સાર,—થઈ છે૦ ૪
સમજે પણ વર્તે તો થાએ, દેશોદય જયકાર,
પ્રમાદ મૂકી કરો પ્રયત્નો, કાન કરો કાં વાર?—થઈ છે૦ ૫

(પદ અગીઆરમું-રાગ અંગરેજી)

પાળો પશુ સુજાણ, ટળે હિંસા ને હાણ
ખરાં સુખોની ખાણ, થાય લોક કલ્યાણ—(ટેક)
એ છે જગનો આધાર, વધે વિદ્યા વેપાર,
ભલાં નર ને એ નાર, કરો કંઇ વિચાર—પાળો પશુ૦ ૧
મટે કાળા દુકાળ, ઝેરી દુખોની ઝાળ,
રહો ખુશી ખુશાલ, વૃદ્ધ યુવાન બાળ—પાળો પશુ૦ ૨
મળે પાંચે પક્વાન, સદા સુખે ગુલતાન,
ભજો ભાવે ભગવાન, એવું ઇચ્છે કહાન—પાળો પશુ૦ ૩

## જિવ દયા અને જૈનો

(પદ બારમું-ધન્યાશ્રી)

જિવ દયા પ્રતિપાળ જૈન સહુ જિવ દયા પ્રતિપાળ. (ટેક)
સૂક્ષ્મ જીવના જીવ બચાવો, ધરિ અંતરમાં વ્હાલ,
પણ મોટાની મોટી હાનિ, કરો તે તણો ખ્યાલ,–જૈન સહુ૦ ૧
કસાઇ કર વધ થાવા આવે, ગાય બેલ બહુ માલ;
ટરે ખરીદી વેચે સાટે, ભરી બજાર વિશાળ,–જૈન સહુ૦ ૨
ઉપદેશક ત્યાં મોકલી મોટા, ગજવો ભાષણ ખ્યાલ;
થાપણુ કાઢી કરો કપની, સપી સહુ તતકાળ,–જૈન સહુ૦ ૩
ખાટકિ તો ખાટી નહિ ખાશે, થશે હાલ બેહાલ,
સદ્ગૃહસ્થો કરી ખરીદી, લેશો શુભ સભાળ,–જૈન સહુ૦ ૪
બીજા બહુ વ્યાપાર પ્રમાણે, આથી થશો નિહાલ,
જર ને જગની વૃદ્ધિ થાશે, જાશે જમ જંજાળ,–જૈન સહુ૦ ૫

(પદ તેરમું-સાખી મરાઠી ચાલ)

ઘાટ વગેરે દક્ષિણ દેશે, ઢોર ઘણાં નિપજે છે,
લાવે ક્રૂર કસાઈ ત્યાંથી, વિરલા તે સમજે છે.
ધુતા વેશ ધરી બ્રાહ્મણનો, લોભીને લલચાવે,
વેચે વધસ્થાનમાં નિશ્ચે, પૈસા બહુ જમાવે—૧
જાને ત્યાં જાતું ને જોતું, કરવી પૂર્ણ તપાસ,
ઉપદેશક ને નોકર રાખો, ટાળો જમનો ત્રાસ,
જુગાથી સપડાતા જીવો, તોજ બચી ઝટ જાશે,
ગૌશાળા ને પાંજરાપોળે, રક્ષણ તેનું થાશે—૨
વિમા મીસો એજન્સિના, ધધા ધોમ ધુકાર,
તેમ ગોપાલન ઉદ્યોગે, મળશે લાભ અપાર,
બેકારોને રોજી મળશે, બાઇ ભાઇ સુખિ થાશે,
ભૂખે મરતા ભિક્ષુકો પણ, ધધે વળગી જાશે—૩

"શેર" ઘણા ખપશે ને મળશે, સત્વર આજ,
આપણની ચિંતા નહિ ચિત્તે, શેર અન્નનું કાજ,
હિંમત બ્હાદુર વેપારીઓ, છે આ તક લેવાની,
પિતૃ તર્પણ અર્પણ જેથી, માત ગાય સેવાની—૪

## મદ્ય-માંસનિષેધ.

(પદ ચૌદમું-બંજારા)

જન જુઓ જરૂર વિચારી,
છે માંસ મદ્ય દુખકારી. (ટેક)

ખુબ ખાનપાનની ચીજો, કુદરતની ખરી ખબીજો!
ટાળે દુખ દર્દ બિમારી—જન જુઓ જરૂર વિચારી૦ ૧
અંજીર અનારસ દ્રાખ, સૂરણ કેળાં વંતાક,
સહુ શાકની લ્હેજત ન્યારી, — જન જુઓ જરૂર વિચારી૦ ૨
કેળાં ને આંબા જાંબુ, નારંગી મીઠાં લીંબુ,
પપનસ પોપે ગુણકારી, — જન જુઓ જરૂર વિચારી૦ ૩
કંઇ ભાત ભાતના ભાતો, કંઇ રસિક દાળની જાતો,
વડિ પાપડ સેવ સુંવાળી, — જન જુઓ જરૂર વિચારી૦ ૪
વિધ વિધ ભજીયાંને ભાજી, ઘેવરને ઘારી તાજી,
પૂરી ફરસી ને ખારી, — જન જુઓ જરૂર વિચારી૦ ૫
બાસુંદી ખીર શિખંડે, બરફી પેંડા બહાંડે,
આમિષ ટાળ્યું ધુતકારી, — જન જુઓ જરા વિચારી૦ ૬
શુભ શેરડી સાકર ગોળે, સ્થાપ્યું સામ્રાજ્ય ભૂગોળે,
કરિ રસનાને રઢિયાળી, — જન જુઓ જરૂર વિચારી૦ ૭
લીલો ને સૂકો મેવો, જોઇ માંસ મદ્ય તજિ દેઓ,
કહે કાન પુકારિ પુકારી, — જન જુઓ જરૂર વિચારી૦ ૮

## પશુરક્ષાવિષે પારસીબંધુઓને અરજ.*

(પદ પંદરમું-સાખી મરાઠી ચાલ)

ગોરપંદ્રે જે પશુ બિચારા, થર થર થર થર કંપે,
કતલસ્થળની વાટ વિચરતાં પળ પણ એક ન જંપે,
પાપનો પાર નહિં, વિચારો દિલ મહીં— ૧

*મુંબઈ ગોરક્ષક મંડળીના, વેજીટેરિયન સોસાયટીના અને મદ્યપાન નિષેધ સભાના અગ્રેસર શેઠ બહેરામજી દીનશાહ પાંડેની માગણીથી આ કવિતા રચેલી, તે આલબ્લેસ બાગમા થયેલા અન્ન-ફળ-શાકના ભોજન સમારંભ પ્રસંગે સંગીતશાસ્ત્રી દામોદરદાસે ગાતં, સારી અસર થઈ હતી. અને કેટલાક પારસી ગૃહસ્થોએ માંસાહાર ત્યાગની પ્રતિજ્ઞા લીધી હતી. ઇ. સ. ૧૮૯૧.

## મુંબઇમાં થયેલું ભયંકર હુલ્લડ*

*"ગુજરાતીની" નોંધઃ— મુંબઇ શહેર આખા હિંદુસ્થાનમાં અને બ્રિટિશ શહેનશાહતમાં સૌથી અગ્રેસર છે. વેપાર વણજમાં પહેલો નંબર છે, ને ત્યાં નિત્ય બંદોબસ્ત છતાં સંવત ૧૯૪૯ના બીજા અષાઢ વદી ૦)) શુક્રવારથી ત્રણ દિવસ સુધીમાં અગાઉ કદિ નહિ બનેલ એવો હિંદુ અને મુસલમાન વચ્ચે દુઃખદાયક દંગો થયો છે. "મારો મારો,"–"દીન દીન"–"હર હર,"ના ત્રાસદાયક શબ્દો એ ત્રણ દિવસ સંભળાયા છે ને આખી મુંબઇ મોટા ગભરાટમાં ભયભીત થઈ ગઇ છે. આ બનાવનો સત્તાવાર હેવાલ પ્રગટ થયો નથી, પણ એટલું તો જાણવામાં કે'– આશરે ૧૫૦ કરતાં વધારે માણસો મરણ શરણ થયાં છે, ૮૦૦થી વધુ માણસો ઘાયલ થયા છે, ૧૫૦૦થી વધુ માણસો કેદ પકડાયાં છે, ૫ થી ૭ મસીદિ તૂટી છે, ૪ થી ૬ દરગાહોનો નાશ થયો છે, ને લગભગ રૂપિયા ૫૦૦૦૦૦) પાંચ લાખથી વધારેની લુટ થયેલી છે. પોલિસના નાના મોટા મળીને ૩૦ અમલદારો ઘાયલ થયા છે વડો અમલદાર મિ. વિન્સેન્ટ પણ ઘવાયો છે. લશ્કરનું ૩૦૦૦ માણસ આવ્યું છે. ૧૦૦૦ પોલિસ છાવણીમાથી આવ્યા છે. સૌ હજી પડાવ નાખીને પડયું છે ને ૨૦૦૦ મુંબઇની પોલિસે અથાગ શ્રમ અને ભારે ઉજાગરા વેઠી આ તોફાનને શાન્ત કર્યું છે. આ બનાવ દરમ્યાન ઘણા લોકો ત્રાસથી પોતાના વતન જતાં રહ્યાં છે. જેની સંખ્યા ૦ લાખ જેટલી સંભળાય છે.

આ ભયંકર પ્રસંગે મદનપુરામાં રહેનારી મોહમેદન વર્ગની સીદી સ્રીઓએ પણ ભાગ લીધો હતો તેમના મહોલ્લામાં કોઈ પણ હિંદુ સ્રી જોવામાં આવતી, તો તેમના પર તૂટી પડી લૂંટી લેતી હતી અને ખૂબ માર માર્યો હતો. કૃતિમ જનાજાઓ બનાવી તે મધ્યે સોટા ભરવામાં આવ્યા હતા તેમજ બહાર ગામથી નનામાં સોટાનાં પાર્સલ આવ્યાં હતાં. સુલેહના બંદોબસ્ત માટે જેમ સિપાઈઓ અને લશ્કરી અમલદારો વધારવામાં આવ્યા હતા તેમ માજીસ્રેટોનો પણ વધારો કરવામાં આવ્યો હતો. શહેરમાં ચાર દિવસ સુધી હડતાલ પડી હતી ને મપગો ધંધો રોજગાર બંધ પડચો હતો. હુલ્લડનો ભોગ થયેલાં નિર્દોષ માણસોના બચાવ માટે મુંબઇની ઉદાર પ્રજાએ મોટું ફંડ કર્તાં તેમાં આશરે રૂ. ૦૦૦૦) ભરાયા હતા. જ્યદીથી સલાહ સંપ કરવા સભાઓ ભરાઇ હતી ને તેમાં અમલદારો તેમજ શહેરી મગ્રુરદારોએ વખાણવા જેમ ભાગ લીધો હતો.

(પદ—જિલ્લેગી)

કરો જન રક્ષણ શિવ સુખકારી,
બૂરો બંડનો ત્રાસ નિવારી– કરો જન૦ (ટેક)
સંકટ કટક શિરે ચડી આવ્યું, કાળ ભયંકર ભારી,
આપની ઓથ અનાથ અમે સહુ, હાથ ગ્રહો ત્રિપુરારી,
કરો જન રક્ષણ૦ ૧
ઝેર ઝનૂન કરો દૂર સત્વર, સંપ સુસ્નેહ વધારી,
સર્વે જાતિ વર્ણ મન મેળવીને, રાખે પ્રીતિ મિત્રાચારી,
કરો જન રક્ષણ૦ ૨
અમલ વિમલ છે અંગ્રેજી રાજ્યનો, સ્વતંત્ર છે નરનારી,
ભયનાં ભારે આજ ભડકા જે તેમાં, એ દુઃખ છે ખેદકારી,
કરો જન રક્ષણ૦ ૩
જીવ ચરાચરનું શિવ જીવન, અવિગત ને અવિકારી,
પામર પર પણ કરૂણાસિંધુ નાથ ભોળા ભંડારી,
કરો જન રક્ષણ૦ ૪
સુખદાઈ રાજ્ય તપો સહુ ઉપર, અવિચળ આનંદકારી,
વિજયા શ્રી વિક્ટોરીયા બહુ જીવો, વત્સલ ભાવ વધારી,
કરો જન રક્ષણ૦ ૫
પ્રબળ પરાક્રમ પુણ્ય પથે ચડી, સમય આ લઈએ સુધારી,
પ્રેરો મતિ એવિ સાંબ સદાશિવ, કાન વિનતિ સ્વિકારી,
કરો જન રક્ષણ૦ ૬

(પદ—પરજ)

મચ્યું બંડ મુંબાઈ માંહી રે, રડે સહુ બાઇને ભાઈ રે, – (ટેક)
સંવત ઓગણી ઓગણપચાસ, ને બિજો આષાઢ માસ,
દિવાસા ને દિન જાગ્યું તેથી, ઉલટાં લોક ઉદાસ,
મહા ખૂનખાર લડાઈ રે, પૂરી ઝુબા અકળાઈ રે. ૧
શુક્રવાર બપોરને પ્હોરે મોટો થયો ઉતપાત,
લોક બિચારાં કંપવા લાગ્યા, દૈવ શું વાળ્યો દાટ ?
કહે દુઃખ ક્હાણની પાસે રે, સહુ જીવ લઈને ન્હાસે રે. ૨
આગસ્ટ માસની તારીખ અગ્યાર, અઢાર ત્રાણુની સાલ,
નોંધ થઈ ઈતિહાસમાં તેનો, સહજ આવવા ખ્યાલ,
લખુ સહુ વાચક કાજે રે, લઘુ વૃતાંત હું આજે રે. ૩
મંગળદાસ બજારની પાસે, મોટી જે જુમામસીદ,
લોહિ ઠોકિ નિકળ્યા બડખોરો, મુખે ભણી "દીન દીન",
માર્યો માર સોટા લઈને રે, વચન બહુ હલકાં કહીને રે. ૪

પોલીસ છેક અશક્ત થઇ પડી, પડ્યો તેને પણ માર,
ક્રોધથી મોટા માજિસ્ટ્રેટ આવ્યા, લડવૈયા અમલદાર,
તથાપિ ન તેનું ફાવ્યું રે, તોફાને જગ જગાવ્યું રે. ૫

ફરી ધમારો દેરાં ઉપર, વિઘ્ન કીધાં મન,
બાર ફાડીને અંદર પેઠા, તોડયા પ્રતિમાનાં તન,
દેવ-દેગ અભડાવ્યા રે, ભાવિ ભક્તને ભડકાવ્યા રે ૬

પત્થર લાકડી ને નળિયાથી માર્યા જુના હનુમાન,
સુંદર મંદિર પણ જેટલા કીધાં ખેદાન મેદાન,
માથા ગણેશના રોળ્યા રે, દુકાનોના તાળા તોડ્યા રે ૭

નાગરીનું મંદિર તોડવા કીધી ઘણી તજવીજ,
ભાગ્ય પ્રમાન તથાપિ ન તૂટ્યું કારી ફાવી નહિ જ,
મકાનોમાં ક્યો ધમારો રે, લૂટી લીધો માલજ સારો રે ૮

ગૂનામવાડીના ગામને રોળવા, પત્થર ફેંક્યા અપાર,
રક્ષવા ગયા હિંદુઓ તેમણે ખાધો ખાડીબધ માર,
દંગો એથી આગળ ચાલ્યો રે, ગયો નહિ કોઇનો ખાળ્યો રે ૯

ખેતવાડીના મંદિર મારી, કમાડ કીધા ચાર,
પૂજારીઓની પૂંઠે પડીને તેમને માર્યો માર,
અશુદ્ધ મજૂર રજાડ્યા રે, સંતો સાધો જગાડ્યા રે ૧૦

પાયધોણી દાણાબંદર માંડવી, ભિંડી બજાર મોઝાર,
કામાઠી-પુરાને નળબજારે મારામારી અપાર,
ઉતારીને નીચે પાડી રે અંગ્રેજની ઘોડાગાડી રે ૧૧

કામાઠી લોકોની મંડળી ફરી, લૂટવા લાગ્યા લાજ
વેર વસ્યું તેથી તે જાતિએ શીલ રક્ષણ કાજ,
લીધા હથ સોગ મોટા રે પીસી નાખ્યા કઈકના ટોટા રે ૧૨

ડંકનરોડ ને ફાંકડી ઉપર ચાલ્યા કેર ચોફેર,
તે અટકાવવા પણ ન ચાલી, ખૂબી લઈ શમશેર,
ગોળીના બાર કીધા રે મરણીયા લેશ ન બીધા રે ૧૩

એક ઠેકાણે માંડ શાંત પડે ત્યાં પડે બીજે પોકાર,
આમ ફરે ત્યાં થીગડું દેવું એવો બન્યો જ પ્રકાર,
ગઇ પોલિસ ગભરાઇ રે, ચાલી ચતુરાઇ ન કાંઈ રે, ૧૪

બધ પડી નામરે આગગાડી બધ ટપાલ ને તાર.
બધ વિશ્રામ નિશાળો થઇને હાકીમમાં હાહાકાર,
ધવાયા ગરને જન ગા રે થયા નિરાધાર બિચારા રે, ૧૫

અમાસની હડતાલ હતી તેમાં આજ પડી પડતાલ,
બંધ થયાં સહુ બારી બારણાં, ઉજ્જડ શહેર વિશાળ,
પાડી ધાડો તિજોરી તોડી રે, ગુંડાઓની શક્તિ ન થોડી રે. ૧૬

સાંજ સુધિમાં સેંકડો લોકનો, નીકળ્યો કચ્ચરઘાણ,
રાત વિષે પણ એવીજ રીતે, ચાલી રહ્યું રમખાણ,
પછી તોપે તાકી ઉડાવ્યા રે મવાલી હાથ જે આવ્યા રે. ૧૭

પુનેથી ગોરી પલટન આવી, વાંચીને અરજંટ તાર,
ગુંડા લોકોને ભાલાંથી ભોંક્યા, ચાલી લોહીની ધાર,
બાંધી બંધિવાન બનાવ્યા રે, રહ્યા નહિ પણ અટકાવ્યા રે. ૧૮

લશ્કરી લોક વિમાસવા લાગ્યા, મશ્કરી જેવો તાલ,
જાતું કઇ બાજુ શું કરવુ હવે, તેનો ન આવે ખ્યાલ,
વિદેશે વાંકુ વહાયું રે, મુંબઇમાં આ શુ મડાયું રે ! ૧૯

શનીવારે સ્હવારમાં પ્હોંચ્યા, રાણીજીને સમાચાર,
ઉપાય યોજો સુલેહ સપના, હવે લગાડો ન વાર,
માજીની લાગણી ઝાઝી રે, જાણી થયાં જન સહુ રાજી રે. ૨૦

ભાયખાલાની ગૌશાળામાં, લાગી ભયંકર આગ,
ચાર ભેંસો તેમાં ભસ્મ થઇ ગઇ, ભાગવાનો નહિ લાગ,
જહાં તહાં મારા મારી રે, નાસી છૂટવાની ન બારી રે ! ૨૧

મુંબઇના આશરે નેવું લોક મુંબઇ બેંકમાં આજ,
દોઢ કરોડનાં ઘરેણાં ગાડાં રાખ્યાં રક્ષણ કાજ,
લુટારાના કોપથી કંપી રે, સૂએ નહિ સૂતા જંપી રે. ૨૨

મોતીબજાર કંસારબજાર ને બધા વેપારી બજાર,
ઉઘડે ને ઝટ બંધજ થાએ, ભય ત્રાસ ભારો ભાર,
થઇ બધી બંધજ ભીંસો રે, ઘંધો પડ્યો છેકજ ઢીલો રે. ૨૩

વાંદરા કેરા કસાઇઓને, બુધ્ધિને કીધા હાથ,
છગ એંચી લઇ ફરવા દીધા, મળે ન કિતુરી સાથ,
સહુ બહુ યુક્તિ સારી રે, રાખી ખૂબ ખબરદારી રે. ૨૪

ચાર દિવસના આ રમખાણમાં, થોડી થઇ નહિ હાણ,
લાખોની મોકાણ વેપારને તેમાં, ઘણાનો નિકળ્યો ઘાણ,
અડસટ્ટો તેનો ન થાએ રે, કુદરતનો કોપ કહેવાયે રે. ૨૫

દેશ દેશાવર જાણ થઇને, ફેલાયો ત્યાં ગભરાટ,
ન્યુસમાં નિત્ય સંદેશા વાંચતાં, ચિત્તને ચરેરાટ,
લાગે ભયના ભણકારા રે, જાતું ક્યાં, ભરી ઉચાળા રે. ૨૬

પરમ પ્રભુની પૂર્ણ કૃપાથી, અંતે થયું સમાધાન,
કર્યા મેલાવડા આખાં ઇનામો ને, રાખ્યું મુખાનું માન,
કંકાસનુ કીધુ કાળું રે, બુદ્ધિ બળથી અજવાળુ રે. ૨૭
ઈશ્વર દિવસ ન આપશો એવા, વેરીને પણ કોઇ વાર,
નાના મોટા સહુ એવુ ઇચ્છે, અંતરથી નિરધાર,
ટંટો ઝટ ટુંકા કરિયે રે, વિના મોતે શિદ મરિયે રે. ૨૮
શુદ્ધ બુદ્ધિથી વર્તતાં નિશ્ચે, મટે બધા મતભેદ,
લડે વડે લોક લાયકી મૂકી, ખરેખરો એ ખેદ,
ખરાબી એથી ન થોડી રે, કહાનજી કે' કર જોડી રે. ૨૯

(પદ-રામગ્રી)

હાક વાગી હનુમાનની, રામ વ્હારે પધાર્યા;
ઉગારી સૂર સમસ્તને, અસુરોને સંહાર્યા.—હાક વાગી૦ ૧
તેમજ આ કળિકાળમાં, કાળો કેર કરીને;
લોક હરામીને હણ્યા, હરિયે શું કરીને.—હાક વાગી૦ ૨
જૂની હનુમાનની ગલી, જુમામસ્જીદ પાસે;
ડંકો પવનસુતનો સુણી, કંપી ઉઠયા ચોપાસે.—હાક વાગી૦ ૩
પાપિ પામર લઇ પ્રાણને, પ્રલયરૂપ પ્રકાશ્યુ;
આસુરી માયા ઉદ્‌ભવી, રૂપ ભયભીત ભાસ્યું—હાક વાગી૦ ૪
કાગ અકાગ થઇ ગયો, ભલા બુરા કમાયા,
પકડાતાં મતાયાં સામટાં, અતિ દુ ખી દેખાયાં—હાક વાગી૦ ૫
કોઇ કહે કોનપ્રેમથી, થયું બડ આ મોટું;
કોઇ કહે ગૌરક્ષણે થયુ છે કામ ખોટુ—હાક વાગી૦ ૬
કોઇ પ્રભાસના ત્રાસને, બડ કારણ લેખે,
કોઇક ઘટના ઘોશનો, દોષ દુનિયામાં દેખે—હાક વાગી૦ ૭
એવા તમામ નિમિત્તની, ખામીઓ દર્શાવી;
યોગ્ય ઉપાય લીધા હતે, થાત કશુ ન ભાવિ—હાક વાગી૦ ૮
રોષ રાખી દુષ્ટ દુર્મતિ, કર્યું કારજ ખોટું;
વર્ત્યું સત્યાનાશ સામટુ, દેશ દુર્ભાગ્ય મોટું—હાક વાગી૦ ૯
મિત્રાચારી થકી થાય છે, એકમેકનું સારૂં;
મૂકી એ ઉત્તમ માર્ગ ને, કીધુ કાજ નઠારૂં—હાક વાગી૦ ૧૦
ચોની સદા ચિત્ત ચાલિયે, નહિ ચિન્તા કશાની,
કાન નીતિ પ્રીતિ કેળવે, તેને લેશ ન હાની—હાક વાગી૦ ૧૧

(લલિત)

જન અનાથની વ્હાર આ સમે, સુજન સૌ કરો પ્રેમથી તમે;
ગરથ ગાંઠથી પુર્ન વાપરો, અરથ લાભ એ છે ખરેખરો. ૧

તન મને કરો સાહ્યતા થતી, તક ઘડી ઘડી આવતી નથી;
વિપત વામિને આશિશે હરો, પ્રભુ પ્રિતે ફરો ધર્મ એ ધરો.–૨
ખુન ખરાબિથી નશ છે થયો, કઇક રંકનો આશરો ગયો;
કતલથી પડયાં કંઇ અભાગિયાં, બ્યથિત અંગથી કંઇક દુખિયાં.–૩
પતિ વિયેગિ થૈ કૈંક પ્રેમદા, જનક–જી જતાં રોય સુત–સુતા;
રૂદન માતનું છાતિ ફાડતું, વિકળ વેદના બ્હાર કાઢતું.–૪
ગરિબ બાપડાં પોક મૂકતાં, નયનથી નથી આંસુ સૂકતાં;
હૃદયમાં નથી ધીર તો જરી, પલકમાં થશે શું હરિ હરિ.–૫
અધમ હાલ બેહાલ છે કર્યા, મન મનોરથ ધૂળમાં ધર્યા;
ફિકર ભૂખ ને દુ:ખની થઈ, વિનતિ સાંભળો ધ્યાન તે દઇ.–૬
કુટિલ લોકનો ત્રાસ કાપિયે, સુશિલ રંકને શાંતિ આપિયે;
નિરણુ બાપલા ભાગતા ફરે, અરથ લેશ શું તે થકી સરે?–૭
હિંમત હારશે બ્હાનું કાઢશે, નિમિત્ત ભાખિને દૂર ભાગશે;
પગપિડે નથી લેશ લાગણી, કરવિ તે કને શીજ માગણી?–૮
શિર પરે પડે ઘાવ જ્યાહરે, નયન ઉઘડે હાય ત્યાહરે;
મરણ તુલ્ય એ દુર્દશા હશે, વિનંતિ કાનની ધ્યાનમાં ધરો.–૯

(ચોપાઈ-ત્રિતાલ)

પ્હેલે દિવસ થયું તોફાન, તેમાં ત્રણસોનો નીકળ્યો ઘાણ;
ભરી ગાડી દવાખાને નાખ્યા, ઉપચાર થવાને ત્યાં રાખ્યા. ૧
જિવ્યા આયુબળે મજબૂત, નબળાને નડયા જમદૂત;
તેનો તુર્ત થયો ન અંદાજ, પણ રાખિ પ્રભુજિયે લાજ. ૨
પોલિસે અપરાધીને પકડયા, જડી હાથકડી ખૂબ જકડયા;
રાખ્યા ચોકિ કરી જેલ ખાને, થઇ ભીડ ઘણી તે ઠેકાણે. ૩
શકદાર કરે રડારોળ, થાય જોનારને મન ટોળ;
થયો તેનો તપાસે નિકાલ, કર્યો ન્યાયાધીશે ખુબ ખ્યાલ. ૪
સુણી અજબ તરે'ની જુબાની, થઇ પ્રગટ વાતો ઘણી છાની;
કરે કોરટ ચિત્ત વિચાર, ઝટ્ટ સાપડે નહિં કઇ સાર. ૫
ઓળવે એકમેકને માથે, કોઇ પોલિસને લે સંગાથે;
એવા કેસ વિશેષ મંડાયા, ભૂર્ખ મંડળમાં એ વંચાયા. ૬
ન્યાય પોલીસમાં એક થાયે, જૂદું સેશને રૂપ જણાયે;
ચૂક્યા કેસ અપીલમાં એવા, જાને જોવા ને જાણવા જેવા. ૭
ધન્ય ન્યાયિને બુદ્ધિ નિધાન, કાન ન્યાયાધીશો નિરવાણ;
સત્ય શોધક સાવધ શૂર, રાખ્યું ન્યાય નીતિનુ નૂર. ૮

(ગરબી)

કાળો કેર થયો તે મુંબઇ શહેરમાં જો;
ગુજરાટ અરેરાટ ઘેર ઘેરમાં જો.—કાળો કેર૦ ૧
લૂંટા લૂંટ ચાલી તે ચોગાનમાં જો;
કોટ બ્હાર કોટ ને મોટાં મકાનમાં જો—કાળો કેર૦ ૨
ગયા હાંજા હિંદુઓના ગડગડી જો;
રંગ રાખ્યો જ ધાડી લોક લડી જો.—કાળો કેર૦ ૩
શુદ્ધ બુદ્ધ વિના રઝળે એબાકળા જો;
ઘણા ગુંડા મવાલી આકળા જો—કાળો કેર૦ ૪
કર્યાં ખૂનને ખરાબિ સતાબિ થકી જો;
પ્રેમ શૌર્ય સૂર્ય તે ગયો જ આથમી જો—કાળો કેર૦ ૫
બાળી મસીદોને દરઘા ખમેડિયો જો;
કેડા મોગ બાળી કંઇક મેડીઓ જો—કાળો કેર૦ ૬
અંતે લોથ થયા બડખોર ઘાતકી જો;
તોય ધીમા પડ્યા ન તે પાતકી જો.—કાળો કેર૦ ૭
જોર મૂષક જેવું મરતાનનું જો;
શૂર દાખવ્યું તથાપિ પ્હેલવાનનું જો—કાળો કેર૦ ૮
લોક બિલ્લી જેવા જે ઘણા બિહામણા જો;
કર્યા હાર શત્રુને ન રાખી મણા જો.—કાળો કેર૦ ૯
એવું યુદ્ધ અબુદ્ધોએ આદર્યું જો;
ભર્યું ગજવું તેથી શું કાળજું ઠર્યું જો—કાળો કેર૦ ૧૦
મહા લોક બચાવ કર્યો ભાવથી જો;
રહ્યા દૂર ક્રૂર લોકતણા દાવથી જો—કાળો કેર૦ ૧૧
રહ્યાં નામ ને ઇનામ તેમને મળ્યાં જો;
ઘણાં ગુણનાં વખાણ સહુ સાંભળ્યાં જો.—કાળો કેર૦ ૧૨
કાન કહે છે વિનંતી કરગરી જો;
કોઇ કરતાં ન કામ એહવું ફરી જો—કાળો કેર૦ ૧૩

(લાવણી)

વડા ગવરનર હેરિસ સાહેબ, પુણ્યપુરી વસિયા, ભલાંજી પુણ્યપુરી વસિયા,
બોલમેટ ને ક્રિકેટ કેગ, કે'વાયા રસિયા— વડા૦ (ટેક)
વાવર વાંચી તુરત આવશે, મુંબાપુર દોડી, ભલાંજી મુંબઇ દોડી,
આશા એવી સહુને ઉર પણ, પાર પડી મોડી.—વડા૦ ૧
નવમે દિવસે શનીવાસરે, સ્હવારમાં આવ્યા, ભલાંજી સ્હવારમાં આવ્યા,
સાત કલાક રહીને પાછા, સ્વસ્થાને પહોંચ્યા—વડા૦ ૨

ઘાયલની બે ઈસ્પિતાલને, જેલ મ્હેલ જોયા, ભલાંજી જેલ મ્હેલ જોયા,
ઘાયલ જનને જોતાં તેઓ, અપાર દુઃખ રોયા.—વડા૦ ૩
મસ્જિદ દરઘા દેરી જોઈ, દિલગિરિ દર્શાવી, ભલાંજી દિલગિરિ દર્શાવી,
મોટા જનની વાતો મોટી, ગરીબનું ભાવી.—વડા૦ ૪
અમલદારની સલામની લઈ, સલાહ શુભ દીધી, ભલાંજી સલાહ શુભ દીધી,
દુભાય નહિ દિલ કોઈ કોમનું, ચર્ચાઓ કીધી.—વડા૦ ૫
બહુ દિન મુંબઈ રહ્યા હોત તો, કહેવાતે રૂડું, ભલાંજી કહેવાતે રૂડું,
થનાર તેનો ઘાતજ પણ, ના કહેવાતે કૂડું.—વડા૦ ૬
અધિકારીનો ધર્મજ એ કે, પ્રથમ પ્રજા પછિ બીજું, ભલાંજી પ્રથમ પ્રજા પછિ બીજું.
ધર્મશાસ્ત્ર સર્વદા કહેછે, અહિં જોયું ત્રીજું.—વડા૦ ૭

(ગરબો)

અકળ કળા ઈશની એ કેવી રે?
ભલા ભાવે સંભારવા જેવી.—અકળ કળા૦ (ટેક)
મૂળ તોફાનનું સ્થળ જ્યાંહીં રે,
થઈ ઝાઝી ખરાબી ત્યાંહીં રે;
બચ્યાં બાપડાં બાઈ ને ભાઇ.—અકળ કળા૦ ૧
જૂની મારુતિ લેન આબાદ રે,
મારકીટોમાં ન મળે ફિશાદ રે;
બંધ બારણે કોની તાકાદ?—અકળ કળા૦ ૨
ચંપાવાડી ને વિઠ્ઠલવાડી રે,
ગજદંત વાડે ન અનાડી રે;
કાળિકાએ શું આંખ દેખાડી?—અકળ કળા૦ ૩
દેવ બેઠા શું રક્ષણ કરવા રે,
જાણી લોક ગુણીજન ગરવા રે;
લાગ્યા દુષ્ટ જનો તેથિ ડરવા.—અકળ કળા૦ ૪
બ્રાહ્મણ ભાટિયા વાણિયાભાઈ રે,
બેઠા છેકજ ઘરમાં છુપાઈ રે;
જ્યારે જોસમાં ચાલી લડાઇ.—અકળ કળા૦ ૫
નાસા ગુંડાઓ જોશમાં દૂરે રે,
ગયા એ ટાંકિ કામાટીપૂરે રે;
બાકી રાખી ન મીલ-મજૂરે રે.—અકળ કળા૦ ૬
મળ્યા એકથી એક સવાઈ રે,
મારકાટ કરી દુઃખદાઈ રે;
થઈ શાન્તિ અંતે સુખદાઇ.—અકળ કળા૦ ૭

પકડાયા તે જુલમી ઝુલૈયા રે,
પકડાયા પુગિયા લૈયા રે;
સિદી પઠાણ જે લડવૈયા.—અફળ ફળા૦ ૮
દેશ વાસતે દેહજ આપી રે,
નરવીર તે પૂર્ણ પ્રતાપી રે;
કાન કીર્તિ ન જાય કદાપિ.—અફળ ફળા૦ ૯

( દોહરા )

હે વિશ્વંભર વિશ્વપતિ, ત્રિતાપને હરનાર;
સત્વર સરક્ષણ કરો, થાય હ-ય સહાર. ૧
અજબ ગજબ વર્તિ રહ્યો, કળિ મમ કાળો કેર,
પાશવના પસે ફસ્યુ, મહાન મુંબઇ શ્હેર. ૨
ભૃગુવાર દિન દીનથી, થયા દીનવત્ લોક,
હિંમત હોંસ વિનાશથી, કરતા શોક અથોક. ૩
મારફાડ ઘુમરાણથી, સહુ મન મોટી શલ,
શ્રી હરિ તે સર્વે હરી, કરો કૃપા અનુકૂલ ૪
રોપ્યા રાક્ષસ દૈત્ય જે, જુલમી આરો આક,
ઉગાર્યો કરૂણા કરી, વાક વગરના રાક ૫
તેમ ઇશ આ ટાંકણે, કરી ઠંકની વાર,
મુંબઈની વ્હારે ચડી, કરો કલેશ પરિહાર ૬

(સાખી-મરાઠી ચાલ)

મોહમેદનના લત્તામા જે, હિંદુ હતા વમનાન,
મારફાડના ત્રાસે કરીને, ત્યજિને થયા બિચારા ૧
સરકારે સુવિચાર કરી, રહેઠાણ કરાવ્યા ખાલી,
માધવબાગ મહાજનની વાડીમાં રાખ્યા સભાળી ૨
ઉદાર લોકે આપ્યો તેને, આશ્રય આ શુભ કાળ,
અન્ન વસ્ત્રને ધાતુ પાત્રની, થઈ વૃદ્ટિ તત્કાળ ૩
પુણ્ય કાળ આ મહણ સરીખો, શ્રદ્ધાળુ મન માની,
તન મન ધનથી મદાદ આપી, મુંબાસુત ન્હેસ ની ૪
બાગ બાગિમ ઠરઆગરિયે કરે ઘણું ઠઠબાજ,
ગોગીની કૃશ કાયા કપે, શિરપર સર-સામાન ૫
કાવિ વાડે ને ગુજરાતે, ન્હસતા લાગ્યાં લોક,
પેલિસ થાણા ઠોકી દેતા, પણ તે સઘળું ફોક ૬
સેની આગવિ મ ગવિ બોરા, સઇ સુતાર સુતાર,
મારવાડિ ને મેવાડિઓ, નાસ્યા કરી પુકાર. ૭

હરકતમાં થઇ બરકત મોટી, ગાડીને આવાર !
જામી ગરદી સ્ટેશન ઉપર, ડબ્બા પૂર ચિકાર. ૮
નરનારી અતિ શોકાતુર ને, બાળક કરે રૂદંન,
જાવું ક્હાં અને શું કરવું, તેની સૂજ ન મંન. ૯
બંધ બજારે જણસ ન જડે, ભૂખ દુખે બેજાર,
હુલ્લડના ભણકારા વાગે, પરિપૂર્ણ પોકાર. ૧૦
ચમકે ઘોડા વાનર આવે, પાડે શોર બકાર,
'આવ્યા આવ્યા' ક્હેતાં કંપે, રાત પ્રભાત બપોર. ૧૧
બંધ બજારો તુર્ત પડે ને, બંધ બધાં ઘરબાર,
હાનિ પણ હસવા જેવો, જાણે એહ પ્રકાર. ૧૨
દ્વાર ફડોફડ બંધ થાય ને, જાય ન ઘરથી બ્હાર,
ડરે રસ્તે એક બીજાથી, જાણે પડશે માર. ૧૩
મોહમેદનથી હિંદુ બીહે ને, હિંદુથી ઈસ્લામ,
ટોળા ઘુરકે ખાસજ સકે, ખાલી દોરદમામ. ૧૪
ગપ્પો ઉડે ઘણી તરે'ની, પત્તો ન મળે લેશ,
સાચને માટે શોધ કરે નહિ, કરે અકારણ ક્લેશ. ૧૫
વેશધારી ધૂર્તા આ ટાણે, કરતા ઢોંગ ધતિંગ,
ભોળા ને નબળાને લૂંટે, મારી ડિંગે ડિંગ. ૧૬
શાણા સુણતા સાવધ થઈને, વધતી ઓછી વાત,
ચેતી ચાલે ઘર સંભાળે, કાન તજી પંચાત. ૧૭

( રોળા વૃત્ત )

ત્રેવિશમી ઑગસ્ટ, અને બુધવારે સાંજે,
મળી મરાઠા સભા, દેશ હિત સેવા કાજે. ૧
સંખ્યા પાંચ સહસ્ર, જામિ ચોપે ચોપાટી,
દર્શાવ્યા સુવિચાર, શૂર ઘાટી કામાટી. ૨
ટોળી વાન મજૂર, મુકાદમ આપા સિપી,
ભંગી મ્હાર ચમાર, જાત ઉંચી ને નિચી. ૩
બંડખોર બદમાસ, ડિટેક્ટિવોથી ડરતા,
સહુ શ્રોતા થઈ શાંત, સભા ભાષણ સાંભળતા. ૪
બ્હાદુર વક્તા બાર, વીર વાણી ઉચ્ચારી,
દઇ ધીર આધાર, દત્તની જય પોકારી. ૫
લેવા તુરત ઉપાય, થયુ સાં તો ઉઘરાણું,
પૈસે પૈસે કરી, ખૂબ નાણું ઉભરાણું. ૬
રાખી હિંમત હોંસ, રહેવું મુંબઇ શ્હેરે,
વતન નાસવું નહિ, જતન કરવું શુભ પેરે. ૭

કરિ સરમારે મદ, સહુ હરકત છે ટાળી,
થઇ આપણે મર્દ, રે'વુ નીતિને ગ્રાની ૮
રક્તપાત ને ખૂન, ભૂત સહુ ભૂલી ભાઈ,
કરો પરસ્પર સંપ, શૂર દાખવો સવાઈ ૯
સુણિ ભાષણ સુવિચાર, એકમત થયા વિવેકી,
ક્ષત્રીવટ શણગાર, મરાઠા સાચા ટેકી ૧૦

( બંનરા )

ધન ધન લોકો ગમાગી, ગુણવન ખરેખર ઘાગી, (ટેક)
તન વીર-રૂધિરથી ધોયુ, પાછુ વાળી ના જોયુ,
તોડી તોફાની તાગી ધન ધન લોકો કામાગી ૧
બહાદુર લેશ ના બીધા, શત્રુને મયર કીધા,
ઝર જશ તો લીધો ખાગી, ધન ધન લોકો ગમાગી ૨
બળવાન જાતિ બહુ શૂરી, આગ્રહમા નહિ અધૂરી,
દુશ્મનને દીધા દાગી, ધન ધન લોકો કામાગી ૩
કેશરિયા કીધા હાથે, મરદાની જુસ્સા સાથે,
ઝટ કિતુરની કે ફાગી, ધન ધન લોકો કામાગી ૪
શ્રી પેશ્વાઇના અશી, શ્રી શિવાજીના શુભ વશી,
માન્યા નિજ તન-મન માગી, ધન ધન લોકો કામાગી ૫
ઈશ્વર યશ અવશ્ય આપે, આનંદ નિશદિન થાપે,
નહિ ડરો દેશ હિત માટી, ધન ધન લોકો ગમાગી ૬

(પ० ધ યાશ્રી)

મરવાથી શુ ડરવુ ભાઇ મરવાથી શુ ડરવુ ? (ટેક)
મોડુ વે'લુ એકજ વેળા છે આપણને મરવુ,
રોગે ભોગે ગણુ મજોગે, નથી નથી ઊગરવુ —ભાઈ० ૧
નિદાઈ નામર્દ ગણાઇ, પાછુ પગલુ ભરવુ,
એ જિવ્યાથી મરવુ સારૂ, કે સ્વર્ગે સચરવુ —ભાઈ० ૨
શૂરવીરનો સહાય જય છે અવિચળ પ० તે ધરવુ,
હિમત આગે શત્રુ ભાગે થાય દુખથી તરવુ —ભાઈ० ૩
સતાઈ કાવર ડરવુ તે, સમગ અરીળગ કરવુ
એમ છતા પણ તનમન તે તો, કે' મ્હાન પરહરવુ —ભાઈ० ૪

( બંનરા )

ભણે બંદીજન બલિહારી,
તે ખરા ક્ષત્રિ નરનારી (ટેક)
બાહુબળ તુર્ત બતાવ્યું, ફુલ્લક ઝપટ ઝટમચ્યુ
મુખથી "હરહર" ઉચ્ચારી-તે ખરાં ક્ષત્રિ નરનારી ૧

કરિ સાહ્ય રાજ્યને જાતે, સમ રૈયતને ભલિ ભાતે,
શુભ અસ્ત્ર શસ્ત્ર કર ધારી–તે ખરાં ક્ષત્રિ નરનારી. ૨
પકડી પાખંડી પાપી, ગર્દન ઝટ તેની ચાંપી,
ટાળી ટોળી હુલ્લારી–તે ખરાં ક્ષત્રિ નરનારી. ૩
શકદારો જે સપડાયા, રસ્તે જાતાં જકડાયા,
છોડવવા કરી તયારી–તે ખરાં ક્ષત્રિ નરનારી. ૪
ઘરબેડાં ઘણાં ઘવાયાં, વણ વાંકે જે લૂટાયાં,
કરિ મદદ મરતને મારી–તે ખરાં ક્ષત્રિ નરનારી. ૫
ઉગરે જન સુશિલ અસીલ, તે માટે કરી અપીલ,
ઝટ ન્યાય સાહ્ય નિરધારી–તે ખરાં ક્ષત્રિ નરનારી. ૬
જઈ જેલે જન છોડાવ્યા, થઈ જામિન લેખ લખાવ્યા,
ભરિ સાખ સાચના સારી–તે ખરાં ક્ષત્રિ નરનારી. ૭
આશ્રય આપ્યો વણ માગ્યો, (એ) રૈકાનો ડંકો વાગ્યો,
પાળ્યાં નિજ પ્રજા વિચારી–તે ખરાં ક્ષત્રિ નરનારી. ૮
આપ્યાં ઈનામ ને માન, સરકારે સહ અહેશાન,
યશ કાન કાવ્ય ઉચ્ચારી–તે ખરાં ક્ષત્રિ નરનારી ૯

(લાવણી)

ઝટ કરો મેંપ સુખકાર, મુકિ જૂદાઈ,
નહિ લડવામાં કંઈ સાર, વિચારો ભાઈ. (ટેક)
જો થયો હોય અન્યાય, ન્યાય તો માગો,
ખુલ્લાં કોરટનાં દ્વાર, દૂર શું ભાગો?
છે કપટતણું તો ચપટ કદી નહિ ફાવે,
ખાલી શું બકવા કરે અટપટે દાવે,
નર મૂરખ મમતે મરે કરી મસ્તાઈ,—નહિ લડવામાં० ૧
જે ગુન્હેગાર જન હશે પામશે શિક્ષા,
હશે મસતણા સરદાર થશેજ પરીક્ષા.
છે ન્યાય નીતિનો નિયમ અસલથી એવો,
તે મુકી ઉલટો માર્ગ ધરે ના લેવો,
શુભ સમાધાનિમાં શાંતિ સુજશ સરસાઈ,—નહિ લડવામાં० ૨
જે જુલમગારની વ્હાર કરે તે પાપી,
નહિ મનાવ તે દો વાર ઉદાર પ્રતાપી,
સમજુ સમજી નિજ ધર્મ અધર્મજ ટાળે,
તે આડે આવે દુષ્ટ, કષ્ટ દઈ ખાળે!
શુભ અર્થે મરવું સ્હેજ એજ મરદાઈ,—નહિ લડવામાં० ૩

છે એકજ મગની ફાડ, મુસલમિન હિંદુ,
તે બે વચ્ચે જે ફાટ, તેજ છૂ નિંદુ;
છે ખોટાં વેર ઝનૂન, જેમ હા હા ના ને,
તેથી આ થયુ જનૂન, મહા તોફાને લડવામાં૦ ૪
નાહક ઘાયલ થઇ મુવા કઇક રેસાઇ,—નહિ
ઐક્યે ભારી બળ બુદ્ધિ વૃદ્ધિથી વાધો,
કરી ઐક્ય કોમ પર કોમ, શ્રેયને સાધો,
ઝટ હસ્તધુનન સહુ કરો, યાર હરખાઇ,—નહિ લડવામાં૦ ૫

(પદ–પ્રભાત)

વિજય વિજય વિજય વિજય, રાજ તાજ સોહે, (ટેક)
પ્રજા દાઝ ધરી કર્યાં કાજ મન મોહે,—વિજય વિજય૦ ૧
મૂઢ મૂર્ખ લોક મહા અઘોર પાપી,
દંડ દઇ કર્યા ઠાર, બ્રિટિશ પ્રતાપી,—વિજય વિજય૦ ૨
અભય થયાં લોક, સર્વ દેવદ્વાર ખૂલ્યા.
હર્ષિત જન મન સુકૂર, ફરી ખૂબ ફૂલ્યાં,—વિજય વિજય૦ ૩
બ્હાર જરા વાર પછી, મુમઇનો મોળો,
ફરી એજ વાણિજ્ય ને, ઉડે રંગ ઘોળો,—વિજય વિજય૦ ૪
વિજયા વિક્ટોરિયાને, વિશ્વ સહુ વખાણે,
કોન રાજતંત્ર મંત્ર, શું લખુ લખાણે?—વિજય વિજય૦ ૫

(રોળા વૃત્ત)

દમ્યું બંડ પ્રચંડ, ધન્ય શૂરા સીપાઈ,
દુશ્મનને દઈ દંડ, ઉથુપ રાખી ના કાંઈ,
સુન્દર મુંબા શ્હેર, સુવાળી ગુંડે ઘેર્યું,
તેને ઝટ વશ કરી, વિકટ ભય વાદળ વેર્યું. ૧
તોપ ઢાલ તલવાર, વીર સામગ્રી આણી,
ગખી ચોકી ખડી, શ્હેરમાં તંબૂ તાણી,
ઘુમે પાયદલ પૂર, સંગિનો બ્યૂગલ સાથે,
ઘૂમે ઘોડેસ્વાર, ચળકતા ભાલા હાથે. ૨
વાજીંત્રોના નાદ, પ્રજાને ધીરજ આપે,
ભરી સભાઓ રોજ, પ્રાણમુખ સંશય કાપે;
સઘળે શાન્તિ છવાઈ, બજારો મિલ્લો ખુલ્લી,
હસતાં રમતાં બાળ, હસ્તિ સમ આંગણું ઝૂલી. ૩
બુદ્ધિબળ વાપરી, દાબ દઢો બેસાડ્યો,
નિજની ફરજ બજાવિ, પ્રજાને હર્ષ પમાડ્યો;
રાખી ગિરમિટ વધુ, વધાર્યા શૂર સીપાઇ,
દુશ્મન દમતા રહે, કદી નહિ મરે કપાઇ. ૪

ગુણુની કરી પિછાન, વાપરી યુક્તિ શ્રાઝી,
લાયકને દઈ માન ચાનની ભેટ નિવાજી,
અંગ્રેજોની અકળ અકલ પર વારી જઈએ,
કહાન કરિને નકલ, કદિ દુખિયા ના થઈયે. ૫

(ગરબી)

ભાગી ભાગી ભાગી રે, ભય ભીતિ સઘળી ભાગી. (ટેક)
પ્રભાસ પાટણ પુરી સુદામા, પૂણ્યપુરી બડભાગીરે,–ભયભીતિ૦ ૧
ગણપતિ ગૌરી વિજ્યા દશમી–દસરા સ્વાગ સુહાગીરે,–ભયભીતિ૦ ૨
જાત્રા મેળા જોવા જેવા, જ્યોતિ અદ્ભુત જાગીરે,–ભયભીતિ૦ ૩
મ્હોરમ ઓરસ રસમા રમતાં, ઠેસ ન કાને વાગીરે,–ભયભીતિ૦ ૪
મહમદિયાન ને આર્ય પ્રજાની, વૃત્તિ થઈ વેરાગીરે,–ભયભીતિ૦ ૫
અરસપરસ સહુ હળતાં મળતાં, અંતરથી અનુરાગીરે,–ભયભીતિ૦ ૬
કાન નમી નમી પ્રભુપદ કમળે અવિચળ શાંતિ માગીરે,–ભયભીતિ૦ ૭

( ગરબો )

થાતાં દિનકર દરશન, વાદળ વિખરાયુ,
તોફાની ટળ્યો પવન, વાદળ વિખરાયુ. (ટેક)
વિનાશકારી વાદળ વિગ્રહ, ધીમુ પડ્યુ સહજમા રે,
ભ્રાતૃભાવના ગાણા ગાવા, સંગિત રાગ ખરજમાં,–વાદળ૦ ૧
ઠીક ઠરેલે રસ્તે લાગ્યુ, ઝોલા ખાતુ જહાજ રે,
વેર ઝેરના ખડકો ખાળી, પ્હોંચ્યુ પાદરગજ,–વાદળ૦ ૨
કુશળ સુકાનીની શક્તિને, કુન્રત દેવ પ્રસન્ન રે,
દંગો એ પણ નાટક પડદો, દે છે બોધ વચન,–વાદળ૦ ૩
સદય હૃદય મુંબઈવાસીના પુણ્યતણો નહિ પારરે,
હિંસા પાપ મુંબઈના (તેમ) કાપ કર્યો કિરતાર–વાદળ૦ ૪
આસુરિ ગપત અસ્ત થઈને, દૈવી કૃપા પ્રફુલ્લી રે,
દેવ-દૈત્યનાં ગુણ કર્મોને, કદી ન જઈએ ભૂલી,–વાદળ૦ ૫
વિતક વાતો દઈ વિચારી, સારી સહજ કીજે રે,
કાન પ્રહદશા નડે તથાપિ, ટેક તજી નવ દીજે,–વાદળ૦ ૬



## खंड १०—ऋतुना रगढग, प्लेगप्रकोप इत्यादि.

### મેઘયાચના

( ધન્યાશ્રી )

વરસાવો ઝટ નીર, શ્રીહરિ, વરસાવો ઝટ નીર, (ટેક)
તરસાવો શુ જગત તાતજી, તાવે તાપ શરીર—શ્રીહરિ૦ ૧
ગઈ નિર્જળા વ્રત ઉપવાસી, ટહુકે કોકિલ કીર,
જ્યેષ્ઠ અષાઢ આ વહ્યો જાય શું ? શીતળ વાય સમીર—શ્રીહરિ૦ ૨
લાલપરી× સરવર સૂકયુ સહુ દરદ ગંભીર।
પીપ જ્યુબીલી* પૂર પાડે, ઝીણી ધાર લગીર—શ્રીહરિ૦ ૩
થઈ તૃષાતુર ખગ મૃગ દોડે, સરિતા સરવર તીર,
ફરિ નિરાશ આંસુડા સારે દુમડા અતિ ગંભીર—શ્રીહરિ૦ ૪
રોપ્યા રૂડા ઝાડ અમૂલાં, ઠીક કરી તદબીર,
રચ ન રાખી કસર તથાપી કુંદન થાય કથીર—શ્રીહરિ૦ ૫
અતિ વૃષ્ટિથી ગયા તણાઈ રહે નિકેતન+ નીર,
તળાવ લાલપરીનું તૂટ્યું, તગદીરની તાશીર—શ્રીહરિ૦ ૬
રજનિ દિવસ જળ રટણુજ રટતા, ધારણ ન રહે ધીર,
રાખી દ્રુપદસુતાની લજ્જા પૂર્યાં ચીર રૂચીર—શ્રીહરિ૦ ૭
વ્હાર કરી પ્રહ્લાદ ભક્તની ધાઓ તે રણુધીર,
કહાન પ્રેમથી કરે પ્રાર્થના નિશદિન નામી શીર—શ્રીહરિ૦ ૮

(છંદ ભજંગી)

ચલા આવિ વર્ષા ઋતુ છેક પૂરી રહી મેઘની એક આશા અધૂરી,
નહિ શ્રાદ્ધ નવરાત્રના રાગ ઢાળો વિભૂ ! દેશ સૌરાષ્ટ્રના કષ્ટ ટાળો ૧
મહા પર્વ આવ્યા દશેરા દિવાળી, સુક્યા વાવ કૂવા સરીતા રૂપાળી,
શિયાળો સ્હવારે બપોરે ઉન્હાળો, વિભૂ ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો ૨
મુકી ઢોર છૂટાં મહા હાય કનેરી ગયા ટળ્ળિઆ માળવા સિંધ દેશે,
તજી ખેતરો વાડિનો વાસ વ્હાલો, વિભૂ ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો ૩
ખુટે અન્ન તે લાવતી રેલ તાણી, પરંતૂ પળી કોઈ પાયે ન પાણી,
તૃષાતૂર ઝૂરે કુમ્હલ્યા ફૂલ કાલો વિભૂ ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો ૪
નથી રાજ ને દાઝ કે રંક પાળે, લુટે લાજ શ્રીમંત તે શું ઉકાળે ?
સહે શી રીતે લોક દુષ્કાળ ઝાળો વિભૂ ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો ૫
સુકાયા કપાસો વળી જીવ ભક્ષે દુખી હાડિ ને આમિયા તે શું રક્ષે ?
થશે પાક અર્ધો કદાપી નમાલો વિભૂ ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો ૬

× રાજકોટને પાદર ગામનું નામ. * જ્યુબિલી બાગનો કુવો. + ઘર.

પડ્યા શેરના ભાવ વેપાર તૂટ્યા, ચડ્યા અન્નના ભાવ વ્હેવાર ખૂટ્યા;
વધ્યો-પ્લેગ પાપી કરીને ઉછાળો, વિભૂ! દેશ સૌરાષ્ટ્રના કષ્ટ ટાળો. ૭
દિશે દ્રવ્યની ખેંચ દેશાવરોમાં, લઈ પેચથી ઝટ ઘાલે ઘરોમાં;
ઘરોના પડ્યા ચંબ તૂટ્યોજ તાળો, વિભૂ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો. ૮
વદે ડોળ ને દલની શુદ્ધ ભાષા, લખે લેખ ઊરે ધરીને ધનાશા;
સ્વયં ઘેર અંધેર બાજે મસાલો, વિભૂ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો. ૯
ગયા-પ્રાગને પાદરે પૂરે પાણી, દિનાપૂર શાં'બાદની શી કહાણી?
ક્યોં ગોમતી[1] સોનલેરે[2] કર કાળો, વિભૂ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો. ૧૦
કહાં અલ્પ વૃષ્ટિ કહાં નાશકારી, મહારાજ છે લાજ જાનાનિ વારી;
ન પહોંચે અમારા કશા તર્ક ખ્યાલો, વિભૂ! દેશ સૌરાષ્ટ્રનાં કષ્ટ ટાળો. ૧૧
સુણી છંદ ભુજંગ આ પ્રાર્થનાના, કરો રંગની રેલ તો ભોગ ન્હાના;[3]
અને કહાનજી દેશ રહેજે સુખાળો, વિભૂ! દેશ સૌરાષ્ટ્રના કષ્ટ ટાળો. ૧૨

## મેઘરાજનું રાજ !

( દોહરા )

રાજ્ય ઘણાં થાશે થયાં, ગાશે ગીત સ્વરાજ.[4]
પણ એકજ મર્વોપરી, મેઘરાજનું રાજ ! ૧
માગ્યા વણ આપે ઘણું, માપે નહિ અનાજ;
કાપે સંકટ સર્વનું, મેઘરાજનું રાજ ! ૨
પ્રધાન માન્ય દિવાન કે, નહિ કંઈ સૈન્ય સમાજ;
રાજે સર્વે રાજ્ય પર, મેઘરાજનું રાજ ! ૩
તે છત્રપતિ છાયડે, સહુ સ્વતંત્ર સરખાજ;
જગત છત્ર શિર પર ધરે, મેઘરાજનું રાજ ! ૪
દૂર્યે ભર્યાં સરોવરો, પારસ બાંધી પાજ;
સરિતા સાગર ઘૂઘવે, મેઘરાજનું રાજ ! ૫
નદી પૂર ઉભરાય ને, થાય શહેર તારાજ;[5]
તોપણ સહુ જનને ગમે, મેઘરાજનું રાજ ! ૬
ગગન ઘટા ઘનઘોર ને, ગેબી કરે અવાજ;
ઝાડ પ્હાડ પર્વત નમે, મેઘરાજનું રાજ ! ૭
કરે કેસરી ગર્જના, ડરે બાગ નબગા જ
મોર મનોહર નાચતા, મેઘરાજનું રાજ ! ૮
દાદુર ડરાં ડરાં કરે, હરખે ચાતક આજ;
દમકે રમણી દામણી, મેઘરાજનું રાજ ! ૯

---

૧-૨ એ નામની નદીઓમાં મોટા પૂર આવવાથી. ૩ ન્હાના પ્રકાર.
૪ પિતાના રાજ્યનાં ૫ નાશ, પ્રલય.

તારાગણ સતાય છે, સૂર્યદેવ શશિરાજ;
ધનુષબાણ ઇંદ્રે ધર્યાં, મેઘરાજનું રાજ! ૧૦
સખ્યા મરતક શોભતા, સોનેરીશા સાજ,
દૃષ્ટિ સ્થિર કરે નહિ, મેઘરાજનું રાજ! ૧૧
ચાર[1] સુધારે બાગને, રાખે જગની લાજ;
દાઝ સદા દિલમાં ધરે, મેઘરાજનું રાજ! ૧૨
ફેર ન થાય ધોરણે, જુનમાં ચડે જહાજ;
સર્વ રયત સ્વારી કરે, મેઘરાજનું રાજ! ૧૩
રત્ન ચૌદ દોહા રચ્યા, કહાન સર્યાં સહુ કાજ;
સદા તુષ્ટિ પુષ્ટિપ્રદા, મેઘરાજનું રાજ! ૧૪

## જળદેવનું સ્તવન

( ચોપાઈ ત્રિતાલ )

જય જગદેવ જગત જીવન, કરિયે આપનું પ્રેમે સ્તવન;
ગયો ચૈત્ર ચિંતાતુર થાય, માસ વૈશાખ હાલહવાલ. ૧
તપી તરણીને[2] ધરણી ધ્રુજાવે, ગરમ લોય પડે તન તાવે,
સૂક્યા સર સરિતા ને કુવાઓ, આપ અદૃશ્ય થાતા જણાઓ! ૨
પશુ પખી દુખી જન જાત, દીસે તરફડતાં દિન રાત;
પ્રાણ પાણી પાણીજ પુકારે તૃષા ન સમે પીતા વાર વારે ૩
નગ અનગ થઈ શું સતાવે? પાણિયારીમાં કનેરા જગાવે,
મોઢ આવી ચડ્યા જાય જોતા, કરી કોપ થયા શું ઘેતા? ૪
ઘેર ગોરી આવે ખાલી હેલે, નીર નામે નિસાસા મેલે;
થયાં સદન ને વદન મલીન, મન મીન દીસે દિન દીન. ૫
ઉઠો શ્રીમંત સજ્જન લોક, સાધો અક્ષય જળદાન યોગ,
પાઓ તૃષિતને નિર્મળ વારી, લહો આશીષ અંતર ઠારી. ૬
દિવસ દુખના જોતા વહી જાશે જશ જગતમાં અમર ગવાશે,
વિન વારીના વેગે ઉભરો, ટાળો કારી દુકાળ ઉન્હાળો. ૭
ગયો નામ ને કુરનું પણી, પાઓ તરસ્યાને નિર્મળ પાણી,
કરે કહાન જોડી બેઉ પાણિ[3] થાઓ પ્રસન્ન શ્રીશાર્ંગપાણિ ૮

(લલિત)

દિવસ દીઠ વૈશાખ માસના, જળ તણી કરે જીવ ઝંખના;
નગ નદી ઝરે જરા નહિ મળે, અગ્નિ જ્વાળથી લૂ ધણી બળે. ૧
મલિન વસ્ત્ર ને અંગ રોગિયાં, તરુ-લતા તણાં મગ મુર્છિયાં,
કૂપ-પાન ગમાં જળ તણુ જાય, નગરવાસ ત્યાં ગમ્યો નહિ ૨

1 ચોમાસાના ચાર મહિના વર્ષના બારે માસને અન્ન દે છે
2 સૂર્ય ..... 3 હાથ

મજુર વર્ગ તાપે તવાય છે, શિશુ ઘણું રડે મા ખિજાય છે;
વસતુ ઉજાશ તે ન્હાસિ શું ગઇ, મધુરિ શી સુધા ગુપ્ત તે થઇ. ૩
મગન થૈ રમે શેઠ બંગલે, ગગનમાં ઉડે યંત્રની* કળે;
જળક્રિડા કરે ઝરણ જ્યાં વહે, વિવિધ વૈભવે મ્હાલતા રહે. ૪
ગરિબની નહિ વાત સાંભળે, ગરિબ દર્દ શ્રીમંત શું કળે?
ગરિબની દશા છેક છે બુરી, કઠણ કાળની કાળજે છુરી. ૫
પરવ પાણિનાં વાટ ઘાટમાં, સદરની† હદે રેશ કોર્સમાં;
પરવ પાણિનાં સ્ટેશને કરો, પરવ કાળ છે પુણ્યનો ખરો. ૬
કુલિન શેઠ શ્રીમંત રાજવી, વકિલ દૈવી વૈદ્યો મહા કવી;
ધરમ કામમાં ઢીલ ના કરો, દિવસ ત્રીશના ત્રાસને હરો. ૭

## મેઘરાજનું સ્વાગત.

(છંદ ભુજંગ પ્રભાત.)

નથી પ્લેગ કે રોગની બીક લેશ, બધાં શ્હેર આબાદ આબાદ બેશ;
પ્રજાના જનો છે સહુ શુદ્ધ સાજા, પધારો પધારો મહા મેઘરાજા. ૧
તમારા વિના ઝાડ ને વૃક્ષ સૂક્યાં, નવાણો–કુવા–વાવ પાતાળ પૂગ્યાં;
ઝુરે રંક ગાયો અને અશ્વ ઝાઝા, પધારો પધારો મહા મેઘરાજા. ૨
થયાં અન્ન–ઘી–વસ્ત્ર મોંઘાં વધારે, રહેવાં તણાં સ્થાન સંકોચ ભારે;
કરો આકરા ત્યાં રહે કેમ માઝા? પધારો પધારો મહા મેઘરાજા. ૩
કૃપા આપની એજ બક્ષીસ મોટી, બિજાની બધી કલ્પના છેક છોટી;
અમે આપનાથીજ તર્બોળ તાજા, પધારો પધારો મહા મેઘરાજા; ૪
મહારાજ સામ્રાજ સાચું તમારૂં, નિરાકાર નિર્ધાર ગાજે નગારૂં;
છુટે વાતના ગેબિ ગોળા ભડાકા, પધારો પધારો મહા મેઘરાજા. ૫
ધરા સુંદરી પ્રેમપુષ્પે વધાવે, શિલા મારુતો પદ્મ પખા ચલાવે;
ઉનાળા તણા તાપ સતાય તાતા, પધારો પધારો મહા મેઘરાજા. ૬
કરે આરતી વીજળી તેજપુંજ, નગારાં નિશાનો શિ શોભા ભણુંજ?
કરે મોતિની રેલ તો ખીર ખાજા, પધારો પધારો મહા મેઘરાજા. ૭
કર્યું મૂર્ત રૂડું કરો વર્ષ રૂડું, કરે કાન કોનુ કૃપાળુ ન કૂડું;
ગુરૂ વર્ષજો જેહવા છોજ ગાજ્યા, પધારો પધારો મહા મેઘરાજા. ૮

## મેઘરાજને વિજ્ઞપ્તિ.

(દોહરા)

ઈંદ્રચંદ્ર અવનીપતિ, શ્રી[1]–ધી[2] પતિ શિરતાજ;
સુણિ આ વદન પ્રાર્થના, કરો કૃપા મહારાજ. ૧
પૂનેથી પગરણ કરી, મુંબઇ કર્યો મુકામ;
હવે કાઠિયાવાડ પર, ઝટપટ આપો ધ્યાન. ૨

* એરોપ્લેનમાં † રાજકોટના એક હવાવાળા ભાગમાં. ૧ લક્ષ્મી. ૨ બુદ્ધિ.

વાવ-તળાવ-કુવા-નદી, સૂકયાં તરુવર વંન;
સૂકયાં ગાયો વત્સ તે, જાચે જળ જીવન. ૩

તાપ તણા અતિ ત્રાસથી, બાળ યુવા અકળાય;
વૃદ્ધ થઇ બેશુદ્ધ ને, અવની પર અફળાય. ૪

મહારોગે કંઇ મનુજના, આપ્યા તેમાં ભોગ;
ફેલાયા વળિ દેશમાં, તીવ્ર તાવના રોગ. ૫

ઉનાળે જેમ કીડિયો, ઘર બહાર ઉભરાઇ;
નગ આગળ જુવતી તણાં, જામ્યાં જૂથ જણાય. ૬

કોઇ લડે કોઈ પડે, કોઈ કરે કકાસ;
કો નિરાશ પાછી વળે, નાખીને નિશ્વાસ. ૭

મધ્યાન્હે નળ ઉઘડી, જલ્દી બધજ થાય;
ઝુંડી લે જમણાં જનો, નમળાં પાછાં જાય. ૮

ઉદક તણો ઉત્પાત ત્યાં, મોંઘા દહિં દુધ ભાત;
દુગાળ કરતો ડોકિયાં, ઘડે ઘડીમાં ઘાત. ૯

માટે ઝટ વરસી હવે, કરો મકરો દૂર;
ગઇજ નિર્જળા દ્વાદશી, આશાએ ભરપૂર. ૧૦

આપ તણો છે આશરો, વ્યાપક દીનદયાળ;
કહાન લઈ સંભાળ ને, કરો વૃષ્ટિ તતકાળ. ૧૧

## આમ્યજનોની પ્રાર્થના.

(પરજ)

વાલીડા વ્હની વેલો રે, વાલીડા૦ (૨)
થયો શું છેકજ ઘેલો રે ? વાલીડા૦ (ટેક)

વાલીડા વ્હની વેનો રે, ટળી જાય પાક ઉભેલો રે-વાલીડા૦
ધોરી અમારે ધોકુંક ઢોળ્યું ને શ્રાવણે સરવડાં નીર;
અદક માહે અંધાર ભાળનાં, ધારણ ન રહે ધીર,-વાલીડા૦ ૧
ઢોરના પેટમાં ભૂખના ખાડા, (તેને)રીમમાં ન મળે નીણ;
નદી નવાણે પાણી સુકાણાં, કુવા કરવા અઘોણા-વાલીડા૦ ૨
ગામ બધુ હાસ્યુ ઉજાગરી કરવા, ઉજડ તેનો દેખાવ,
તુંને રીઝાવવા અસ્તુતિ કીધી, મેર તેની મન લાવ-વાલીડા૦ ૩
તરૂ બાળ્યાં સૂકાવા લાગ્યાં, વગડે બગડે બીજ;
દળનાં દળવાં માન થયાં ને, દળવાના દાણા નથી જ-વાલીડા૦ ૪
મૂલ મજુરી ઘણો ન ધાપો, ભરવું તે કેમ પેટ ?
રાજનું દેવુ ને શેઠનું દેવું, ટરશે તે કેમ વેઠ ?-વાલીડા૦ ૫

ઢામડાં ઢીકરાં ગોદડાં વેચ્યાં, વઢુ ઢોર ન વેચાય;
ઢોર ઢાંખરનું નાણું ના'વે, કાળજે લાગી લાય-વાલીડા૦ ૬
સગાં સંબંધે સગપણ મૂક્યું ને, ગળપણ મૂક્યું ગોળ;
શાણપણું મૂક્યું શાહુકારોએ, બોલે ન બોલ્યાના બોલ-વાલીડા૦ ૭
તેજુરીએ બાંધ્યા નોટના થોકડા, રોકડાના રણકાર;
ચોપડે ચીતરે એકના આઠ ત્યાં, શું કરવો ઉચ્ચાર-વાલીડા૦ ૮
રાજાના રાજાને ઝાઝું શું કે'વું, રાખ અમારી લાજ;
+તારી કૃપા વેણું વરહજ બગડે, કાન કરે ઘર દાઝ-વાલીડા૦ ૯

## મૂષળધાર વૃષ્ટિ.

(રાસડો.)

મસ્ત હસ્તિયે ફેરવી સૂંઢ રે! મેહુલે મ્હેર કરી,
દેશ દિસે બધો દિગમૂઢ રે! મેહુલે મ્હેર કરી. ૧
રૂડા "રડિયે" સૂર સંભળાય રે, મેહુલે મ્હેર કરી,
"સિને" સૌભાગ્ય સુંદરી ગાય રે, મેહુલે મ્હેર કરી. ૨
ચનો ઉર ઉકળાટ મટાડ્યો રે, મેહુલે મ્હેર કરી,
અતિ આનંદ દિન દેખાડ્યો રે, મેહુલે મ્હેર કરી. ૩
નદિ ભાદર-ભોગાવો ગાજે રે, મેહુલે મ્હેર કરી,
આજિ—ઓઝત-શેત્રુંજ માજે રે, મેહુલે મ્હેર કરી. ૪
મછુ-મોરબી ને થાન-પાનેલી રે, મેહુલે મ્હેર કરી,
જામ ખભાળિયે ખૂબ ખેલી રે, મેહુલે મ્હેર કરી. ૫
રાજકોટ-ધ્રોળ—ધોરાજિ શ્હેરે રે, મેહુલે મ્હેર કરી,
ભર્યાં સરવર મોતી સેરે રે, મેહુલે મ્હેર કરી. ૬
બાપ તણાયાં અજગર એરૂ રે, મેહુલે મ્હેર કરી,
મચ્છ કચ્છ જગજિવન અનેરૂ રે, મેહુલે મ્હેર કરી. ૭
મોર ઢેલ કળા કરી નાચે રે, મેહુલે મ્હેર કરી,
એનાં રૂપ રંગથી ઉર રાચે રે, મેહુલે મ્હેર કરી. ૮
સરેરાશ પડ્યું પાંચ ઇંચ પાણી રે, મેહુલે મ્હેર કરી,
નકી થાત બધું ધૂળધાણી રે, મેહુલે મ્હેર કરી. ૯
આંબાગાળો ગયો સંતાઇ રે, મેહુલે મ્હેર કરી,
જાંબુ-ખડબુચ ખાઓ ધરાઇ રે, મેહુલે મ્હેર કરી. ૧૦
ફળી મગફળી ઊભી હહેકે રે, મેહુલે મ્હેર કરી,
જાઇ—જુઇ-કેતકી બહુ બ્હેકે રે, મેહુલે મ્હેર કરી. ૧૧
લીલી દ્રાખ-રાણ પાકી લીંબોળી રે, મેહુલે મ્હેર કરી,
લીલી લીલોતરી થઇ બ્હોળી રે, મેહુલે મ્હેર કરી. ૧૨

---

+ ઈ. સ ૧૯૩૬ ના દુષ્કાળ પ્રસંગે રચી;

ગાય–ભેંસ–બગદ થયાં માતાં રે, મેહુલે મ્હેર કરી,
ઘાસ લીનાં કુણાં ખૂબ ખાતાં રે, મેહુલે મ્હેર કરી. ૧૩
ઘોરી માસ અષાઢે ધૂપ રે, મેહુલે મ્હેર કરી,
લોક ચિંતા કરે ચૂપચૂપ રે, મેહુલે મ્હેર કરી ૧૪
દિયે ધાબડ ને ગતે તારા રે, મેહુલે મ્હેર કરી,
એ તો દુકાળના હોય ચાળા રે, મેહુલે મ્હેર કરી ૧૫
ઝટ આવો ફરી વાર વ્હેલા રે, મેહુલે મ્હેર કરી,
કહાન રાહ જોય તરૂ નમેલા રે, મેહુલે મ્હેર કરી. ૧૬

( રાસડો )

પાદરે વરસ્યા મેઘ રે, પાણી ફરી વળ્યાં!
ધ્રુમે ધરતિમાતાનો દેહ રે, પાણી ફરી વળ્યાં! ૧

ગામ શ્હેર ને હાટ બજાર રે, પાણી ફરી વળ્યા!
થિર થયા સહૂ નર નાર રે, પાણી ફરી વળ્યા! ૨

આવ્યાં નદિએ નવમર પૂર રે, પાણી ફરી વળ્યા!
ઘુ ઘુ ગાજે ને ધ્રુજે ઉર રે, પાણી ફરી વળ્યા! ૩

તુટયા વાવ તળાવના બંધ રે, પાણી ફરી વળ્યા!
વ્હાણ રેલ એરોપ્લેન બંધ રે, પાણી ફરી વળ્યાં! ૪

ઝાડ ઝૂડ તણાણાં જાય રે, પાણી ફરી વળ્યા!
જોતા આંખ ઠરે ન જરાય રે, પાણી ફરી વળ્યાં! ૫

નમ્યા ડુંગર તે હાર કતાર રે, પાણી ફરી વળ્યા!
વાય વંટોળિયો પૂર ભ્હાર રે, પાણી ફરી વળ્યા! ૬

કાળિ ઘોર અંધારી રાત રે, પાણી ફરી વળ્યા!
ઝુમે આકાશ ત્યાં ભનિ ભાત રે, પાણી ફરી વળ્યા! ૭

ગડુ બાગડા પાડે ચીસ રે, પાણી ફરી વળ્યા!
કરો ખમૈયા શ્રી જગદીશ રે, પાણી ફરી વળ્યા! ૮

થાય ઓચિંતા કડક કડાકા રે, પાણી ફરી વળ્યા!
ભારે તોપના જાણે ભડાકા રે, પાણી ફરી વળ્યાં! ૯

ગાજવીજનું મહા તોફાન રે, પાણી ફરી વળ્યાં!
ઘેને મેરે કર્યું ઘમસાણ રે, પાણી ફરી વળ્યા! ૧૦

મેઘ મહારાજ ભલે પધાર્યા રે, પાણી ફરી વળ્યા!
રંક ખેતીકારોને તાર્યા રે, પાણી ફરી વળ્યા! ૧૧
એમ વળી વરસજો પ્રીતે રે, પાણી ફરી વળ્યાં!
ગાય કહાન સુજશ ગુણ ગીતે રે, પાણી ફરી વળ્યા! ૧૨

( રાસડો )

કાળાં વાદળાંએ કીધો કેર રે, સૂરજી સંતાઇ ગયા !
થયું ધમસાણુ ઘેર ઘેર રે, સૂરજી સંતાઇ ગયા !–૧
દિવસે દીવડા પાડી રાત રે, સૂરજી સંતાઇ ગયા !
આશો અમાસનો ઉત્પાત રે, સૂરજી સંતાઇ ગયા !–૨
જાણ્યું વરસાદ સારો થાશે રે, સૂરજી સંતાઇ ગયા !
ભૂખમરો ને ભાવડ જાશે રે, સૂરજી સંતાઇ ગયા !–૩
રંક બાળકોનું રમખાણુ રે, સૂરજી સંતાઇ ગયા !
ઠરે ટાઢે ન ખાવા ધાન રે, સૂરજી સંતાઇ ગયા !–૪
ડોસાં ડગરાં ને ગાંડાં ઘેલાં રે, સૂરજી સંતાઇ ગયા !
નિરાધાર મરણ કાંઠે પડેલાં રે, સૂરજી સંતાઇ ગયા !–૫
વધે રોગ ને લેશે શું ભોગ રે, સૂરજી સંતાઇ ગયા !
એવો બન્યો અચાનક જોગ રે, સૂરજી સંતાઇ ગયા !–૬
નીર થીજી થઇ ગયું હીમ રે, સૂરજી સંતાઇ ગયા !
ટળ્યા ઢોલિયે મોટા ઢીમ રે, સૂરજી સંતાઇ ગયા !–૭
બધ રેલ ને તાર ટપાલ રે, સૂરજી સંતાઇ ગયા !
પડી પૂરમાં પૂર હડતાલ રે, સૂરજી સંતાઇ ગયા !–૮
આતો દેવદરબાર અંધેર રે, સૂરજી સંતાઇ ગયા !
સારે કરવી અવરની શી પેર રે, સૂરજી સંતાઇ ગયા !–૯
કર્યા પૂરા કલાક ચોવીશ રે, સૂરજી સંતાઇ ગયા !
તેમાં ભડકમ લાગી ભીંસ રે, સૂરજી સંતાઇ ગયા !–૧૦
રૂડાં રાજપુત્રોનાં રાજ રે, સૂરજી સંતાઇ ગયા !
તે પર કેમ થયા નારાજ રે, સૂરજી સંતાઇ ગયા !–૧૧
શુક્ર સ્હવારે દર્શન દિધા રે, આદિત્ય ઉદે થયા !
કહાન પ્રેમ પુષ્પ અર્પણ કીધાં રે, આદિત્ય ઉદે થયા !–૧૨

( બંજારા )

જોઇ દીન નયનનાં આંસુ, શુ સરસ થયુ ચોમાસું ?–(ટેક)
કચ્છ–સિંધ–કાઠિયાવાડે, મુંબઇ મદ્રાસ સીમાડે,
જળ વરસ્યું છે ખુબ ખાસું, શુ સરસ થયુ ચોમાસું ?– ૧
ગત વર્ષ તણા દુષ્કાળે, હતી બીતિ કાળની ભાળે,
જળ પશુને ક્યાથી પાશુ ? શુ સરસ થયુ ચોમાસું ?– ૨
પૂર સીમ પાદરે છેરે, સરિતા સાગરને ભેરે,
ભાદર ભદ્રા તન ભાસ્યુ, શુ સરસ થયું ચોમાસું ?– ૩
કણુ સંચ્યા કર્ષિણુ કણિયા, ખાડા અતિ ઉંડા ખણિયા,
માર્યો મેઘે ક્યાં જાશુ ? શું સરસ થયું ચોમાસું ?– ૪

તરુ વૃક્ષો લીલાં લીલાં, નાચે જાયમ બાળ રસીલાં,
કહે હવે નહિ કરમાશું, શું સરસ થયું ચોમાસું ?– ૫
ખીલ્યાં ખેતર ને વાડી, લીલી છમ ઝાડી ઝાડી,
ફળ વૃક્ષ ફળ્યાં ફરમાસુ, શું સરસ થયું ચોમાસું ?– ૬
કરિ કળા કલાપી નાચે, ચાતક ચિત હર્ષિત સાચે,
વહે ખળખળ ધોધ ધરા શું ? શું સરસ થયું ચોમાસું ?– ૭
પિયુ પિયુ બપિયા પુકારે, કરિ મેઘ–મલ્હાર ઉચારે,
થયુ તૃપ્ત જગત રસ પામું, શું સરસ થયું ચોમાસું ?– ૮
ભીંજાતાં બાળક કોડે, ઝડપે ન્હાવાને દોડે,
મુખ હસિત ન માએ હાંસુ, શું સરસ થયુ ચોમાસું ?– ૯
શરમાણા જૂઠા જોશી, ખીમે ટીપણીઆં ખોયી,
પાણીમાં જેમ પતાસુ, શુ સરસ થયુ ચોમાસું ?– ૧૦
વિભુ ધણીનું ધાર્યું થાએ, જન મૂર્ખ મમતે તણાએ,
ક્યમ કહાન ન હરિજશ ગાશું ? શું સરસ થયું ચોમાસું ?– ૧૧

## હિમ પ્રકોપ

(છંદ લલિત.)

હિમ પડ્યું ઘણું માઘ પોશમાં, કુદરતે કર્યો કોપ જોશમાં;
ચરચરી ઘણાં માણસો ગયાં, શરદ દર્દનો ભોગ રે થયાં. ૧
પ્રલય કાળનો વાયુ નીકળ્યો, મરર શબ્દ ના ક્યાંય સાંભળ્યો;
શિશુ રડે ઘણાં ચીસ પાડિને, ઘડિઘડી કરે યાદ માડિને. ૨
હિમગિરી તણું હીમ આવિયું, હિમગિરી તણું પૂર લાવિયું;
લકડોટનો× કોટ શું પડ્યો, અગડ બીમના ભાગને અડ્યો! ૩
ચમકિ વીજળી વાદળાં ચડ્યાં, બરફનાં કરાં આકરાં પડ્યાં;
બહિ ઋતુને માવઠું થયું, ઘર ગરીબનું હાય શું ગયું! ૪
તરુવરો પડ્યાં ફળ ફળાદિનાં, પિપળા લીમડા બોરડી તણાં;
તવ ઘણા ઘઉં મેથિ તોરડી, પિન બગા જતાં જન ગયાં રડી. ૫
અગમ પાકની તાણુ દેખિની, પ્રથમ પુરણી આશ એ હતી;
કરજ કષ્ટથી ખેતના કરી, હડ હેરી હિમે લીધ શું હરી ? ૬
કઠિન કાઠિયાવાડ બાપડો, પચિશ લક્ષનો વસ્તિ આંકડો;
મન ન કોઈની હનિ રે ક્ષઈ, વિકટ વેદના જાય ના કહી ૭
કુદરતે નિમે ખેતિ આશરે, કરજ શેઠનું ક્યાં થકી ભરે ?
તૃણ વિના પશુ કેમ જીવશે ? વગર કામનું કેમ રે જશે ? ૮
ધનિક હિંદુ ને શેઠ પારસી, મદદ આપજો હમદર્દી ધરી,
સુજન ગાજરી રેંમ આપિને, કર જતાં કરો દીન જાપિને ૯

× ગુજરાતીઓ હિમને "લાકડીઓ" હિમ કહે છે.

નહિ તળાવ ને વાવ ગાળવા, અઝડ મારગો બાંધવા નવા;
વિવિધ માપને રંક પાળજો, ગરિબ જાતનો હાથ ઝાલજો. ૧૦
જરજરી નહિ સાથ આવશે, જરજરીત આ દેહડી થશે;
ધરમ સંગિ છે માન આપણો, સમજિ કાનજી સકટો હણો ૧૧

## શિત અને શીતળાનો ઉપદ્રવ

(ગરબી)

બહુ જન મુખ એકજ વાત, તબિયત લડથડતી;
ઉતરાયનનો ઉતપાત, થડી કડકડતી. (ટેક)
કાઠિ પ્રદેશે રાજ્યદુર્ગ ને, લખતર લીલાપૂર રે,
જામનગરમાં જગ જમાવી, કર્યા અગ ચાચૂર,-થડી કડકડતી ૧
પગથી તે શિશ સૂધી પહોચી, ચડા આઠે અગ રે,
તાપ શેક તે કયા લગિ કરવાં, થડા અગ સળગ,-થડી કડકડતી ૨
રંક બિચારાં પશુ પક્ષિઓ, દુર્બળ બાળક વૃદ્ધ રે,
કડકડતી થડીથી કંપે, લહે ન કોઇ શુદ્ધ,-થડી કડકડતી ૩
ચડિમાઇ ને તાપિદામમા, ભગિયા બળિયા કાકા રે,
શહેર બજારે જતા આવતાં, કરે તડાકા ભડાકા,-થડી કડકડતી ૪
ન જોય બાળક તરુણ તરૂણી, જોગિ ભોગિ ગુણવાન રે,
એક ઝપાટે ઝડપી પાડે, રંગ અને શ્રીમાન,-થડી કડકડતી ૫
ગામ પરામાં રમતી જમતી, ગઇ "વનિતા વિશ્રામ,"રે,
બધ કરાવી શિક્ષણશાળા, બાળાઓ ગઈ ગામ,-થડી કડકડતી ૬
"ન્યુમોનિયા" ને હાર્ટફેલનો, દોર વળી કઈ ઓર રે,
ગુપ્તપણે જ્યમ ઘરમા ઘૂસે, લુચ્ચા ચોર ચકોર,-થડી કડકડતી ૭
ગ્રહણ અને ઉતરાયન ઉતર્યાં કર્યા વ્રત-તપ-દાનરે,
તન-મન પીડે તેય પનોતી, કરવાનુ નહિ કામ,-થડી કડકડતી ૮
પોઢે પ્હોર બપોર શેઠિયા, સાલમ માલ ઉડાવેરે,
ચાકર ચૂકે "મેથિ પાક" દઈ, પાણીચુ પકડાવે,-થડી કડકડતી ૯
પ્રાત કાળે વસ્ત્ર પખાળી, જઇ આજી જળ ભરવાંરે,
હાજિ હાજિ કરિ પાજિ ધનિકના, કપગ કામો કરવા,-થડી કડકડતી ૧૦
ચપળા ચેની ચેપ[1] મુકાવે, બળિયાનુ બળ હણવારે,
કરે માનતા રાખે બાધા, મૃત્યુ ભયથી તરવા,-થડી કડકડતી ૧૧
કુદરત કોપે સૂકા સંગે, લીલુ પણ બળિ જાયરે,
તેમ અધરમી પાપી સાથે, ધરમી પણ રીબાય,-થડી કડકડતી ૧૨
રક્ષક જન ભક્ષ થઇ ભરખે, હરખે મદ અભિમાનેરે;
કુદરત દેર કદી નહિ માંખે, મસ્ત સમજજો સાનેર[2]-થડી કડકડતી ૧૩

---

૧ શિતળાની રસી ૨ ઇશારામા

વિમાસે વડા ડાક્ટરો વૈદ્યરાજ,
મળે ના ખરો એક તેને ઇલાજ;
ન ચાલે ચિકિત્સા નીતિ કોઈ ન્યારી,
કરો શાંતિ શાંતિ હવે શ્રીમુરારી. ૮

છુટે તોપ પિસ્તોલના જેમ બ્હાર,
તુટે કાય કિલ્લા ન લાગેજ વાર;
ખુટે આયુ દીવેલ દે દીપ ઠારી,
કરો શાંતિ શાંતિ હવે શ્રીમુરારી. ૯

દિશા શૂન્ય ને ન્યૂન બુદ્ધિ થઈ છે,
ભિરૂ પાતકી વૃત્તિ જામી રહી છે;
કૃપાનાથ તે દોષ સર્વે નિવારી,
કરો શાંતિ શાંતિ હવે શ્રીમુરારી. ૧૦

કરો યજ્ઞ ને યાગ શ્રીમન્ત પ્રીતે,
કરો દાન ને પુણ્ય ધીમત નિત્યે;
કરી કાનજી વીનતી તે સ્વિકારી,
કરો શાંતિ શાંતિ હવે શ્રીમુરારી. ૧૧

## પ્રાર્થનાષ્ટક.

રડે રાંકડાં બાપડાં લોક બ્હીકે, "લખ્યા લેખ કયાથી અરે! આ નશીબે;"
જઈ ક્યાં રહેવું લઈને ઉચાળો, વિભૂ! વેગથી પ્લેગનો રોગ ટાળો. ૧
ગઈ હોળિ ને અંતરે જાગિ હોળી, બુરા રોગની કાળજે વાગિ ગોળી,
ચ્હડે તાવ ત્રીદોષનો ચામ ચાળો, વિભૂ! વેગથી પ્લેગ ઉદ્વેગ ટાળો. ૨
હણી શક્તિને અંગ ભગે દમે છે, ચ્હડી શ્યામ ને ગ્રંથિ દેખાવ દે છે;
બને દેહનો રંગ વિક્રાળ કાળો, વિભૂ વેગથી પ્લેગની પીડ ટાળો. ૩
સમીપે હતાં જે પરાં ગામ ન્હાનાં, બગાડી હવા છેક કીધાં નકામાં;
પડે તાણુ પાણિની આવ્યો ઉનાળો, વિભૂ વેગથી પ્લેગનો રોગ ટાળો. ૪
મરી મૂષકો પ્લેગ આગાહિ આપે, ઘણાં ન્હાસતાં લોક તેના ઉતાપે,
ભરી રેલ ત્યાં શાંતિ નામે ન ભાળો, વિભૂ વેગથી પ્લેગનો રોગ ટાળો. ૫
સગાં સ્નેહિ સબંધીએ માન મૂક્યાં, તજી ટેક આતિથ્યના ધર્મ ચૂક્યાં;
થયો દેશ એ દોષથી ઓશિયાળો, વિભૂ વેગથી પ્લેગનો રોગ ટાળો. ૬
કર્યાં પાપની જો કરી હોય શિક્ષા, ક્ષમાની અમે માગિયે તાત! ભિક્ષા;
કરો શાંતિ પાઈ કૃપાનો ઉકાળો, વિભૂ વેગથી પ્લેગનો રોગ ટાળો. ૭
કરી પ્રાર્થના ને લળી પાય લાગુ, હરો દીન દુર્ભાગ્ય એ તાત માગું;
કરો કાન સૌરાષ્ટ્ર સ્હેજે સુખાળો, વિભૂ વેગથી પ્લેગનો રોગ ટાળો. ૮

વૈદકનો મત પડચો, નથી મૂષક મરકીના,
બળિયાનો છે મરજ, કરી ભાગો છો શાના?
પરદેશથી ઠીક, કમાઈ લાવ્યા નાણું,
તે તો નાઠા પ્રથમ, જોઇ રૂડું ઠેકાણું. ૪

કરી નિશાળો બંધ, પછી પંતુજી ભાગ્યા,
બાળકને થઇ મોજ, રમત રમશું જઇ આઘા;
કરી કચેરી બંધ, વકીલો ફિલ્લે કોટે,
વસ્યા "પ્લોટ" એકાંત, અસીલો દેતા દોટે. ૫

કરી દુકાનો બંધ, જાય નજદિક વેપારી,
ભરે હાજરી રોજ, નજર જર ઉપર સારી;
વિદ્યાર્થી આશ્રમો, વૈશ્ય ક્ષત્રી બ્રાહ્મણનાં,
અનાથ બાળાશ્રમો, તેમ વળિ અન્ય વરણનાં. ૬

પડયાં બંધ આ સમે, પ્લેગ તે કોને ભક્ષે,
શ્હેર થયું સુમસામ, રામજી સહુને રક્ષે;
નિત્ય વળાય ઝડાય, ગલી કુચીઓ ઘાટે,
ડામર જળ છંટાય, બજારે હાટે વાટે ૭
જનમુખ એકજ વાત, પ્લેગનો ભય છે ભારી,
"જાવાનું તે કયાંય, થયા મોટા વિસ્તારી;
ફરજો તોપણ જોગ, અમો કાજે બહુ મારો,
વગર પગારે કાજ, કરીશું પાડ તમારો" ૮
ઇસ્પિતાલ પોલીસ, પોસ્ટ ઓફીસો ખુલ્લી,
મ્યુનિસિપાલ ને ગ્રેમ, મજૂરી કરે અમૂલી;
જાય રેલ્વે નિત્ય, માણસો લઇને ઝાઝાં,
આવે થોડાં તેય, વિકાસે ડગ્ફ દાર્યાં. ૯
ખાસ ઔષધાલયો, ઉઘડવાની તૈયારી,
"સેવા સમાજ" આજ, કરે છે સેવા મારી;
ચોર ચકારની રાડ, પીઠ પર મારે સોટી,
કાન ઉઘાડે આંખ, કારમી કરે કસોટી. ૧૦

(બંજારા-વિનાથ.)

ઓ ચાન્ગ દુર્ગ નર નારી, શિદ ન્હાસો હિંમત હારિ? (ટેક)
નવ મોનજ મૂકે ન્હાસે, વસે અવની કે આકાશે;
એ અચળ નિયમ ઉરધારી, શિદ ન્હાસો હિંમત હારી? ૧
પણ કરતા કંઇ સુધારો, કહું અનુભવસિદ્ધ વિચારો;
તે સ્નેહે સર્વ સ્વિકારી, શિદ ન્હાસો હિંમત હારી? ૨

ઘર સમીપમાં મંડાશે, ફેલાવ્યું વિષ ચોપાસે;
કરે કીટ મક્ષિકા ખ્વારી, શિદ મ્હાસો હિંમત હારી? ૩
મિષ્ટાન્ન સુગંધિ સુગાળાં, દુધ-મધ-ઘી-તેલ દગાળાં;
કરે ભેળ લોભિ વ્યાપારી, શિદ મ્હાસો હિંમત હારી? ૪
વન યત્ર સુકર્મે તજ્યાં છે, ઉત્તમ આહાર ઘટ્યા છે;
વાયુ ન વાય સુખકારી, શિદ મ્હાસો હિંમત હારી? ૫
ન ગમે ગાયત્રી ગીતા, વ્હાલી લાગે પર નિંદા;
કવિતા હરિકથા વિસારી, શિદ મ્હાસો હિંમત હારી? ૬
નાટક ને ખેલ સિનેમા, દુખ મૂળ કહાન સીમા ના;
પાડે મન છાપ નઠારી, શિદ મ્હાસો હિંમત હારી? ૭

## પ્લેગ વિષે વનિતા વિચાર

(ગરબો)

ચાલો વનવાસનાં સુખ લઇયે રે, પડે દુઃખ તો તે પણ સહિયે રે.
પ્લેગ પીડથી મુક્તાજ થઇયે,—ચાલો વનવાસનાં૦ ૧
વસ્યાં સાવિત્રી જનક કુમારી રે, દેવી દમયંતી દ્રુપદ દુલારી રે;
આપણે કોણ અભાગી નારી,—ચાલો વનવાસનાં૦ ૨
ચોરે મંદિરે ગરબા ગાશું રે, નદી નિર્મળ નીરમાં ન્હાશું રે;
તક અમૃત પીશું ને પાશું—ચાલો વનવાસનાં૦ ૩
જ્હેમેં ઋતુ વસંત સ્વચ્છંદે રે, મીઠા વનફળ ફુલ સુગંધે રે;
સેવશું લાભ તે અધિક આનંદે,—ચાલો વનવાસનાં૦ ૪
પાપી પ્લેગની વાત વિસરશું રે, કૂડી કર્મકથા નહિ કરશું રે;
મીરાં ગિરધરલાલને સમરશું,—ચાલો વનવાસનાં૦ ૫
લોક નિર્મળ કેવળ ભોળાં રે, એમે હજી મળી ટોળે ટોળાં રે;
માન મોટપમાં છેક મોળાં,—ચાલો વનવાસનાં૦ ૬
સાંજ ગરબા મહુલિયો બધી રે, ખાશું પેટ રૂપાળી રાંધી રે;
કાળ ગાળશું કથા સાંધી,—ચાલો વનવાસનાં૦ ૭
શેર સદા નેહા તેજી મહિ રે, નહિ નાટક ફાટક ફદી રે;
નહિ દુર્ગંધી ગલી કુચી,—ચાલો વનવાસનાં૦ ૮
બ્રહ્મચર્ય વિઘ્ન ઠરાવે રે, કામ ક્રોધ કદી ન સતાવે રે;
શુદ્ધ ભાવ અંતરમાં આવે—ચાલો વનવાસનાં૦ ૯
જન સાજાં તાજાં ઉજમાળાં રે, ઉર નૂર અતિ રઢિયાળાં રે;
રાતાં કાળાં ને કામ રૂમાલ,* —ચાલો વનવાસનાં૦ ૧૦
બીક ચોર ચોરની થોડી રે, કૂડ કપટ મળે નહિ કોડી રે;
સ્નેહિ સંકટમાં આવે દોડી—ચાલો વનવાસનાં૦ ૧૧

* કામમાં ઉલટી.

આમ્ર જીવન આનંદકારી રે, દૈવિ રાજ દીપે દરબારી રે;
જહાં નિર્ભય નર ને નારી,—ચાલો વનવાસનાં૦ ૧૨
લાગી જેમ રૂચીને ઉચિતતારે, રચી પ્લેગ્રામ પંચકની કવિતારે;
સમરી કાન સરસ્વતિ સરિતા,—ચાલો વનવાસનાં૦ ૧૩

(ધોળ–દેશી)

મંદ અનિલ શુભ વાય ને ઝૂંઝની વૃક્ષ ઘટાય;
સુંદર શબ્દ મયૂર ને, શુક કોકિલના સુખદાય,
શોભા શી વસંતની ? (ટેક)
કોમળ ફૂલ્યાં ફૂલડાં, ફલ વેલની શુભ ભાત,
જળ પ્રતિબિંબ નિરખતાં ચિત્ત શાંતિ પામે સાક્ષાત,
શોભા શી વસંતની ? ૨
સુંદર સરવર જલવિષે, દળ કમળ ખીલ્યાં ખૂબ,
પારિજાતક ને કેવડો, બહુક મોગરો મધુર અનુપ,
શોભી શી વસંતની ? ૩
સરસ રસ ભરપૂરથી પ્રફુલિત અતિ વનવૃક્ષ,
ભોગિ ભ્રમર આનંદમાં, કહાન અંતરે એકજ લક્ષ,
શોભા શી વસંતની ? ૪

## વંટોળિયાનો વલોપાત.

(પરજ)

વંટોળિએ રોળ મચાવ્યોરે, જાતે જમરાજ શું આવ્યો રે; (ટેક)
વિક્રમ સંવત ઓગણિશ છાનેર જેઠ કૃષ્ણપક્ષ નોમ,
શુક્રવારે વાયુ ચક્ર ચલાવ્યુ, ઝાઝુ, જણાવ્યુ જોમ,
રહી દિન ચાર સવારી રે, કરી પારાવાર ખુવારી રે; ૧
ઉન્મત–ત્રિદોષ–સધિ–ધનુરવા, ગણતી ઓગણ પચસ,
સામટા આજ સંપીને શું આવ્યા, કરવા શું સોગઠ નાશ,
જુના ઝાડ વૃક્ષને પાડયાં રે, ભુમિમાંથી મૂળજ કાઢયાં રે; ૨
પરથમ પકડી અરબ્બી દરિએ, સિદ્ધી બંદરની હાર,
વેરાવળેથી ઉછળ્યો સિંધુ. મેઘની મુશળ ધાર,
ફુટ પચાસ લોઢાનાં પાણી રે, કરી મેદની ધુળ ધાણી રે; ૩
દક્ષિણ પૂર્વનાં સુસવાટે વાળી, તોડયા તડાતડ તાર;
રેલ્વે ને રોકી રસ્તામાંહિ, દિવસ ત્રણથી ચાર,
ઓરો વાળી ઉધી અનાડી રે, સુતા લોક ચીસો પાડી રે; ૪
પંખીના માળા તૂટવા લાગ્યા ને, તૂટી ઝાડની હાર,
દ્વાદશ લાખની હાનિ પામ્યો, વેરાવળી વેપાર,
ઘોળાં રૂ, ભોળી ખગાડયાં રે, ભાવોના છાબડાં પાડયાં રે; ૫

કેડ સમાં જળ રસ્તે બજારમાં ઘરથી ન બહાર જવાય,
ખાવા પીવાનું કહતું ક્યાંથી, બાજ ચીસો ન ખમાય,
ટાઢે ઠરે નાગાં છોકરાં રે જાણે હાડપિંજર ચાકરે. ૬

ડુંગર ને ગઢ ડોલવા લાગ્યાં, ડોલે મ્હોટા મ્હોટા મ્હેલ,
ખળખળ કરતી અતિ ઝડપથી, ગામમાં આવી રેલ,
ઘરોમાં પાણી ભરાણું રે, ચોપગાં જાય તણાણાં રે. ૭

માંગરોળે મહા રોળ મચાવ્યો, ટાળ્યો ટાવરનો દીપ,
ઢેઢ ઘાંચી-મોચી બોર્ઈ વાણંદના, ખોરડાં ટાળ્યાં મહીપ,
માણસ તેર તેમાં ધવાયાં રે, દિવાલના કોટે દટાયાં રે. ૮

પાડ્યાં બસો ઘર મહુવા બંદરે, ડુબાડ્યાં બે-ત્રણ વ્હાણ,
કુંડલામાં અઢીસો ઘર કેરો, કાઢ્યો શું ઠચ્ચરઘાણ,
થિએટર પાડ્યું રૂડું રે, ભજાવ્યું તે નાટક બુંડું રે. ૯

ગોમતાથી દીવ બંદર પરોવ્યો, શિયવાડા કોડીનાર,
તેમાં દીધી દીવને દશ લાખની, ખોટ એ થોડા ગો માર,
બાન્દર થઈ સાગર ઘેલી રે, તાગઓને દીવા ઠેલી રે. ૧૦

રાજુલા ખાંભા ને ઉનાણુમાં વળી, ઘડ્યો ઘણાનો ઘાટ,
ઘરો ઉગારી ખંડેર કીધાં, વાવડે વાઢ્યો હાટ,
સંકટ તે કોને કેવું રે, પાપ નહિ જેવું તેવું રે. ૧૧

ચોરવાડે ઘર ચોત્રીસ ચોળી, લાખોની કીધી રાખ,
વેરાવળમાં ઘર આશરે એંસી, દેલવાડા દે સાખ,
મંગી અમને ઉગાર્યાં રે, દુખને હરિયે તાર્યાં રે. ૧૨

પરિતાણા નવા આગલા ધાવ્ને, તાજ કર્યાં દશ ગ્રામ,
શેત્રુંજીમાં પૂર આવ્યાથી, ખોરડાં થયાં ખલાસ,
નદિ ઉભરા કેરાળું રે, આવ્યું ક્યાંથી આવું ટાળું રે? ૧૩

જાફરાબાદ શહેર ઈંચ રેડ્યો, કુંભો આભાવની ધાટ,
મોરબી મેરઠાની પ્રજાને, અંતર આપી ઉચાટ,
પ્રોયો ગન્ડોર મુખમે રે, ગાજઓના રૂડા ધામે રે. ૧૪

જુનિઠીસ મનાં જૂનાં મ્હોટા ઝાડો, ઉચા ને રોનકદાર,
વીંજાઈ પીપળો આંબલી અમ્મા, વંશનો કીધો સંહાર,
કપુગીગામ ખાસ ઉપાડ્યો રે, સની સાધુ સંઘ નમાડ્યો રે. ૧૫

અંમપમે સામને ગઢ ઘેરી, કીધો ઉજડ વેરાન,
ગાનજી લેક જનનાં એહી, જપ જપે ભગવાન,
દુઃ સિંધુ અતિ ઉચાળે રે, નાથી કોઈ એથિ અમારો રે ૧૬

જોત જોતાંમાં ત્રણસો ઘરને, તૂટતાં લાગી ન વાર,
પૃથ્વી પ્રલયની વાતનો જાણે, આજેજ સાક્ષાત્કાર,
થઈ એવી સ્થિતિ નઠારી રે, રહી ન્હાસવાની ન બારી રે. ૧૭

મદથી અંધા જેમ રંકને રોળતાં, ધાંધલથી ન ધરાય,
તેમ લોકોને ભયભિત કીધાં, વંટોળિયે તત્કાળ,
શશિ રવિ તારા સંતાયા રે, દુષ્ટને શું દેખી દબાયા રે. ૧૮

આકસો ઘરનું ખેડ બિચાકું, ચારસોનો લીધો ભોગ,
જામનગરથી આજુબાજુમાં, લોકને શોક અથોક,
જુનાગઢ જઈ ગિરનારે રે, પ્રહારો કીધા ભારે રે. ૧૯

વાઘને સિંહની પેઠે તડૂકી, મૂકાવી મર્દની મામ,
ગડગડ ગડગડ ગગન ગાજે, મચ્યું મહા સંગ્રામ,
ભડાકા કડાકા થાતા રે, લોકો કંપી પડી જાતા રે. ૨૦

તડ તડ થાય અવાજ ને, ઘર ઘરે થંભ વિશાળ,
કાણાં-વાળા પોલા વાંસ કરે ત્યાં, ધું ધું ધુ શબ્દ કરાળ,
ગોગા ઉડતા આકાશે રે, ભયાનક સ્મશાન ભાસે રે. ૨૧

પ્રભુકૃપા પડઓ શાંત વટોળિયો, વાદળી કાળી કળાય,
ધો ધો ધો વહે ધોધનાં પાણી ને, સરિતા સંગીત ગાય,
એવું રૂડુ ચોમાસું આવો રે, કહાન મોતીડે વધાવો રે. ૨૨

## ઉનાડ ને ઉજળી

( ઉન્હાળાની ઋતુનું રમુજી બાળગીત )

ઉનાડ કે' ઉન્હાળો આવ્યો, ઉજળી પૂછે શું શુ શું લાવ્યો ?
દરિયાકાંઠે* તણુ લાવ્યો, ઠડાં પાણી ચણુ લાવ્યો.—ઉનાડ૦ ૧

ખસખસ-વાળા પખા લાવ્યો, મલમલનાં અંગરખાં લાવ્યો,
ગુલાબ-ડોલર હાર લાવ્યો, બટમોગરાની બહાર લાવ્યો —ઉનાડ૦ ૨

ગળ્યું ગળ્યુ ગળમાણુ લાવ્યો, શિખંડ-પુરીનું ભાણુ લાવ્યો,
ગોળનાં તો ગાડાં લાવ્યો, શરબતના તો હાંડા લાવ્યો.—ઉનાડ૦ ૩

દરાખનાં તો ઝુમખાં લાવ્યો, રાણ-કરમદાં લુમખાં લાવ્યો,
આંબા-જાબુ-લિંબુ લાવ્યો, રૂડી કુલડાં છાશું લાવ્યો.—ઉનાડ૦ ૪

કાળાં-ગુર્દા-ગરમર લાવ્યો મેવ સુંવાળી ફરફર લાવ્યો;
તળિયાં ભુજિયાં-તગણુચ લાવ્યો, ધગધગ કરતો અચણુચ આવ્યો-ઉનાડ૦ ૫

---

* કાઠિયાવાડમાં મ્હોટા લોકો બાળાચડી, ગોપનાથ, પોરબંદર ઈ. સ્થળે હવા ખાવા, લંબુ વાણી નિવાસ કરે છે; તેમાં પણ ખાસ કરી ગોરા લોકો ને રાજાઓ.

સૂરજ બાપનું જોર લાવ્યો, ચણિયાં ને મણિયાં બોર લાવ્યો,
ઠંડા સોડા-લેમન લાવ્યો, નબળા નાજુકને મન ભાવ્યો.-ઉનાઠ૦ ૬

છોકરાંઉની રજાઉ લાવ્યો, મ્હેતાજીની મજાઉ લાવ્યો,
મિલ મજુરની કજાઉ† લાવ્યો, કેદીઉની સજાઉ‡ લાવ્યો.-ઉનાઠ૦ ૭

ટચૂકડી તો રાતું લાવ્યો, અવળી સવળી વાતું લાવ્યો,
પાણીની પંચાતું લાવ્યો, કીડિયારૂં ઉભરાતું લાવ્યો.-ઉનાઠ૦ ૮

પાણી પરબું વાટે ઘાટે, ભૂખ્યાં તરસ્યાં લોકાં માટે:
મ્હાન કંઈ ન કરો ઉચાટે, અતિ ઉત્તમ ઉન્હાળો આવ્યો.-ઉનાઠ૦ ૯

---

† મિલમજુરને ઉન્હાળામાં કામ કરવું કજા-જોખમ-રૂપ થાય છે.
‡ કેદીઓ પાસે તડકામાં કામ કરવાની તથા ઉભા રાખવાની સજા અતિશય સખ્ત અને દયાજનક છે.



## ખંડ ૧૧–વિવિધ વિષય.

(શાર્દુલ)

પ્રીતેથી પરમાત્મ પાદ પ્રણમું, જે શાન્તિદાતા સદા,
જેના પૂર્ણ પ્રતાપથી જગત્ આ, ભાસે સદા સર્વદા;
ભૂ-વારી-અગની-સમીર-નભની ઉત્પત્તિ જેણે કરી,
સર્વે સંકટ-શોક-વિઘ્નહર્તા, એવો સ્મરૂં શ્રીહરિ.—૧

### સ્થંભપુર-ખંભાળિયા.

(પદ)

જય જય સ્થંભપુર ગુણગ્રામ,
અમારૂં નંદનવન વિશ્રામ;
જય જય સ્થંભપુરી શુભ નામ,
અમારૂં વતન રતન આરામ. (ટેક)

નાગિનીબંદર નવાનગર એ, જામનગરનાં નામ;
જામ રાવળે સ્થાપ્યું પ્રથમ અહિં, તખ્ત તેજ સુખધામ—
અમારૂં૦ જય જય૦ ૧

તેજ તખ્ત આષાઢી બીજે, ભરી સભા પૂજાય;
લઇ શર્કરા પ્રેમ પ્રસાદી, લોક સહૂ હરખાય—
અમારૂં૦ જય જય૦ ૨

ધૃતાવંતિ ને તૈલી સરિતા, સરવર પાદર પૂર;
શિવ-વિષ્ણુનાં સુંદર મંદિર, નગરનાથનાં નૂર—
અમારૂં૦ જય જય૦ ૩

આંબા-જાંબુ-લિંબુ-કેળાં, ફળ-ફુલ ને બહુ શાક;
ઘૃત જેવું જળ ઘૃતાવંતિનું, મધુર ધાન્ય રસ પાક—
અમારૂં૦ જય જય૦ ૪

નદિયે રૂડા બંધ બાંધિયા, જળ નિર્મળ જળકાજ;
શ્રીમંતોની ઘણી લાગણી, જન્મભૂમિની દાઝ—
અમારૂં૦ જય જય૦ ૫

ફુલવાડીનો ભમરકૂપ ને, અમરઝાડ અવધૂત,
દમનાં દર્દો હરે દર્શને, છે પરચો અદ્ભુત—
અમારૂં૦ જય જય૦ ૬

મહા પ્રભુની બેઠક ને, બહુ હવેલિઓના ઠાઠ;
હરસિદ્ધિમાં અખંડ જ્યોતિ, નવદુર્ગાના પાઠ—
અમારૂં૦ જય જય૦ ૭

વાધ-વરૂ-એરૂ[1]-કાચબા ને દીપડા,
સોપડાઉ[2] હાર કટાર રે નાહોલિયા ! ૧૮
છીભડાંની ઘોડે પેટડાઉ ચીરે,
વૈદડાઉ મીર મોટેર રે નાહોલિયા ! ૧૯
માંદાંની ચાકરી જે આકરી કરે તે,
"નરસુ"-મડમ મનાય રે નાહોલિયા ! ૨૦
સારૂં કરે તેને નરસું શુ કેવુ ?
એ તો નવાઈની બોલી નાહોલિયા ! ૨૧
કાખલિયે કાપડાં ને હાથ ઊગાડા,
સોડિઉં તે ભારે સેતાન ! નાહોલિયા ! ૨૨
મુછે મુંડા કેઈ કાપત મુછિયાં,
રોકડા ને બોકડા જવાન ! નાહોલિયા ! ૨૩
સોના-રૂપાની રાજાની ગાડલી,
એ હોહે કેટલીક મોઘી ? નાહોલિયા ! ૨૪
લાખાબાપુનુ રૂપાળુ બાવલું,[3]
એને તે પાવને પડવુ નાહોલિયા ! ૨૫
ઉન્હાળાના દિ લાગા ને લકરક,
ઘરમાં તે જિવડો મુંઝાય રે નાહોલિયા ! ૨૬
જિવ્યાથી જોયુ ને માણ્યુ જાણ્યાથી,
કાન ઉખાણ્યુ વખાણ્યુ નાહોલિયા ! ૨૭

## રામનાથનો મેળો

(સોરઠા)

મેળો ત્રણ દી સાર, સાતમ આઠમને નોમનો,
પચરંગી નર નાર, જામી ઝાઝી મેદની ૧
દર્શન દે તતખેવ, સેવકનાં સંકટ હરે,
રામનાથ મ્હાદેવ, વરદાળી વાઘેશ્વરી. ૨,
ગોરી ગાતી રાત, લટકે, ચટકે ઘુમરે,
હૈયામાં હુલ્લાસ, મેળાપીને માય નહિ ૩
ગોપી મંડળ કા'ન, ફરતા'તા જેમ કુદતી,
તેમજ એક જવાન, તાન દઈ રમતો દિસે ૪
દઈ પ્રદર્શન નામ, ઈંદ્રભુવન ઊભુ કર્યું,
કરે ન અકલ કામ, એવી ચીજો ત્યાં જુઓ ૫
અમિયાળો શ્રીકાર, રાજકચેરી રાજતી,
સ્વારી ભભકાદાર, ઠાઠ ઠીક ઠાકોરનો. ૬

[1] મ્હોટા નાગ [2] સંગ્રહસ્થાન પાસેની લાઈબ્રેરી [3] ટા નહોલમાં સ્વ. ઠા. શ્રી લાખાજીરાજની દર્શનીય પ્રતિમા

નોબત અને નિશાન, સૂર ઢોલ સરણાઇના,
લશ્કર ચડ્યું મહાન, શું શત્રુને જીતવા. ૭
ચક ઊતર ચોમેર, બાળકને મન લ્હેર છે,
ફરતા તે ચૌફેર, એવા ફજેત-ફાળકા. ૮
ઘણુ મચ્યું ધમસાણ, ફરફરતી ફરસાણનું,
મિઠાઇ ઠામે ઠામ, મધમધતી દીસે અતિ. ૯
મેવાનું મન થાય, સેવા વણ શું સાંપડે?
રે'ણી કથી ન જાય, ક'ણીથી કાંઉ વળે? ૧૦
ઝાઝાં હાટ જુગાર, ધન હરે ધીરજ હરે,
ભોળાં નર ને નાર, લોભે ત્યાં લટાય છે. ૧૧
નાટક ચેટક ખેલ, ભાંડ ભવાયા ઘૂમતા,
ત્યાં મનને નહિ મેળ, શેરી મૂકી સાંકડી. ૧૨
ભજન તંબુરા તાર, સાધૂ જનના સાંભળી,
દિલને થયો કરાર, વૈરાગ્યે મનડું વળ્યું. ૧૩
આજી જાળનાં વેન, વ્હેતાં અતિ ઉતાવળાં,
જર જોબન સુખદેણ, તેમજ ઝટપટ જાય છે. ૧૪
તૂટી પત્ની પાંખ, મેળે મન માન્યું નહિ,
ઠરી તથાપી આંખ, કલ્યાન સદાશિવ દર્શને. ૧૫

## ખાંડ-વ્યાપારની ખીલવણી.

( રાસ )

"પાવા તે ગઢથી ઉતર્યાં મ્હા કાળી રે"—એ રાહ,

રણજિતનો* કીર્તિ કોટ, બેડી બંદર રે,
લાવે છે માલ અથોક, સસ્તો સુંદર રે, (ટેક)
પરદેશી પુષ્કળ ખાંડ સ્ટીમર લાવી રે,
દઈ લક્ષ્મીનંદનોં માન, લીધિ વધાવી રે.—રણજિતનો૦ ૧
લઈ ભારે ભવ્ય વખાર, ગોઠવિ ગૂણો રે,
રાખ્યો નહિ ખાલિ લગાર, એકે ખૂણો રે.—રણજિતનો૦ ૨
ખુદ રાજકોટની લાખ, ગુણની ગણતી રે,
બીજાં શહેરોએ તેમ કીધી ભરતી રે.—રણજિતનો૦ ૩
મ્હા વ્યસને ખાંડની રોજ, મોટી ખપતી રે,
મિષ્ટાન્ને થાય ઉછાવ, કાંઈ ન ઠમતી રે.—રણજિતનો૦ ૪
છે લોક-વસ્તિને લાભ, સસ્તા ભાવે રે,
દઈ બેકારીને દાબ, રંક નિભાવે રે.—રણજિતનો૦ ૫ —

* જામનગરના મરહુમ મહારાજા રણજિતસિંહજી બહાદુર. † શ્રીમંત વ્યાપારી.

થઈ છે નાણાની છૂટ, સસ્તા વ્યાજે રે,
એ આપે ખાડ અખૂટ, જલદી આજે રે–રણજિતનો૦ ૬
ખીલ્યો બદરવ્યાપાર, રાજ્ય કમાયા રે,
વેપારી ઉર હરખાય, લાખ સવાયા રે–રણજિતનો૦ ૭
એની થાય બનાવટ દૂર, દરિયાપારે રે,
ભરિ હુંડી ચેક્કો ઍક, તુરત સ્વિકારે રે–રણજિતનો૦ ૮
કોઈ થાવા ઝટ શ્રીમત, એને સટ્ટા રે,
નહિ એ બાગબ્ના ખેલ, લાગે બટ્ટા† રે–રણજિતનો૦ ૯
તેજી ને મદી થય, ભરતી ઓટ જ રે,
આવે વ્યાપારે, સ્હેજ મોટી ખોટ જ રે–રણજિતનો૦ ૧૦
પડતા નાણાંની તાણ કષ્ટ ફસાયા રે,
ફોકટના ખોયા પ્રાણ જગ નિંદાયા રે–રણજિતનો૦ ૧૧
મૂડી પરમાણે માલ, ખરીદે ખતે રે,
મૂકે નહિ નીતિ ટેક, ફાવે અને રે–રણજિતનો૦ ૧૨
થોડા લાભે વ્યાપાર, સમજી કરશે રે,
તજિ દેખાદેખિ ક્હાન, મત્વર તરશે રે રણજિતનો૦ ૧૩

## પરપોટા કંપનીઓનાં પોકળ !*

(ગરબો)

હા રે જો જો પરપોટા કંપની
હા રે જેવિ ભીતિ જુઠી ભૂકંપની
હો જી રે, જો જો પરપોટા કંપની–(ટેક)

હા રે એ તો ખચિત ઠગે દમ-ડોળથી !
હા રે મોટાં નામ ઠામ દામ ભડોળથી,–હો જી રે૦ ૧

હા રે મોટી મોટરગાડી ને વાડી બગલા,
હા રે બધા ફેલ એ ફસાવવાની કળા,–હો જી રે૦ ૨

હાં રે છાપે છાપે બડાઈ છપાવતા,
હા રે લોક ફચરવા "લેકચરો" અપાવતા !–હો જી રે૦ ૩

હાં રે મોટી આડત ને મગખાનાં ઘણાં,
હાં રે વિમા-બૅન્ક-મિલ-મશીનરી નહિ મણા –હો જી રે૦ ૪

હાં રે પ્રથમ ન્હાના ન્હાના શેર કાઢતા,
હાં રે પછી "પેય-ઓલ" કાઢિ રડાવતા !–હો જી રે૦ ૫

---

† કેટલીક આસામી કાચી પડી ને બે ત્રણ વ્યાપારીઓએ આપઘાત કર્યો
* વર્તમાન યુગની સોનેરી શાહુકારી અપવાદરૂપ સદ્ધર-પ્રમાણિક કંપની ઓને માટે આ ઉદ્ગાર નથી.

હાં રે નાહામારી એ બહુ બહુ શોધતા,
    હાં રે પ્રકટ દેશસેવા જ પ્રબોધતા !–હો જી રે૦ ૬
હાં રે મોટી મોટી ઉદારતા બતાવતા,
    હાં રે લૂંટિ ઝૂટિ પછી એ ખસી જતા,–હો જી રે૦ ૭
હાં રે પ્રથમ શેકહેંડ+– સારૂ હાથ કાઢગે,
    હાં રે પછી શરમ સેકન્ડx ન ગખશે–હો જી રે૦ ૮
હાં રે ઘટ્યા શેર ભાવ કોઇ ન સધારે,
    હાં રે માર ખાવાના કોણુ ધંધા કરે ?–હો જી રે૦ ૯
હાં રે વ્યાજલોભમાં કઇક ફસી પડ્યા,
    હાં રે ખોઈ મુળગા માથે હાથ દઇ રડ્યા !–હો જી રે૦ ૧૦
હાં રે લૂંટી જાય એ ગરથ બધુ ગાંઠનું,
    હાં રે બાળો ડાચું એ ડોળઘાલુ ઠાંડનુ,–હો જી રે૦ ૧૧
હાં રે બધા વેપાર-ધધા મદા પડ્યા,
    હાં રે વધી બેકારિ પાપ પૂર્વના નડ્યાં,–હો જી રે૦ ૧૨
હાં રે નાવ કાગળી તણુ તે ક્યાં લગિ તરે ?
    હાં રે અતિ આફ્ત તેના પર ઊતરે,–હો જી રે૦ ૧૩
હાં રે ન્હાસે ઝેર ખાય વાવ કુવા ભરે,
    હાં રે એમ ભવોભવ આત્મહત્યા કરે,–હો જી રે૦ ૧૪
હાં રે કાળ જાય ને કહાણી રહી જશે,
    હા રે પાપ છાપરે ચ્હડીને પુકારશે,–હો જી રે૦ ૧૫
હાં રે રહો દૂર એવા દૈસ સાપ પાપથી,
    હાં રે લહો રક્ષણુ કહાન કૃપાનાથથી,–હો જી રે૦ ૧૬
હાં રે થોડી સારિ કંપની એ અપવાદ છે,
    હાં રે તેને આશિર્વચન ધન્યવાદ છે,–હો જી રે૦ ૧૭

## સહે છે સંકટ મીલમજૂર !

( ૫૬ )

સહે છે સકટ મીલમજૂર ! (ટેક)

ન્હાઈ ખાઇને જલ્દી દોડે, મીલ માઇલ બે દૂર !–સહે છે૦ ૧
નિદ્રા પૂરી નયને ન મળે, ચિંતાથી ચકચૂર,–સહે છે૦ ૨
મોડું થાતાં દડે મૂડે, મૂકિવાન મગરૂર,–સહે છે૦ ૩
થાપણ લાખોની જમવિને, બન્યા શેઠ બહાદૂર –સહે છે૦ ૪
ખાવ કમીશન કમી ન તેમાં, નાચે જેમ મયૂર,–સહે છે૦ ૫
વ્યાજ તણાં વારંટ ન છૂટે, કાઢે સમપ કસુર,–સહે છે૦ ૬
ઊપજ કરતાં ખર્ચ વધારે, કરજ બતાવે ક્રૂર,–સહે છે૦ ૭

+ દસ્ત મેળાપ. x મિનિટનો સાઠમો ભાગ

શેર તણા પાશેર થયા ને, નવટાંકે નહિ નૂર!–સહે છે૦ ૮
દાનત તેની બરકત આની, હરકત હાલ હજૂર,–સહે છે૦ ૯
ખડે પગે દશ તાસ કામથી, થાકે કાય જરૂર,–સહે છે૦ ૧૦
વખને તેથી વધૂ સમય લે, સ્વારથિ શઠ નિષ્ઠુર.–સહે છે૦ ૧૧
ખાલી હડતાળે વળિ ખોટજ, ખોરાકમાં ખજૂર,–સહે છે૦ ૧૨
ક્હાન સંપિ સહુ ધારા બાંધો, થઈને સ્વતંત્ર શૂર,–સહે છે૦ ૧૩

## ખેડુતની દુર્દશા.

( પદ–ધન્યાશ્રી )

ખેડુત હાડ્ધુત થાય, બાપડો, ખેડુત હાડ્ધુત થાય. (ટેક)
તૂટિ ઝુંપડી, ફૂટિ નાર સમ, ગૃહ–આશ્રમ દર્શાય,–બાપડો૦ ૧
રાત દિવસ વન વગડે ગાળે, સૂકિ ભાખરી ખાય,–બાપડો૦ ૨
ફાટાં તૂટાં જર્જર વસ્ત્રો, નગ્ન કાય દેખાય!–બાપડો૦ ૩
ઉત્તમ ખેતી ક્હેવાયે પણ, સ્થિતિ અધમ દુઃખદાય,–બાપડો૦ ૪
બનિ બળદિયો હળ હાંકે ને, કુવા–કોશ જળપાય,–બાપડો૦ ૫
અભણ અભાગી નામું ના'વડે, કરજે સદા સિદાય,–બાપડો૦ ૬
વ્યાપારીને મુલક પાંજરે, સપડાયેલ સદાય,–બાપડો૦ ૭
રાજ્યભાગ વ્યાપારિ ભાગને, ધંટી ભાગ ઘણાય,–બાપડો૦ ૮
વજે વેઠ ને હેરા ફેરા, તેમાંથી ન છુટાય,–બાપડો૦ ૯
સિપાઈડાનાં સ્વસ્તિક વચનો, નિત્ય નવાં ન ખમાય,–બાપડો૦ ૧૦
કુદરત કોપે તીડ પડે કાં, ગાત્હું મારી જાય,–બાપડો૦ ૧૧
ભરે ઉચાળા વતન તજીને, વસમી લહે વિદાય,–બાપડો૦ ૧૨
ચોરિ કરે કાં સ્ત્રી–પુત્રીને, વેચિ સાટિ વટલાય,–બાપડો૦ ૧૩
ખેડુત રક્ષો શેઠ રાજવી, પજવે જત ન પમાય,–બાપડો૦ ૧૪
ધન ખરચીને ધર્મ સાધતાં, ક્હાન સુખી થવાય,–બાપડો૦ ૧૫

## દારુવ્યસન નિષેધ.

કરે મદીરા પાન, મોટાના જોટા વળી,
દઈ "દ્રાક્ષરસ" નામ, છૂપી રીતે ઉતરે. ૬
બળ્યા જળ્યા જન રેહ, ડોળા વીંચી ડોલતા,
વાટે લૂટી લેય, ચોર યુગલ મિત્રો મળી. ૭
મોઢે આણે ફીણ, નિર્લજ થઈ નાગું વદે,
થાએ અક્કલહીણ, હીણું અધર્મિ હીજડા. ૮
લાગે એપી રોગ, રોઉઆજ રખડ્યા કરે,
પરણી તેના ભોગ, મારફાટ શણગારમાં. ૯
દરદે દારૂ કોય, વૈદ્ય વિવેકે વાપરે,
(પણ) મોજમજામાં નોંય, ગ્લાસો ભરી ઉડાવવા. ૧૦
હાગ દામ ને ઠામ, દૈત્યરૂપ દારૂ હરે,
(એ) પશ્ચિમનો પેગામ, પડતી લાવે પલકમાં. ૧૧
કરો પ્રતિજ્ઞા મિત્ર, અંજલિ નિજ કરમાં લઈ,
બચશો તેજ ખચીત, હિતકારક વાણી સુણી. ૧૨

## જુગાર નિષેધ.

( ગરબો )

હારશો હારશો હારશો રે, તમે જર જુગારમાં હારશો, (ટેક)
કદિ જીતશો તો હારવા માટે, વ્હાલામાં વેર વધારશો રે,-તમે૦ ૧
ધન મેળવવાનો એ નહિ ધંધો, ધ્યાનમાં વાત ઉતારશો રે,-તમે૦ ૨
પાટલા સખોટાનો ઠાઠ બધો છે, છેતરવાનો ઠારસો રે,-તમે૦ ૩
ખોટા પામા દાવ ખોટી પ્રતિજ્ઞા, રાગ રંગ કેમ નિવારશો રે-તમે૦ ૪
દ્યુત રમતે થયાં દ્રૌપદી દુખિયાં, નળ-દમયંતિ વિચારશો રે,-તમે૦ ૫
જારી વિજારિ જુઠ જુવતી શીખે, બાળકનો ભવ બાળશો રે,-તમે૦ ૬
જોઈ તમને બાળ નાગાઓ શીખે, પામે એ વ્યસનનો વારસો રે,-તમે૦ ૭
ક્રોધ કુમતિથી બળતા રહેશો, પુન સત્રને મારશો રે-તમે૦ ૮
કુળ મરજાદ લજ્જા લોપી, કીર્તિનો દીપક ઠારશો રે,-તમે૦ ૯
ગોકુળઆઠમનો મેળો મુકીને, જેલ નરકવાસ નિહાળશો રે,-તમે૦ ૧૦
ડુબવાનું નાવ નક્કી તમ રૂ, માત તાતને કેમ તારશો રે,-તમે૦ ૧૧
રમતુ કદી તો પત્નીની સાથે, અન્યનું ન નામ ઉચારશો રે,-તમે૦ ૧૨
વાર્યા નહિ તો હાર્યાજ વળશો, અંતે કદ ન સભાળશો રે,-તમે૦ ૧૩

( ગરબો-ગ્રામ્યગીત )

જુગારિયે મેળે જાદવા
ઓ જાદવા! જુગારિયે મેળે જાઠ માં
હાલીને હળવો થાઠ માં-ઓ જાદવા! (ટેક)
સપ્ત પંજાના હેટ ફુણીને, લોમે લેવાશો જાઠ માં-ઓ જાદવા૦ ૧

ચોરટા—સિનાળા—દગાળા તહિં છે, તેની ભેગો તું ભરાહ માં—એ જહલા૦ ૨
કાળમુખા પાટલા કદીક ને દદીક, રૂપિયા ભાળી લોભાહ માં—એ જહલા૦ ૩
બાયડી ને સોકરાં ભાળી રૂપાળાં, ઘેરતા એના ગગદમાં,—એ જહલા૦ ૪
પઇસા પઇહુ હોત લેકે પડાવી, પડયો જો એના પાહમાં,—એ જહલા૦ ૫
પાંદડાં ચાવના ને ભુગળીયું ફૂંકતા, પાયમે દારૂ ગલાહમાં,—એ જહલા૦ ૬
સેરા રે'જે નકાં મુનો હમજજે, ખેલજે તું તારા વાદમાં,—એ જહલા૦ ૭
ગેરી દડા લઇ ગોફણ ને ગોટિએ, ડિંચકજે ડાળે હુલાસમાં,—એ જહલા૦ ૮
ખટમીઠાં ચેપલાં ને હીરા હિરાવી, દહિ દૂધ પીજે ઉજાસમાં,—એ જહલા૦ ૯
ગામને ગોંદરે રંગ જમાવી, જોજે કાનુડા આકાહમાં,—એ જહલા૦ ૧૦

## ઘર ફોટે ઘર જાય.

(દોહરા)

વિક તે પુત્ર કલત્ર ને, મિત્ર આય સમુદાય;
જેને જોઈ જન કહે, ઘર ફોટે ઘર જાય. ૧
ખૂટી ઘરની નાર ને, અવર જારને ચા'ય;
રાજા પાતકમાં પડે, ઘર ફોટે ઘર જાય. ૨
સુકાનિ જેના ન વને, ડુબાડવાને સ્હાય;
ભાંગે તે ભર સાગરે, ઘર ફોટે ઘર જાય. ૩
ત્રસ્ટી કરી કુદષ્ટિને, લૂંટી લેવા ધાય;
થાય નાશ સર્વસ્વનો, ઘર ફોટે ઘર જાય. ૪
થઈ ભાગિયો આગિયો, શુભ લગાડે લાય;
શેઠ દગાએ સ્ટેજમાં, ઘર ફોટે ઘર જાય. ૫
ઘાત કરી વિશ્રામનો, શત્રુમાં ભેગાય;
થાય પરાજય રાજ્યનો, ઘર ફોટે ઘર જાય. ૬
ખોટી પૂરે સાખને, ખોટા મોગન ખાય;
ફટ તે લોભી લાલચી, ઘર ફોટે ઘર જાય. ૭

## લોભને થોભ નથી.

(પદ-ચાબખો)

લોભમાં ભરમાણો શું ભઈ?
તારી અક્કલ તે ક્યાં ગઈ? (ટેક)

સફરડિયા લાડુ દિસે રૂપાળા, ખવાય જિદ્દુલ નહિ,
ખાય પસ્તાય નહિ ખાય પસ્તાય, એ કે'ણી વિમારી દઈ,—લોભમાં૦ ૧
બારૂં કાહતાં ઉંદરું પેસે, ટર ખ્યાલ એ મનમહીં,
માથે પડે તે હિંમત રાખી, સિદ થઇ લપગે સહી,—લોભમાં૦ ૨
બજિયા માથે બારૂં બાંધી, તરવું દરિયા મહીં;
જાનં વગરનો જોખમ ખેડે, દૂબે કુવાડી દઈ,—લોભમાં૦ ૩

ખેતિ–ઉદ્યોગ ને હુન્નર કળાવણ, કોણ પરખાવે પઈ?
ચાકરી ભાખરી અર્થે ક્રૂ આખા, તું થઈ તજતો નહિ,–લોભમાં૦ ૪
સઈ થઈ કાપતા કુંપલી ચોરે, રતિ રતિ સોની થઈ!
વેપારિ તોલ ને ભાવમાં મારે, વ્યાજ ગેરવાજબી લઈ–લોભમાં૦ ૫
ધાંધલ ધરપચ બકવાદ મિથ્યા, અંતે ઊંડી ખઈ;
રાવણ જેવા રાજવી ચાલ્યા, તું કોણ ગણતી મંઈ,–લોભમાં૦ ૬
ભરયો ગણ્યો તે ભુંસી વાળ્યુ સુકૃત કર્યું ન કંઈ,
ખોટા હિસાબ ને ખોટા ચોપડા, ખોટી ખતાવહી,–લોભમાં૦ ૭
પર ઘર જઈને ભણે શિખામણ, ડા'પણ ડોળી દઈ,
ક્રોધ ને કોપની ઉરમાં મોટી, લાલબાઈ સગગી રહી,–લોભમાં૦ ૮
જઈ જઈ* કરિ જર ઝાઝું જોડ્યું, અનીતિ આદરી અહીં,
જવાબ શું દે જુલ્મી જૂઠા, જમને દ્વારે જઇ,–લોભમાં૦ ૯
આશા પિશાચણી કેડો ન છોડે, ગળેથી તુજને ગ્રહી,
છુટ કહાન સુબોધ સુણીને, સત્વર સાવધ થઇ,–લોભમાં૦ ૧૦

## સંસારના સંતાપ

(પદ–ધીરાની રાહ)

સાંકડે સંબધે રે, બંધન બહુ થયાં;
છોડયાં નવ છૂટે રે, હામ ને દામ ગયાં.
પૂરવનાં પાપે રે, વ્હાલાં તે વેરી થયાં,
કર અહિ કરવત રે, વ્હાલપ વેરી રહ્યાં!–સાંકડે૦ (ટેક)
ગયાં જનોએ સગપણ મૂક્યુ, ગુરુમાહાત્મ્ય ગંભીર,
શેઠ સેવક સંબધ છોડ્યો, લાગ્યાં સ્વારથ તીર,
નીર ના પાએ રે, આંખની ઓળખ ગઈ!–સાંકડે૦ ૧
વનસ્પતિએ રસ કસ મૂક્યો, ઔષધિએ આરામ,
મગાં થઇને દગા કરે ત્યાં કોનું લેવું નામ?
રામ ક્યાં કરવું રે, ઠગોઠી ખરેખરી.–સાંકડે૦ ૨
કેવળ લેવાની વૃત્તિ ને, દેવામાં તો ડામ,
સેવાની શી વાતજ કરવી, નહિ વાત તણો વિશ્રામ
ઘાટ નિત્ય ઘડતાં રે, આપ તે થઈ અગ્નિ!–સાંકડે૦ ૩
બાપ ખરેખર કર્તા કરો, નહિ ઘર પુત્ર કલત્ર,
વિત વિહૂણી વૃદ્ધાવસ્થા, નહિ બંધવ બેની મિત્ર,
નિંદા દે નીચોવે રે. દોહિત્ર ને દીકરી.–સાંકડે૦ ૪
કીડી થઇને કાણું ગોતે, ગુણવિણા ગમાર,
કામદુઘાનું દૂધ તજીને, પિયે રૂધિરની ધાર,
જુઓ સમ જડતા રે, જુલ્મ ભરી નરી–સાંકડે૦ ૫

* ગુજરાતીઓ પૈસાને "જઈ" કહે છે.

પિતાસ્વરૂપ શ્વસુરને કે'છે, બુઢિયા બુડ્ઢલ ઘુડ,
જામાતા તે દશમા ગ્રહને, વળગ્યુ સ્વારથ ઝુડ,
 કૂડની ઘૂગજ રે, મૂરખ માથે ધરી–સાંકડે૦ ૬
દિવ્ય પ્રસાદ સરસ્વતિ કેરો, દે ધન–વિદ્યા–માન,
તેહ તજીને તુચ્છ બુદ્ધિયે, કરી ખેદાન મેદાન,
 ભાન વણ ભટકે રે, મસ્તકે રાઈ ભરી.–સાંકડે૦ ૭
પિરસેલી થાળી ઠેલીને, પરવર નિરખે નેટ,
હાથ તજીને કોણી ચાટે, કેમ ભરાયે પેટ,
 "શેઠ શેઠ" કરતાં રે, વેઠ કરમે વરી.–સાંકડે૦ ૮
સંચિત કે ક્રિયમાણ પ્રમાણે, ભોગવતુ સુખ દુખ,
આજ જન્મ કે પૂર્વ જન્મનુ, હસતું રાખી મુખ,
 ક્હાન ભજ ભાવે રે, શરણાંગત શ્રીહરિ–સાંકડે૦ ૯

## કાઠી બેનોની કરૂણ કથા

(છંદ લલિત)

કઠિણ કાઠિયાવાડ ધર્મમાં, ઢણપ તો નહિં પાપ કર્મમાં!
અવનવા બનાવો બને ઘણા, ઘર કુટુંબમાં શી વિડંમણા? ૧
ગરિબ ગાયની તુલ્ય આ, અમગ જાતિ શા દુઃખડાં ખમે;
વર વડીલ ને વ્હેમિ સાસરાં, વગર કારણે રે' ન પાસરાં. ૨
છુટ ન બોલવા ચાલવાતણી વહુ બહૂજ વ્હીકે ઝુરે ઘણી;
ઘર બહાર ના પગ મુકાય રે, ઘર વહીતરે ગાંજિ જાય રે. ૩
ઘરજનો ગણે ઘર ગુલામ રે, ઘરખુણે સહે અષ્ટ જામ રે;
વરમ પદરે ક્ષય સુવાવડે, પડિ પથારિયે બાપડી મડે. ૪
ભણિ ગણી ઘણુરે શુ કામનુ? નવ લખાય વચાય નામનું;
નિજ મહીયરે ના જવાય રે, મુખથિ નામ તે ના વદાય રે. ૫
મહિયરે નહીં સહિયરે નહીં, કરમની કથા કે' કહા જઈ?
મન વિષે અનીશે મુઝાય રે, મતિ ગતિ વિના મારિ જાય રે. ૬
કઈ કુવા ભરે વીષ ઘોળતી, કઈક અગ્નિનો સાથ શોધતી;
કંઈ કપાઈને ફાંસિ ખાયરે, કઈ કુસંગતે વડી જાય રે. ૭
રડવડે રત્વાં શિશુ અભાગિયાં, કઈક માત સાથે ખપી ગયાં,
નફટ નાથને ફાટ્યુ ખાસડુ, ઘર નવુ કરે રહેજમાં ખડું. ૮
કુલિન કૂળ એ ધૂળમાં મળો! ધન ઘરો ઘરેણાં બધુ બળો!
ગરિબ ગાય જ્યાં જઈ કપાયરે, હૃદયને વિષે લાગિ લ્હાયરે. ૯
સુમતિ આપ ઓ શ્રી હરી હવે, બજાતિ તો બચે બેનીઓ હવે;
કુમતિ ડાગિયો શી કપાયરે, દરદ દીલ એ ના સમાય રે. ૧૦
"શરમ લાજ" છે શબ્દ માત્રમાં, વરતને નથી લેશમાત્રમાં,
નજરથીજ એ જોઈ વિકૃતી, લખિ ક્હાનજી વિપત વીનતી. ૧૧

## શૂરી સતીઓ ક્યાં છે?

(પદ-ધન્યાશ્રી)

શૂરી સતીઓ ક્યાં છે એવી, શૂરી સતીઓ ક્યાં છે? (ટેક)
પતિ સાથે વનવાસ વિચરતી, સીતા માતા ક્યાં છે? એવી૦ ૧
પતિગત વાત સુણી મરનારી, મદાલસા સમ ક્યાં છે? એવી૦ ૨
નાગનાથની સેવા કરતી, ભોગવતી પણ ક્યાં છે? એવી૦ ૩
સમ દમ નિયમે દઢ રહેનારી, દમયંતી તે ક્યાં છે? એવી૦ ૪
પાંડુ પતી પાંચાળી ને, શુદ્ધ સાવિત્રી ક્યાં છે? એવી૦ ૫
સુલોચના તારા રૂપમણિ સમ, સુલક્ષણાઓ ક્યાં છે? એવી૦ ૬
આડંબર અનસુયાતણો પણ, વર્તન તેવું ક્યાં છે? એવી૦ ૭
પતિભક્તિની સાચી શક્તિ, થોડી વનિતામાં છે? એવી૦ ૮
કળિકાળમાં કપટિ કુટિલા, કુલટા ઘરઘરમાં છે? એવી૦ ૯
જ્ઞાન પ્રયત્ન વડે શું ન બને, પણ પ્રયત્ન તે ક્યાં છે? એવી૦ ૧૦

### માતાનું સ્તવન

(પદ-ધન્યાશ્રી)

માત તણા આભાર, વળે શું? માત તણા આભાર.
માત હૃદય મધુ પયામૃતથી, મિષ્ટ સુધારસ ધાર-વળે શું? ૧
તુચ્છ તનય જે આજ્ઞા લોપે, પાપિ અધમ અવતાર-વળે શું? ૨
શ્રી શક્તિ ઉમિયા કે અંબા, અવનીપર સાકાર-વળે શું? ૩
વેદ શ્રુતિ નવ ભેદજ પામે, મહિમા અમિત અપાર-વળે શું? ૪
લક્ષ વિષે અપરાધ લહે નહિં, જે ઉર નિર્મળ પ્યાર-વળે શું? ૫
બા વૈકુંઠવાસી ગયા સ્વર્ગે પણ, વસ્યા હૃદય મોઝાર-વળે શું? ૬
ઈશકૃપા કરૂ સ્તોત્ર સમર્પણ, "શૈલ સુતા"* સુખકાર-વળે શું? ૭

### પિતાનું સ્તવન.

(ચોપાઈ ત્રિતાલ)

કૃપા સાગર પુજ્ય પિતાજી, જેણે રાખ્યો સદા રાજિ રાજી;
કહે શાસ્ત્ર એ દેવસ્વરૂપ, ખરે જનક આધાર અનૂપ. ૧
કર્યું એઓનું કોથી ન થાએ, વેદ-છંદ-શ્રુતિ જશ ગાએ,
સહી અંગ વિપત્તિ અપાર, રંગ-રાગ ન બદલ્યો લગાર. ૨
પાળી-પોષિ પ્રેમે પરણાવ્યો, ખર્ચિ દ્રવ્ય ઘણું ને ભણાવ્યો;
કુડા વ્હેમી વિચાર સુધાર્યા, ભર્યા નીતિ-રીતિ ગુણ ન્યારા ૩
ભૂલું કેમ એ બળ વિલાસ, માત-તાતનો પ્રેમ પ્રકાશ;
પ્રીતિ નિર્મળ આનંદકારી, છબિ જનકની જગતમાં ન્યારી. ૪

* "શૈલસુતા સ્તોત્ર" સટીકની અર્પણપત્રિકા મ્હારી માતુશ્રીના વિરહની કવિતા "સુબોધ સંગ્રહ" મા પ્રગટ કરી છે.

જોઈ હેવાર વરમાં વિરોધ, દેતા દોહાદિ શબ્દે સુબોધ;
ધીર ધર્મ ને બુદ્ધિ નિધાન, પિતાથી ધર્મસિંહ પ્રમાણ. ૫
ભક્તિ૯-દેવ૩ -નિધિ૯-ભૂમિ,૧ ભાલે* રાય વિક્રમનાં શુભ સાલે,
કૃષ્ણ ચોથ ને આશ્વિનમાસ, શુક્રવારે કરચો સ્વર્ગવાસ. ૬
પિતા પ્રિય નામ નવ વિસરાય, ચિત્ત આકૂળ વ્યાકૂળ થાય;
અર્પું એઓને રચના આ સાદી, કહાન પ્રાસ કરી ને પ્રસાદી. ૭

(દોહા†)

ધન્ય દિવસ સુજશ જનકતણા ગાઉં, ધર્મ ધારિએ અવશ્ય શુદ્ધ થાઉં;
ઊર સિંધુ શાંત મતિ શૂર, મોહ દ્રોહ દોષથી સદૈવ દૂર. ૧
દુઃખ સહ્યાં કદી દુઃખવ્યું ન દીલ, ચિત્ત વિત્તથી ચહ્યું નહિ વડીલ;
રજનિ દિવસ રામરટણ પ્રેમ વ્હાલ, અર્પું રામ‡ નામ તણી મણીમાળ. ૨

( પદ-કાફી )

કરું છું ભાવ ધરીને, હું તેનું ગુણગાન. (ટેક)
જે પિતુમાને પોષ્યો સુજને, માની પ્રાણ સમાન; કરું છું૦ ૧
બાળક હું સુજને કંઈ ન્હોતું, આ દુનિયાનું ભાન;
દુર્ગુણ દોષો દૂર કરીને, દીધું સુવિદ્યા દાન; કરું છું૦ ૨
ઉત્તમ રહેણી ને કરણીથી, ધરતાં 'તાં જે ધ્યાન;
પુણ્ય પરાક્રમથી જે પામ્યાં, જગત જનોમાં માન; કરું છું૦ ૩
ગ્રંથ રચી કરું અર્પણ તેને, નામ સ્મરણ સુખધામ;
કહાનજી મન તૃપ્ત ન થાયે, કરતાં રસજશ પાન; કરું છું૦ ૪

## ભ્રાતાની સ્તુતિ.

( રાહ સીતાજીના મહિનાની )

વ્હાલા વીર વડિલ શિરચ્છત્ર, શીતળ મીઠી છાંયડી;
ઉગ્ર સંસાર સાગર તીર, ઊતરવાની નાવડી. ૧
આર્ત અંતરનારે આધાર, વિસામા ઓ ! વાતના;
બ્રહ્મચારી જેવા બજરંગ, રંગીલા શ્રી રામના. ૨
એક દશરથ સુતનુંજ ધ્યાન, જપ્યું એજ નામને;
કર્યું રામ કથા રસ પાન, બેસી સ્થિર આસને. ૩
માત તાત ગણી તપતીર્થ, સદૈવ સંતોષિયાં;
ભરી ભાંડુમાં ભાવ અનૂપ, પૂરા પ્રેમે પોષિયાં. ૪
રામ-લક્ષ્મણ જેવો સનેહ બંધુ સદા દાખવ્યો;
દેતાં અનુભવ જ્ઞાન સુબોધ, કઠિણ શબ્દ ના કહ્યો. ૫

* વિ. સં. ૧૯૩૯ "કાઠિયાવાડી સાહિત્ય" ભાગ પહેલાનું અર્પણપત્ર. †પહેલી લીટીનો પહેલો બીજીનો બીજો એમ અનુક્રમે ગાદરા પિતાનું નામ નીકળે છે
‡ "રામરસનું" અર્પણપત્ર.

સત્ય વચન આચરણમાં પ્રેમ, શાંતિ સુખની સજી;
લહ્યું નિર્ભય નાનજી નામ, નારાયણજી તજી. ૬
સંવત ઓગણી પાંત્રિસ વર્ષે, શ્રી વિક્રમરાયનું,
માસ કાર્તિક ઉજ્વળ પક્ષ, મંગળ નોમ રાત્રનું. ૭
છૂટા પડવાનું તેથી શું ખાસ, જઈ જન્મસ્થાનમાં;
કર્યો બંધવ વૈકુંઠવાસ, અખંડ એકાંતમાં. ૮
પુણ્યશ્લોક નારાયણ નામ, ભલે લહ્યું નાનજી;
ધરી હૃદય મૂરત અભિરામ, કીરત કરે કહાનજી. ૯

## ગ્રંથગૌરવ

પૃથક્ પૃથક્ પુસ્તકોના મુખપૃષ્ઠ ઉપર તથા અન્ય સ્થળે
મુકવા રચેલી કવિતા *

(પદ ત્રિભેટી)

"પરમપદ બોધિની" સાધન સારૂં,
જ્ઞાન ધ્યાન વૃદ્ધિ કરનારૂં,—પરમપદ (ટેક)

શુદ્ધ વેદાંત સિદ્ધાંત સહિત છે, ભક્તિરૂપ અતિ ન્યારૂં,
હઠયોગ ને રાજયોગ સાધને, સત્વર શ્રેય થનારૂં—પરમપદ૦ ૧
પિંડ બ્રહ્માંડ વિવેક વિવેચન, મદ મમતા હરનારૂં,
વિવિધ વિષય યોજના અતિ રૂડી, સ્તુતિ શી તેની ઉચ્ચારૂં ?—પરમપદ૦ ૨
કાન સ્વરૂપ કરી સાહિત્ય સેવા, મુક્ત થયું મન મ્હારૂં,
ઈશકૃપા અવલંબન સાધન, અહર્નિશ કેમ વિસારૂં ?—પરમપદ૦ ૩

(પરાશરસંહિતા કાફી-હોરી)

શાસન ધર્મ સમાન,
નથી આ વિશ્વવિષે કો,—શાસન ધર્મ૦ (ટેક.) નથી આ૦ ૧
રાજાથી અધિક ધર્મની સત્તા, ધર્મ મહા બળવાન—નથી આ૦ ૨
જન જન્મી જે નિયમે રે'વું, તે બતલાવે નિદાન—નથી આ૦ ૩
ધર્મહીન જન આથી ખોવે, માનવ જન્મ મહાન,—નથી આ૦ ૪
શુદ્ધ આહાર વિહાર બતાવે, નિરતિશયિત દે જ્ઞાન,—નથી આ૦ ૫
સંપત્તિ સત્ત તથા સુખ સાધન, ધર્મ ધુરંધર માન,—નથી આ૦ ૬
એકપણું જ્યાં ધર્મતણું ત્યાં દેશોન્નતિ પ્રધાન,—નથી આ૦ ૭
ધર્મદ્વેષ તે દેશ દરિદ્રી, વસ્તિ છતાં વેરાન,—નથી આ૦ ૮
બળ-ઐશ્વર્ય કળા સદ્ધર્મે, ધર્મે ધન સુખ-ધામ,—નથી આ૦ ૯
ઋષિ પરાશર પ્રણિત સંહિતા, માન્ય મહા વિદ્વાન—નથી આ૦ ૧૦
કળિમાં એનો મહિમા મનો, સત્વર આપો ધ્યાન—નથી આ૦ ૧૧
કરિ રચના શ્રીનૃસિંહ સહાયે, ધર્મસિંહસુત કાન,—નથી આ૦ ૧૨

* "કહાન મંત્ર" "દાસબોધ" વગેરે જુઓ.

## સમાજ જીવન *

( દોહરા )

ખાન પાન વ્યવહારનું, જીવન પણ જણાય,
'સમાજ જીવન' સર્વથા, જીવન ધન્ય ગણાય ૧
'સમાજ જીવન' રક્ષવા, તન–મન–ધન અર્પાય,
રાજ કાજ હક માગવા, ત્યારે યોગ્ય ગણાય ૨
હિતકારક આ જગતમા, સુમિત્ર પુત્ર કલત્ર,
તેમજ સજ્જન મન વસે, 'સમાજ જીવન' પત્ર ૩
કુળ મોટપ ને જ્ઞાતિના, વૃથા સહુ અભિમાન,
'સમાજ જીવન' વિષયથી, જો જન હોય અજાણ ૪
ધર્મ અર્થ આનંદની, જો ઉરમા અભિલાશ,
'સમાજ જીવન' રક્ષવા, સત્વર કરો પ્રયાસ. ૫
આર્ય જ્ઞાતિ સસારનું, સેવક વા શિરછત્ર;
સુમતિ પ્રેરે સર્વ ા, 'સમાજ જીવન' પત્ર ૬
સમાજ સેવા કારણે, દે નિજ જીવન દાન,
ખરો ઋષિ જ્ઞાની મુની, માનો દેવ સમાન ૭
ઇચ્છો સુખ સમારના, વળી વિચાર સ્વતત્ર,
વાચો તો સુવિવેકથી, 'સમાજ જીવન' પત્ર ૮
સત્ય સનાતન ધર્મનુ, સદા સજીને શસ્ત્ર,
કાપે કુમતિ કુતર્ક ને, 'સમાજ જીવન' પત્ર ૯
દામ દામ ને ઠામથી, થાય આજ શુભ કાજ,
'સમાજ જીવન' તો રહે દેશ વેશની લાજ ૧૦

## સાંજ વર્તમાન

( ગરબી )

હા રે (સખી) સાજની શોભા તે શી વખાણિયે ? (ટેક)
હા રે એ તો 'સજ વર્તમાન' પત્ર જાણિયે,–હોજી રે૦ ૧
હા રે એ તો બ્હાર પડે સધ્યા સમે,
હા રે એ તો બ્હાર બહૂ જનને ગમે,–હોજી રે૦ ૨
હા રે જેવા સાજ રગ કિંગળોક શોભતા,
હા રે લખે લેખ તેવા અતિ ઓપતા,–હોજી રે૦ ૩
હા રે એ તો સર્વ લોક થોકને પ્રબોધતું,
હા રે એ તો દેશદાઝ રાજહિત શોધતું,–હોજી રે૦ ૪
હા રે એ તો દેશ દરિયાપાર સંચરે,
હા રે એ તો ન્યાય નીતિ ચિત્ત ચીતરે,–હોજી રે૦ ૫

* આ દોહરામાનો એકેક દોહરો, સમાજ જીવન માસિકના પ્ર ઘેક અંકે મુખપૃષ્ઠપર પ્રગટ થયો છે

હાં રે કહે હિંદુ જૈન પત્ર એ પવિત્ર છે,
હાં રે કહે પારસી અમારૂં ચિરછત્ર છે.–હોજી રે૦ ૬
હાં રે મોહમેદન એ અમારૂં મિત્ર છે,
હાં રે કહે ખ્રિસ્તી ઈસાઈ ખચીત છે.–હોજી રે૦ ૭
હાં રે એણે એકત્રીશ વર્ષ પૂરાં કર્યાં,
હાં રે એનાં એક રંગ રૂપ જોઈ મન ઠર્યાં.–હોજી રે૦ ૮
હાં રે એમાં લેખકો કલમકસ તે લખે,
હાં રે રસ લેતાં અન્યાય ન કરે રખે.–હોજી રે૦ ૯
હાં રે એ તો લોકપ્રિય થાતુંજ જાય છે,
હાં રે એથી પાંચમાં પુજાય પંકાય છે.–હોજી રે૦ ૧૦
હાં રે રહો આરોગ્ય આપતે ઘણી ખમા,
હાં રે કાન વિસ્તરો પ્રતાપ તેજ રહેજમાં–હોજી રે૦ ૧૧

## "જય સૌરાષ્ટ્ર"ને અભિનંદન.

(રોળાવૃત્ત)

જય જય 'જય સૌરાષ્ટ્ર', રાષ્ટ્ર દેશોદય પર્વે;
દે અભિનંદન સુહૃદ, મુદિત મન સજ્જન સર્વે ૧
જય જય 'જય સૌરાષ્ટ્ર', રાષ્ટ્ર ગુણ ગાન ગજાવો.
હક-સ્વતંત્રતા-સત્ય, ન્યાય-નીતિ દર્શાવો. ૨
જય જય 'જય સૌરાષ્ટ્ર', વ્હેમ ને કુછંદ છેદો;
થાય દેશ આબાદ, અટાડો ભ્રાતિ ભેદો. ૩
જય જય 'જય સૌરાષ્ટ્ર', કળા-કૌશલ્ય પ્રકાશો,
વધે વણજ વ્યાપાર, થાય આયાત નિકાશો. ૪
જય જય 'જય સૌરાષ્ટ્ર', મટે મહી બરબાદી,
સુંદર બંદર ખિલે, મળે યશ દ્રવ્ય પ્રસાદી. ૫
કંઠણ કાઠિયાવાડ, દેશ ખેતીવાડીનો,
નદી સરોવર પ્હાડ, બ્હાર ઝાઝી ઝાડીનો. ૬
રતનાગરની લ્હેર, બંદરે વ્હાણો આવે;
કરે વણજ વેપાર, કેમ નહિ મનને ભાવે. ૭
જય જય 'જય સૌરાષ્ટ્ર', પત્ર શુભ નામ પ્રમાણે;
સેવક વા શિરછત્ર, થઇને ટાણે ટાણે. ૮
શાઠ શેઠોના દોર, તોર ત્રસ્ટિ દુખદાઈ;
જાણવે ઝાઝું જોર, નામના ગુરુ ગુસાંઇ. ૯
ન્યાત પંચ-તડ વિષે, કપટ બહુ નાટક વેશે;
સ્વાર્થસિદ્ધિના ન્યાય, થાય છે રાગદ્વેષે. ૧૦

ધર્મિને ત્યાં ધાડ, પાપિ પોબાર પુકારે,
સમય રંગના ઢંગ, કળાએ નહિ અત્યારે ૧૧
વિગ્રહ દેશ વિદેશ, દુરાગ્રહ દુષ્ટ અનીતિ,
દે તેને સંદેશ, શુદ્ધ સત્યાગ્રહ પ્રીતિ ૧૨
દામ દામ ને દામ, નથી બાળકની વાતો,
વસમી લાતો પડે, ઘણાએ ઘડીમાં ઘાતો ૧૩
સંકટ કષ્ટક ઝાડિ, પદે પદ છે દુખદાઈ,
મેદાન પડવું બ્હાર, થઈને શૂર સિપાઈ* ૧૪

("કાઠિયાવાડી")

લાડિ ને વાડિ ને ગાડિની લાલચે, દેશની આબાદિ દૂર નસાડી,
જો તું વિચારિ હવે પ્રિય વાચક! દેશ અને વેશ 'કાઠિયાવાડી"—૧

('સ્વદેશ'-ઉપજાતિ)

સ્વદેશ છે નામ રૂડું તમારૂં, સ્વદેશને પ્રાણ સમાન પ્યારૂં,
સ્વદેશ વાર્તા સુખદા ઉચ્ચારો, સ્વદેશ સેવા સર્વે સ્વિકારો ૧
સ્વદેશનું શ્રેય કરે સુપુત્ર, સ્વદેશનું ધ્યેય બને વિશાળ,
સ્વદેશ વાત્સલ્ય રૂચે વિચારો, સ્વદેશ સેવા સર્વે સ્વિકારો ૨
સ્વદેશિ વ્યાપાર કળા સુરેશ, સ્વદેશમાં સ્થાન લહે વિશેષ,
સ્વદેશ સમૃદ્ધ બને બજારો, સ્વદેશ સેવા સર્વે સ્વિકારો ૩
સ્વદેશ અર્થે શિર સોંપનાર, સ્વદેશ અર્થે રણ ઝુઝનાર,
થઈ ગયા તે દૈવી અવતારો, સ્વદેશ સેવા સર્વે સ્વિકારો ૪
સ્વદેશ સેવા વ્રત નિત્ત સાચું સુસંપ સત્યાગ્રહમાંજ રાચું,
સ્થાપી સુખો લાભ મળેજ ઉચ્ચ, મટો અનીતિ દુર્ગુણ તુચ્છ ૫
અજ્ઞાનને વ્હેમ મહા મલીન, નાના પ્રકારે મન થાય ખિન્ન,
ઉછેદવા તે ઉત્કૃષ્ટ રીતે, અર્પણ દે શક્તિ કહાન પ્રીતે ૬

## પ્રકીર્ણ પુસ્તકો

(દીપોત્સવી-ગીતિ)

દીવાળી દિન વાળી, ભારતવર્ષિય તણા હરો ક્લેશ,
જન ધન વૃદ્ધિ સાથે, વર્ષ નવામાં કરો સુખી દેશ ૧

("ચમત્કારિક દ્રષ્ટાન્તમાળા"-દોહરો)

ચમત્કાર ઈશ્વરતણા, ચિત્ર વિચિત્ર જણાય,
જ્ઞાન ધ્યાનથી વાંચતાં, ધર્મ મર્મ સમજાય ૧

(સુનીપથ)

ઉત્તમ કવિતા વારતા, વૈદક ને વેદાંત
વાંચે ચિત્ત શાંતિ થશે, મળશે સુખ સિદ્ધાંત ૧

* જન્મભૂમિ, જનનિ અથવા જન્મદિવસો રૂચિન જયપ્રકાશન હોવાથી "જય સૌરાષ્ટ્ર" પત્રને અભિનંદન આપતાં આ કવિતા રચી હતી. ઈસ. ૧૯૩૧.

("કચ્છદેશની જુની વાર્તાઓ")

કથા કચ્છ ઇતિહાસની, પ્રાચિન રૂચિકર સાર;
વાંચે ચિત્ત રાજી થશે, વર્તે જય જયકાર. ૧

("અનુભવપ્રકાશ"—દ્રુતવિલંબિત)

અનુભવે ભવબંધન જાય છે, અનુભવે નિજ રૂપ કળાય છે;
અનુભવે ભવસિંધુ તરાય છે, અનુભવી વિજયીજ ગણાય છે. ૨

(દોહરા)

સો શબ્દો શિક્ષા તણા, અનુભવ અદ્ભુત એક;
અનુભવ વધશી સર્વથી, વદે ટેક ને નેક. ૧
અનુભવનું જે જ્ઞાન તે, અભ્યાસે નથ હોય;
તેમજ વયનું જ્ઞાન પણ, વય વણ પામે કોય. ૨
થાય પ્રેમ પ્રભુપદ વિષે, જાય અવિદ્યા ઝાંખ;
"અનુભવ પ્રકાશ" વાંચતાં, ઉરની ઉઘડે આંખ. ૩

( "શ્રીમાન ગોવિંદજીનું ચરિત્ર" )

પરમ પવિત્ર ચરિત્રથી, નીતિ ધર્મ વ્યવહાર;
વિવિધ વિવેક વિચારને, મળે સાર નિર્ધાર. ૧

( "રણવીરસિંહ" )

નીતિ નિપુણતા ચાતુરી, રાજરંગનું ચિત્ર;
વીર પ્રેમ શૃંગારમય, વાંચો મિત્ર પવિત્ર. ૧

( "પ્રબોધભારત" )

"પ્રબોધ ભારત" રત્ન છે, ભક્તિ રસે ભરપૂર;
કવિ–ઋષિ-મુનિ પંડિતતણાં, વાંચો વચન મધૂર. ૧
તત્ત્વજ્ઞાનનું તત્ત્વને, મહત્વનાં એ વેણ;
સુખકર લાગે સુજ્ઞને, જ્ઞાન શાંતિમતિ દેણ. ૨

( "સુરસાગરની સુંદરી" )

સુરસાગરની સુંદરી, વસતિકા આખ્યાન;
ઉત્તમ નાયક નાયિકા, કર્યું સમુદ્ર પ્રયાણ. ૧

( "શંકરાચાર્ય પંચરત્ન" )

પંચરત્ન આ વાંચતાં, ઉપજે આતમ જ્ઞાન;
જગતગુરુ શંકર તણાં, વચન સુધા સુખખાણ.

( "શ્રીકૃષ્ણ સંધ્ય" )

સંધ્યા સાધનથી મળે, ઉભય લોકમાં ક્ષેમ;
માટે કર અભ્યાસથી પૂરણ આણી પ્રેમ. ૧
સરસ કૃષ્ણ સંધ્યા રચી, કૃષ્ણદાસ સુત ખાસ;
ગુણ ગાતાં ગોવિંદના, ગોવિંદદાસ પ્રકાશ. ૨

( "સૌરાષ્ટ્ર મિત્ર" )

રાષ્ટ્ર પ્રાંત વા દેશમાં, કેઈક પત્ર છે કાઇ;
તે સહુથી ન્યારૂં સદા, પત્ર મિત્ર સૌરાષ્ટ્ર. ૧

( "સૌરાષ્ટ્ર સમાચાર" )

કોમળ વચનો ઉચ્ચરે, વર્તન કેવળ કાઇ;
ચમત્કાર તેનો કરે, સમાચાર સૌરાષ્ટ્ર. ૧

( "ઇમાનનાં મોતી" )

ઇમાનનાં મોતી તણી, ગુંથી આ મણિમાળ;
આરોપું ઇસ્લામિને, ધરિ અંતરમાં વ્હાલ. ૧

( 'સ્ત્રી નિત્યકર્મ' )

મોટા દાના છે કહી, હેમદાન ગજદાન,
પણ કહાન એકે નહિ, પુસ્તક દાન સમાન. ૧

( "નવભારત" પત્ર. )

નવ ભારત નવ ખંડમાં, પ્રીતે કરે પ્રવાસ;
દાસ વ્યાસની આશ એ, પૂરો શ્રી અવિનાશ. ૧

( "કાઠિયાવાડી સાહિત્ય" હરિગીત. )

સૃષ્ટિતણું સૌંદર્ય ને, સાહિત્ય જ્યાં સવિશેષ છે,
વેદાંત ને ગીતા તણા જ્યાં વર્ણના ઉપદેશ છે;
હિંદુ મુસલ્માં એક ને, જ્યાં દ્વેષ નહિ લવલેશ છે,
નિજ ટેક ને ટેકાઈમાં, સૌરાષ્ટ્ર એ જ દેશ છે. ૧

( "ગુણસુંદરી" )

સંસારમાં સન્નારિના, સદ્ધર્મ જે શાસ્ત્રો ભણે,
નિજ વર્તને મૂકી ભલી ભાતે કર્યા સંભારણે;
ચીડાં સુવાસિત સુમનની, તે માળ વણિ અર્પણ કરી,
સ્વર્ગે ગયાં માણેકબા, આદર્શ સ્ત્રી ગુણસુંદરી. ૧

## પ્રજ્ઞાચક્ષુ સ્વ. ભારતમાર્તંડ શીઘ્રકવિરાજ ગટ્ટુલાલજીનો અભિપ્રાય.

( "સાહિત્યરત્નાકર"–ગીતિ )

સુજનો સાહિત્ય સુધા, સુધાધિપોએ સમુદ્ર શાસ્ત્ર મથી;
કાઢી કાવ્ય કળશમાં, નાખી રાખી પીઓ વિના શ્રમથી ૧

( "સુભાષિત લહરી" )

સરસ "સુભાષિત લહરી", હરી પરીતાપ આપશે તરવા;
કવિમુખ કમલ વિકાસી, મન મધુકર નિકર મોદ ભરવા. ૧

( "સુબોધ સંગ્રહ" )

"સદ્‌બોધસંગ્રહે" ભવવિષ મય, એ લાવિ કારસા કર્માં;
ખાય ન કોણ મટે જો, વિષમ થએલા વિકાર સાકરમાં. ૧
યત્ન કરો જગમાં નય, ધરાવિ સારે સ્વભાવ નામ થવા,
જન ધન મમતા બંધન, ધગ વિચારે સ્વભાવ ના મથવા. ૨

(માલિની છંદ)

હૃદય નય ઠરાવો તે કરો ને કરાવો,
અવિનય વિસરાવો, ષડ્‌રિપુને હરાવો;
શુભ યશ વધરાવો, શીખિ સદ્‌બોધ રાવો,
મતિ અતિ સુધરાવો, ભક્તિ તેમાં ધરાવો. ૧

( "પરમપદ બોધિની"–દોહો )

ગ્રંથ "પરમપદબોધિની", યોગશાસ્ત્રનો સાર;
મુક્તિઇચ્છુ ભવભીત જન, વાંચો કરી વિચાર ૧

## સ્વ. બ્રહ્મચારીશ્રી નરસિંહ શર્માના ઉદ્‌ગાર.

("અધ્યાત્મ ભજનમાળા"–દોહરા)

ભજન કર્યો તાતેં ભજયો, ભજ્યો ન એકહુ વાર;
દૂર ભજન જાતેં કર્યો, તાતેં ભજયો ગંવાર. ૧

("વશીકરણ વિદ્યા")

"વશીકરણ વિદ્યા" ભણે, સતી શિરોમણી થાય;
અવિચળ પદ પામે સુખે, ત્રિભુવન પૂજ્ય ગણાય ૧
વિધિ નિષેધમય વચન આ, વાંચી વર્તિશ બ્હેન;
પતિને પળમાં વશ કરી, પામિશ સહુ સુખ ચેન. ૨

( "શૈલસુતા સ્તોત્ર"–શાર્દૂલ )

ચાહી નિત્ય વધારવા અવનિમાં, સદ્‌ભાવ ભક્તો તણા,
વાંચ્યું શૈલસુતાતણું સ્તવન ત્યાં, શબ્દો વિચિત્રો ઘણા;
ટીકા સંસ્કૃતમાં ઘણી સરલ છે, તોએ વિચારી કરી,
વંદી શ્રી ગિરિજાતણા ચરણમાં, ટીકા લખુ ગુર્જરી. ૧

("આર્યાચરિત્રાવલી")

રાજ્યારંભ શરૂ થયો યવનનો, આ આર્યભૂમીમહીં,
ત્યાંથી લઈ ઘર-રાજ્ય-ધર્મ-બળને, કાર્યે સુદક્ષા થઈ;
એવી ભારતભૂમિની ભગિનીઓ, ભાવે સહ સાંભળી,
રાખો ટેક વિવેક એમ સુચવે, આર્યાચરિત્રાવલી.

("ચમત્કારિક દૃષ્ટાંતમાળા" મન્દાક્રાન્તા)

વાણી ધોવા વિમળ જગને, શોધનાં તત્વ પામ્યો;
તેથી જ્ઞાતા વિબુધ જનને, પાદ પદ્મે વિરામ્યો;
ત્યાંથી લીધું મધુર મધુ મેં, ભોગવું એકલો શું ?
એવુ જાણી રસિક જનમાં, વ્હેંચવાને વિચાર્યું. ૧

("સતીગુણચન્દ્રિકા"-સોરઠો)

નર નિપજાવ્યા નાર, ગણમાં પણ ગુંથ્યો તમે;
સિંહણ સમ ઉદ્‌ગાર, હવે ન શરમાઓ રજે. ૧

## પ્રજ્ઞાચક્ષુ પ્રતાપકવિનું અનુમોદન.

("સુબોધ સંગ્રહ")

(દોહરા)

જન અન ધન સંગ્રહ કરે, નાશ નિમિષમાં થાય;
સુબોધસંગ્રહ કર ગ્રહે, દઢ સુખકારિ સદાય. ૧

(ઉપજાતિ વૃત્ત)

શ્રમેં કરીને ધનનો વધારો, ગાંભળતાં દુઃખતણો ન આરો;
સુબોધનો સંગ્રહ એક સારો, વિનાશ્રમેં સિદ્ધ રહે વિચારો. ૧

(વંશસ્થ)

વિદેશ કે દેશ અને ગૃહે, સુશાસ્ત્ર પૈકે નિજ માથમાં ગ્રહે;
શિખે સુણે આગ્રહ કે અનાગ્રહે, ખુશી થશે સત્ય "સુબોધ સંગ્રહે". ૧

("પદ્યરત્ન"-કવિત્ત)

આપના પવિત્ર પત્ર સાથે મળ્યું પદ્યરત્ન,
જત્ન થકી જાળવી વધાવી તે વિચારૂં છું;
શી કહું શાબાશી આશ પૂરવા અશક્ય તેથી,
ઈશ આશ પૂગે એવી આશિષ ઉચ્ચારૂં છું;
વાર વાર ચાર આપ પ્યારને પ્રકાર પેખી,
પરમ પ્રતાપ ઉપકાર ઉર ઉર ધારૂં છું;
દલાલીના દર્પને વધારનારી ઢાલ સારી,
પ્યારી "પદ્યરત્ન" પોથી સ્નેહથી સ્વિકારૂં છું. ૧

---